નવી પદ્ધતિ પ્રમાણે રચાએલો.

# હિંદનો ઇતિહાસ.



પ્રાથમિક, વર્નાક્યુલર ફાઈનલ તથા સાતમા,
છઠ્ઠા અને પાંચમા ધોરણના વિદ્યાર્થી
ઓને અતિ ઉપયોગી.

---


પ્રસિદ્ધ કર્તા.

પટેલ. જેઠાભાઈ લહેરીભાઈ.

તથા

શા. છોટાલાલ ત્રીકમભાઈ.



નડીઆદ.

---

[illegible] ૧૯૬૮ સને ૧૯૧૨

કીમત ૦-૭-૬

નવી પદ્ધતિ પ્રમાણે રચાએલો

# હિંદનો ઇતિહાસ.

પ્રાવેશિક, વર્નાક્યુલરફાઇનલ તથા સાતમા,
છઠ્ઠા અને પાંચમા ધોરણના વિદ્યાર્થીઓને
ખાસ ઉપયોગી.

પ્રસિદ્ધ કરનાર.

પટેલ. જેઠાભાઇ વહેરીભાઇ

તથા

શા. છોટાલાલ ત્રીકમભાઇ

નડીઆદ.

આવૃત્તિ ૧ લી.

નડીઆદ-"ગુજરાત" પત્ર પ્રિન્ટીંગ પ્રેસમાં
ફુલચંદ બાપુજી શાહે છાપી.

સને ૧૯૧૨ સંવત ૧૯૬૮

કીંમત ૦-૭-૬

# પ્રસ્તાવના.

હાલમાં નિશાળોમાં ચાલતા ઇતિહાસોમાંથી છોકરાઓને સાર ગ્રહણ કરવો ઘણો અઘરો થઈ પડે છે. તથા વર્નાક્યુલર ફાઈનલ અને પ્રાવેશિક પરીક્ષાઓમાં પાસ થવા માટે જોઈતું ઉપયોગી ટીપ્પણ તેમાંથી મળી આવતું નથી. આથી ઘણા વિદ્યાર્થીઓ આ વિષયમાં નાપાસ થાય છે. તે હરકત દૂર કરવા ખાસ કરીને ગારડન, વિદુસ હાસ, મોરિસકૃત વગેરે ઇતિહાસોને આધારે આ ઇતિહાસ રચવામાં આવ્યો છે. તેમાં રાજ્યપ્રકરણ, વેપારરોજગાર, ચઢતીપડતી, લાભાલાભ, લોકસ્થિતિ મુકાબલા, જીવનચરિત્રો વગેરે હકીકત ઘણી સારી રીતે આપવામાં આવી છે. તથા આજ સુધીના વર્નાક્યુલર ફાઈનલ અને પ્રાવેશિક પરીક્ષાના સવાલો તેમજ તેનું સ્પષ્ટીકરણ વિષય પરત્વે કરવામાં આવ્યું છે.

નડિયાદ, }
જુલાઈ ૧૯૧૨. } કર્તા.

ઇતિહાસ ( ઇતિ=એ પ્રમાણે+હ=ખરેખર+આસ=હોવું ) એટલે થઇ ગએલા બનાવોનું વર્ણન. જે બની ગયું હોય તેનું ખરેખરૂ આબેહુબ વર્ણન તે ઇતિહાસ. જુદા જુદા જનસ્વભાવ અને તેને અંગે બનતી રાજકીય ઉથલપાથલ તથા વેપારરોજગાર, ધર્મ અને લોકોની રહેણીકરણી ઉપર થતી અસરોનું ઉપયોગી જ્ઞાન આપનાર સાધન ઇતિહાસ છે. તે વૃદ્ધત્વના ધોળા વાળ કે કરચલી આણ્યા વગર તરુણ પુરૂષને વૃદ્ધ બનાવે છે. વળી ભવિષ્યનું સૂચન કરનાર, સત્યનો ઉપદેશ કરનાર અને માતાની પેઠે જીવનનું રક્ષણ કરનાર છે. તથા સમયનો સાક્ષી પ્રકાશક અને જીંદગીનો સ્વામી છે.

## ઇતિહાસથી થતા ફાયદા.

૧ સ્મરણશક્તિ અને કલ્પનાશક્તિ કેળવાઇ મજબુત થાય છે. તથા તુલના અને વિચારશક્તિ વધે છે.

૨ રાજકીય બનાવો વિષે બુદ્ધિપૂર્વક વિચાર કરવાની ટેવ પડે છે.

૩ સ્વદેશ પ્રેમ પ્રેરાય છે અને શહેરી તરીકે તેમજ પ્રજાના અને રાજ્યના અંગ તરીકે આપણી શી ફરજ છે તેનું જ્ઞાન થાય છે.

૪ નીતિબોધ અને સંસારિકજ્ઞાન મળે છે.

૫ સારાસાર સમજાય સત્યનો જય અને કપટી અને દુરાચારીનો અંતે નાશ થાય છે એવું સત્ય ઠસે છે.

૬ ગમે તેવી અડચણ ખસેડવા સખ્ત મ્હેનત કરવાની ટેવ પડે છે.

૭ ઇતિહાસનું જ્ઞાન વર્તમાનપત્ર કે બીજી સાધારણ બાબતો સમજવામાં મદદ રૂપ થાય છે.

**ઇતિહાસ અને ભુગોળનો સંબંધ**—ઇતિહાસ અને ભૂગોળનો સંબંધ ઘણો નિકટ અને ગાઢ છે. જે દેશનો ઇતિહાસ શીખવવો હોય

તે દેશની ભુગોળ અવશ્ય શીખવવીજ જોઇએ. નકશા વગર ઇતિહાસ શીખવી શકાયજ નહિ. ઇતિહાસનું મૂળ ભુગોળ એટલે દેશસ્વરુપમાં રહેલુ છે, માટે તેનું કુદરતી સ્વરૂપ સમજ્યા વિના તેમાંના પુરૂષોનાં જીવનચરિત્રો બરોબર સમજાતાં નથી. દેશનું કુદરતી સ્વરૂપ આબોહવા અને આસપાસની સ્થિતિ તેના ઇતિહાસ ઉપર ઘણી અસર કરે છે. લડાઈ વખતે લશ્કરના હીલચાલમાં, જયપરાજયમાં, રાજ્યોની મર્યાદા તથા ઉદયઅસ્તની સ્થિતિ નક્કી કરવામાં કુદરતી સ્વરૂપ ઘણુંજ અસરકારક થાય છે, અને આજ સ્વરૂપને લીધે પ્રાચીન સુધારો હિંદુસ્તાન, ઇરાન, આસીરીઆ અને ઇજીપ્તમાં પશ્ચિમદેશો કરતાં વહેલો થયો. વળી દ્રવ્ય સંપતિનો આધાર શરૂઆતમાં એજ કારણ ઉપર છે, અને દ્રવ્ય સંપતિ દેશના સુધારાનું અગત્યનું કારણ થઈ પડે છે. આજ કારણથી યુરોપમાં પ્રથમ સુધારો ગ્રીસ અને ઇટલીમાં થયો હતો. આ ઉપરાંત પર્વતની હાર, ઉચ્ચપ્રદેશ, ખીણો, નદીઓ, જંગલો વગેરે તપાસવાથી જણાશે કે એ દેશ જીતવો ઘણો અઘરો છે અને શત્રુની સામા સહેલથી રક્ષણ થઇ શકે છે. વળી દ્વીપ હેવાથી ઇંગ્લાંડના ઇતિહાસ ઉપર ઘણી અસર થઇ છે. તથા જાપાનને ઘણો ફાયદો મળ્યો છે. આસપાસ બળવાન પ્રજા છે તો પણ આલ્પ્સપર્વતને લીધે સ્વિટ્ઝર્લાંડ સ્વતંત્રતા જાળવી રહ્યું છે. એજ આલ્પ્સથી ઇટાલીની પ્રજા ઉત્તર તરફ વધતી અટકી છે. આબોહવા પ્રજાના ઇતિહાસપર ઘણી અસર કરે છે. સમશિતોષ્ણ કટિબંધની પ્રજા ચાલાક હોય છે ત્યારે ઉષ્ણ કટિબંધની વૈભવ અને વિલાસમાં મગ્ન થએલી હોય છે. વળી શીતકટિબંધમાં કે ઉષ્ણકટિબંધમાં મોટી પ્રજા કે રાજ્યો ઉદ્ભવ પામ્યાં નથી. કુદરતી સાહિત્યથી પણ પ્રજાના ઇતિહાસનું સ્વરુપ ઘડાય છે. આઇસલાંડના લોકો બુદ્ધિશાળી છે, પણ કુદરતી સાહિત્યો ઓછાં હોવાને લીધે કળાકૌશલ્યમાં આગળ વધતા નથી

# અનુક્રમણિકા.

પ્રકરણ

# હિંદનો ઇતિહાસ.

## ૧. હિંદના મુખ્ય પર્વતો અને નદીઓ.

**સીમા**—હિંદની ઉત્તરે હિમાલય પર્વત, પશ્ચિમે અફઘાનિસ્તાન અને અરબીસમુદ્ર, દક્ષિણે હિંદીમહાસાગર અને પૂર્વે ચીન તથા બંગાળી અખાત છે.

**હિમાલય** [ હિમ+આલય=બરફનું ઠેકાણું ] આ દુનિયામાં ઊંચામાં ઉંચો પર્વત છે. તેના શિખર ઉપરનો બરફ કોઇ દિવસ પીગળતો નથી. ત્યાં એટલી બધી ઠંડી છે કે માણસ કે જાનવર કોઇ જીવી શકતાં નથી. તેમ ઝાડ પણ ઉગી શકતાં નથી. એ પર્વત મોટી દિવાલરૂપે હોવાથી દેશનું રક્ષણ થાય છે, અને કોઇથી જઇ શકાતું નથી, પરંતુ વાયવ્ય અને ઇશાન કોણની ખીણોમાં થઇને લોકો આવજા કરી શકે છે. વાયવ્યકોણ તરફ સુલેમાન પહાડમાં થઇને આવવાનો મુખ્ય માર્ગ ખૈબરઘાટ છે, અને ઇશાન તરફ પતકોઇ ડુંગરો અને હિમાલયના પૂર્વ છેડાની વચ્ચે બ્રહ્મપુત્રા નદી વહે છે.

હિમાલયની દક્ષિણે મોટું હિંદુસ્તાનનું મેદાન આવેલું છે. તેના પશ્ચિમ ભાગને સિંધુનો નીચાણનો પ્રદેશ અને પૂર્વભાગને ગંગાનો નીચાણનો પ્રદેશ કહે છે. તેમાં સિંધુ અને ગંગા એ બે મોટી નદીઓ આવેલી છે. હિંદની મધ્યમાં વિંધ્યાચળ અને સાતપુડા પર્વત આવી રહેલા છે. તે હિંદના દક્ષિણ ભાગને હિંદુસ્તાનથી જુદો પાડે છે. આ જુદા પડેલા ભાગને દક્ષિણ કહે છે. તેમાં ઘણા ડુંગરા અને નદીઓ આવેલી છે. તેની પશ્ચિમે પશ્ચિમઘાટ અને પૂર્વમાં પૂર્વઘાટ નામના ડુંગરો આવેલા છે.

# આર્ય લોકો.

**આર્ય**—પહેલાંના વખતમાં હિંદમાં વસનારા લોકો વિષે માહિતિ આપનારૂં જુનામાં જુનું પુસ્તક વેદ છે. તે વેદ ઉપરથી જણાય છે કે આશરે ૪૦૦૦ વર્ષ ઉપર પંજાબમાં કદાવર ગોરા માણસોની જુદી જુદી જાતો રહેતી હતી. આ લોકોને આર્ય (ઉમદા) કહીશું.

**હિંદમાં આવ્યા પહેલાં (મૂળ રહેઠાણમાં) આર્યોની હાલત**—આર્ય લોકોનું મૂળ રહેઠાણ તુર્કસ્થાન (મધ્ય એશિઆ) માં હતું. તેઓ ઉંચા, ગોરા ને સુંદર હતા. તેમનાં કપાળ ભવ્ય હતાં. આ લોકો ગામડાં અને કસ્બામાં રહી બળદ તથા ઘેટાં રાખી જમીન ખેડતા અને ઘઉં તથા જવ પકવતા હતા. વળી રૂ કાંતી લુગડાં વણતા અને કાંસાના ભાલા, છરા વગેરે હથિઆર બનાવતા હતા. તેમનાં પાસે પાસે રહેતાં કેટલાંક કુટુંબોની એક જાત કે ટોળી બનતી. આ ટોળીનો ઉપરી મુખી કે આગેવાન હતો તેની સરદારી નીચે તેઓ લડાઈમાં જતા હતા.

**મૂળ રહેઠાણમાંથી ફેલાવો**—તેમની ટોળીઓ મોટી થવાથી મૂળ રહેઠાણમાં સમાવેશ થઇ શક્યો નહિ એટલે કેટલીક ટોળીઓએ નૈર્ઋત્ય કોણમાં જઇ ઇરાનમાં (આર્ય ઉપરથી ઇરાન) પારસી રાજ્ય સ્થાપ્યું. બીજી પશ્ચિમ ભણી ગઇ. તેના કુળમાં હાલ ગ્રીક, રોમન, અંગ્રેજ વગેરે છે, અને ત્રીજી અફઘાનિસ્તાનથી જઇ ખૈબર ઘાટને માર્ગે પંજાબમાં આવી. તેના વંશજો હિંદી આર્યો છે.

**હિંદી આર્યો અને તેમની સ્થિતિ**—જે આર્યો હિંદમાં આવ્યા તેમને હિંદી આર્યો કહે છે. તેમને લખતાંવાંચતાં નહિ આવડવાથી તેઓ મંત્રો પોતાનાં છોકરાંને મોઢે બોલતાં શીખવતા. છેવટે લખવાનો હુન્નર હાથ લાગવાથી મંત્રો લખાયા; તેને વેદ કે અસલના જ્ઞાનીઓનાં વચન કહે છે. હિંદી આર્યો પંજાબમાં રહી, જંગલ કાપી જમીન ખેડતા, ઘઉં તથા જવ પકવતા અને સુખી જીંદગી ગુજારતા હતા.

**આર્યોનો ધર્મ**—તેઓ તેજસ્વી હિતકારી દેવોને પૂજતા. તેમને રાંધવા તથા તાપવા દેવતાની જરૂર હોવાથી અગ્નિ દેવની પૂજા કરવા લાગ્યા. તથા અનાજ પકવવા વરસાદની જરૂર હોવાથી ઇંદ્રની પૂજા કરવા લાગ્યા. તેઓ માનતા હતા કે વરસાદગર્જના એ ઇંદ્રનો ધ્વની છે, વીજળીના ચમકારા એ તેના ભાલા છે, અને આ ભાલા ખેંચી તે વરસાદ વરસાવે છે. વળી તેઓ આકાશની વરૂણ દેવને નામે, સૂર્યની સવિતૃ દેવને નામે, હવાની વાયુ દેવને નામે, ગર્જના કરતા વાદળની રૂદ્રને નામે અને પ્રાતઃકાળની ઉષસ્‌ને નામે પૂજા કરતા. તેઓ માનતા કે મુઆ પછી આત્મા પ્રકાશિત સુખમય દુનિઆમાં જાય છે અને માણસને મુઆપછી યમરાજા પાસે ઇન્સાફ લેવા જવું પડે છે.

**હિંદુઓ અને પ્રાચીન આર્યોનો મુકાબલો**—તેઓ હિંદુઓ કરતાં ઘણી બાબતમાં જુદા પડતા. તેમનામાં ન્યાત, દહેરાં તથા મૂર્તિપૂજા નહોતી, સ્ત્રીઓ યોગ્ય ધણી પસંદ કરી પરણતી અને પુનર્લગ્ન થતાં. વળી તેઓ અનાજ તથા માંસ ખાતા અને સોમ નામે છોડવાનો કેફી રસ પીતા.

## વેદનો સમય. ઈ. સ. પૂ. ૨૦૦૦–૧૫૦૦

**અનાર્યો**—આર્યો પંજાબમાં આવ્યા ત્યારે ત્યાં કાળા રંગના જંગલી લોકો વસતા હતા. આર્ય કવિઓએ તેમને દસ્યુ કે દાસ કહ્યા છે. વેદના મંત્રોમાં તેમને કાળી ચામડીવાળા, બેડોળ ચહેરાવાળા, ચપટા નાકવાળા, કાચું માંસખાનારા અને નાસ્તિક કહ્યા છે. તેમને આર્યોએ ગુલામ બનાવ્યા અને રાક્ષસ, અસુર, દાનવ, દૈત્ય વગેરે નામ આપ્યાં.

**અનાર્યો સાથે લડાઇ**—આર્યોએ પંજાબમાં પથરાઈ દસ્યુ લોકોને હાંકી કાઢવા માંડયા. અનાર્યોએ પોતાનાં સુંદર ઘર અને ફળદ્રુપ જમીન જબરી રસાકસી સિવાય છોડી નહિ. તેમની સાથે આર્ય લોકોને ઘણી લડાઇઓ થઇ. છેવટે આર્યો વિજયી થયા, તેમનાં કુટુંબો એક પછી એક વધતાં ગયાં અને ૫૦૦ વર્ષમાં સરસ્વતી નદી સુધી જઇ પહોંચ્યા. તેમણે જંગલો કાપી અને ખેતરો બનાવ્યાં તથા ઘઉં અને જવ પકવવા માંડયા.

**બ્રહ્માવર્ત**—આ પ્રદેશ ફળદ્રુપ હતો. તે દૃષદ્વતી (ઘગ્ઘર) અને સરસ્વતી નદીઓની વચ્ચે ૬૦ માઇલ લાંબો અને ૨૦ માઇલ પહોળો હતો.

**વેદનો સમય**—આર્યો જે ૫૦૦ વર્ષ પંજાબમાં રહ્યા તે કાળને વેદનો સમય કહે છે.

**વેદ**—એ ચાર છે. (૧) ૠગ્વેદ-તે સૌથી પહેલો રચાયો છે. તેનો અર્થ સ્તુતિનો વેદ થાય છે. તે જુનામાં જુનું પુસ્તક છે. તેમાં ઇંદ્ર, અગ્ની અને બીજા દેવોના ૧૦૨૮ મંત્રો છે.

(૨) **યજુર્વેદ**--તેમાં યજ્ઞો સંબંધી મંત્રો છે. એ મંત્રો ભણનારને અધ્વર્યુ કહે છે. એમાં બે ભાગ છે. કૃષ્ણ યજુર્વેદ અને શુકલ યજુર્વેદ. આ વેદને આર્યોનું પ્રાર્થના પુસ્તક કહે છે.

(૩) **શામવેદ**—તેમાં ગોરો યજ્ઞ વખતે જે મંત્રો ભણતા હતા તે લખેલા છે. એ મંત્રો ભણનારને ઉદ્‌ગાત્રિ કહે છે. આ વેદને આર્યોનું સ્તોત્ર પુસ્તક કહે છે.

(૪) **અથર્વવેદ**—તે પહેલા ત્રણ પછી ઘણી મુદ્દતે રચાયો. તેમાં લખેલી કડીઓ ભણવાથી સંકટ દૂર થાય છે. એ ભણનારને ગોર કે બ્રહ્મા કહે છે.

## મહાભારતનો સમય. ઇ. સ. પૂ. ૧૫૦૦ થી ૧૨૦૦

( માર્સ્ડન ઇતિહાસ પ્રમાણે પહેલો મહાભારતનો સમય અને પછી રામાયણ પણ આપણા શાસ્ત્ર પ્રમાણે પહેલું રામાયણ, અને પછી મહાભારત )

**હિંદી આર્યોનો ફેલાવો**—આર્યો પંજાબમાં પથરાયા પછી તેમને માલુમ પડ્યું કે નવા નવા આર્યો ખૈબરઘાટમાંથી આવ્યા કરે છે. તેમનો સમાસ પંજાબમાં થશે નહિ, અને પૂર્વમાં રસાળ દેશ છે. આમ ધારી તેઓ જમના ઓળંગી ગંગા તરફ ગયા અને બ્રહ્મર્ષિ દેશમાં વાસ કર્યો. પછી તેમણે પાંચ નગર વસાવ્યાં (૧) ઇંદ્ર દેવ ઉપરથી ઇંદ્રપ્રસ્થ જેને હાલમાં દિલ્હી કહે છે. (૨) હસ્તિનાપુર (૩) આગ્રા (૪) કાંપિલ્ય કે કનોજ અને (૫) પ્રયાગ અથવા અલ્લાહબાદ. છેવટે ઉત્તર હિંદમાં વસ્તી વધવાથી વિંધ્યાચળ ઓળંગી દક્ષિણમાં ગયા.

**બ્રહ્મર્ષિ દેશ**—ઘણુખરા આર્યો ગંગાને જમનાના ફળ-દ્રુપ પ્રદેશમાં જઈ વસ્યા. અહીં તેમણે ઘણા મંત્રો રચ્યા, તે ઉપરથી તે પ્રદેશ બ્રહ્મર્ષિ અથવા જ્ઞાની ઋષિઓનો દેશ કહેવાયો.

આ પ્રદેશમાં પથરાતાં આર્યોને ૩૦૦ વર્ષ લાગ્યાં હશે. એ ૩૦૦ વર્ષના સમયને એટલે ઇ. સ. પૂ. ૧૫૦૦ થી ૧૨૦૦ ના વખતને મહાભારતનો સમય કહે છે. કારણ કે જુનાં સંસ્કૃત પુસ્તકોમાંનું બીજું મહાભારત છે. તેમાં થએલી લડાઇનું વર્ણન એકઠું કરીને વ્યાસે પુસ્તક બનાવ્યું છે. એની અંદર ૧૮ પર્વ છે.

**મહાભારત**—આ ઇતિહાસ ભારત કે કુરૂ અને પાંચાલ એ બે કુટુંબનો છે. ભરતના વંશજોની રાજધાની હસ્તિનાપુર અને પાંચાલની કનોજમાં હતી. ભરત કુટુંબનો ધૃતરાષ્ટ્ર નામે રાજા જન્મથી આંધળો હતો; તેથી તેનો નાનો ભાઇ પાંડુ રાજ્ય કરતો હતો. ધૃતરાષ્ટ્રને ૧૦૦ દીકરા હતા. તે કુરૂના નામ ઉપરથી કૌરવ કહેવાયા. તેમાં મોટો દુર્યોધન હતો. પાંડવો પાંચ હતા. તેમનાં નામ યુધિષ્ઠિર, ભીમ, અર્જુન સહદેવ અને નિકુળ. પાંડવ અને કૌરવો હસ્તિનાપુરમાં એકઠા ઉછર્યા હતા. પાંડુના મરણ પછી ધૃતરાષ્ટ્ર ગાદીએ બેઠા અને કૌરવોએ પાંડવોનો નાશ કરવા તેમને લાક્ષાગૃહમાં બાળ્યા. તેમાંથી તેઓ મહામુશીબતે બચ્યા અને વનમાં ભટકવા લાગ્યા.

**દ્રૌપદી સ્વયંવર**—પાંચાલ દેશના દ્રુપદ રાજાને દ્રૌપદી નામે દીકરી હતી. તેને પરણાવવા તેણે સ્વયંવર રચ્યો. તેમાં નિશાન તાકીને મચ્છ વિંધે તેને દ્રૌપદી પરણે એવી શરત હતી. ઘણા રાજાઓએ

નિશાન વિંધવા પ્રયત્ન કર્યો પણ ફ-તેહમંદ થયા નહિ. છેવટે અર્જુને મચ્છવેધ કર્યો તેથી દ્રૌપદીએ તેને વરમાળ પહેરાવી, પણ ભૂલથી માની આપેલી આશિષને તાબે થઇ પાંચે પાંડવો દ્રૌપદી સાથે પરણ્યા.

**રાજ્યપ્રાપ્તિ અને વનવાસ**—પાંડવોને હસ્તિનાપુરનો અડધો મુલક મળવાથી તેમણે ઈંદ્રપ્રસ્થ વસાવ્યું અને ત્યાં રાજ્ય કરવા લાગ્યા; પરંતુ કૌરવોને શાંતિ ન વળવાથી તેમને જુગટું રમવા બોલાવ્યા અને કપટથી હરાવી રાજ્યપાટ અને પત્ની વગેરે લઇ લીધું તથા ૧૨ વર્ષ વનવાસ કાઢયા. પાંડવોએ વનવાસ ભોગવી રાજ્ય પાછું માગ્યું પણ કૌરવોએ આપ્યું નહિ.

**મહાભારતનું યુદ્ધ**—પાંડવોને કૌરવોએ રાજ્ય પાછું નહિ આપવાથી બંને કુટુંબો વચ્ચે પાણીપત કહેવાતા કુરૂક્ષેત્રના મેદાનમાં લડાઇ થઇ. તેમાં કૌરવોનું ૧૧ અને પાંડવોનું ૭ એમ *૧૮ અક્ષૌહિણી સૈન્ય ભેગું થયું. બંને પક્ષમાં ઘણા રાજાઓ આવ્યા હતા. ૧૮ દિવસ દારૂણ યુદ્ધ ચાલ્યું અને ઘણાં માણસ મરાયાં. છેવટે કૌરવોનો નાશ થવાથી પાંડવોને હસ્તિનાપુરનું રાજ્ય મળ્યું. આ વખતે કૃષ્ણ પાંડવોના પક્ષમાં હતા. તે હાલમાં દેવ તરીકે પૂજાય છે. પછી પાંડવો અર્જુનના પૌત્રને ગાદી આપી હિમાલયમાં ગયા.

---

*એક અક્ષૌહિણીમાં ૨૧૮૭૦ રથે ચઢી લડનારા, તેટલાજ હાથીવાળા, તેનાથી ત્રણ ગણા ઘોડેસ્વાર અને પાંચ ગણું પાયદળ = ૨૧૮૭૦ કુલ સૈન્ય થાય.

## ૨. રામાયણનો સમય ઇ. સ. પૂ. ૧૨૦૦–૧૦૦૦

**મધ્ય દેશ અને તેની જાતો**—આ સમયમાં આર્યો હિમાલય અને વિંધ્યાચળ વચ્ચેના બહોળા પ્રદેશ સુધી ગયા. અને તેનું નામ મધ્યદેશ પાડયું. ભારત અને પાંચાલ જાતો ઉપરાંત આ પ્રદેશમાં કોસલ, વિદેહ અને કાશી જાતો હતી. કોસલ લોક જે પ્રદેશ હાલ આઉદ કહેવાય છે ત્યાં રહેતા. તેમની રાજધાની અયોધ્યા હતી. વિદેહ લોક હાલના તિરહુટમાં રહેતા. તેમની રાજધાની મિથિલા હતી. અને કાશી લોકનું મુખ્ય શહેર કાશી હતું. હાલ તેને બનારસ કહે છે.

આર્યોને આ મુલકમાં પથરાતાં લગભગ ૨૦૦ વર્ષ લાગ્યાં હશે. આ ઇ. સ. પૂ. ૧૨૦૦ થી ૧૦૦૦ સુધીના સમયને રામાયણનો સમય કહે છે. આ હિંદુઓનો ત્રીજો ગ્રંથ છે. હાલમાં વાલ્મિકિ, વ્યાસ અને તુલસીદાસનાં બનાવેલાં રામાયણનાં પુસ્તકો મળી આવે છે. તેમાં રામ અને રાવણ વચ્ચે થએલા યુદ્ધનું વર્ણન છે.

**બ્રાહ્મણગ્રંથો**—આર્યો ગંગા અને જમનાના પ્રદેશમાં વસતા ગયા અને યજ્ઞ ઉપર દેખરેખ રાખનાર બ્રાહ્મણ ઋત્વિજોની સંખ્યા વધતી ગઈ તેમ તેઓ યજ્ઞના નિયમોમાં વધારો કરતા ગયા, અને દરેક શું કામ કરવું તે સમજાવવા વેદને લગતા વધારાના નિયમોનું જુદું પુસ્તક લખાયું આને બ્રાહ્મણગ્રંથ કહે છે. ઋગ્વેદના બ્રાહ્મણગ્રંથમાં વેદના મંત્ર ભણનાર બ્રાહ્મણોએ કેવી રીતે કામ કરવું તે બતાવ્યું છે. શામવેદનો બ્રાહ્મણગ્રંથ સોમબળિદાન વખતે મંત્ર ગાનારને મદદકર્તા થાય છે. યજુર્વેદના બ્રાહ્મણગ્રંથમાં ઋત્વિજે શી ક્રિયા કરવી તે બતાવ્યું છે અને અથર્વવેદનામાં કડીઓ સ્પષ્ટ રીતે સમજાવી છે.

**આરણ્યકગ્રંથ**—આ બ્રાહ્મણગ્રંથો જંગલમાં રહેતા સાધુ-પુરૂષો માટે રચવામાં આવ્યા. આ ઋગ્વેદ અને યજુર્વેદના સંબંધમાંજ છે. શામવેદ અને અથર્વવેદના નથી.

ઉપનિષદ—આપણે કયાંથી આવ્યા? કયાં જવાના છીએ? આ દુનિઆનું મૂળ શું હશે? વગેરે બાબતો પર વિદ્વાન પુરૂષોના વિચાર જે પુસ્તકમાં લખાયા તે ઉપનિષદ કહેવાયાં. તે બ્રાહ્મણ ગ્રંથની પછી અને ઇ. સ. ની શરૂઆતમાં લખેલાં હોય એમ લાગે છે. એ રચનારનું ધારવું એવું છે કે જેમ મહાસાગરમાંથી પાણીની વરાળ થઇ આખરે વરસાદ રૂપે પાછી તેમાં ભળી જાય છે. તેમ સઘળી વસ્તુઓ ઇશ્વર તરફથી આવે છે અને પાછી તેમાં ભળી જાય છે.

**શ્રુતિ અને સ્મૃતિગ્રંથો**—હિંદુઓએ પોતાના જુના ગ્રંથોના બે ભાગ પાડયા. તેમાંનો (૧) શ્રુતિ અને (૨) સ્મૃતિ છે. શ્રુતિનો અર્થ સાંભળેલું થાય છે, અને તેમાં વેદ, બ્રાહ્મણ, આરણ્યકને ઉપનિષદનો સમાવેશ થાય છે. તેઓ ઇશ્વર રચિત છે. સ્મૃતિનો અર્થ યાદ રાખેલું કે દંત કથાથી સાંભળેલું થાય છે, અને તેઓ પાછળથી રચાયા છે. તેઓ મહાભારત, રામાયણ વગેરે છે.

## રામની કથા.

રામની કથાને રામાયણ કહે છે. અયોધ્યાના દશરથ રાજાને ત્રણ રાણીઓ હતી. તેમાં કૌશલ્યા સૌથી મોટી, બીજી સુમિત્રા અને ત્રીજી સૌથી નાની કૈકેયી હતી. આ છેલ્લી રાણી પર રાજાનો વધારે પ્રેમ હતો. કૌશલ્યાનો પુત્ર રામ દયાળુ, બહાદુર અને સત્યવાદી હતો

તેથી તેના પર લોકોની ઘણી પ્રીતિ હતી. સુમિત્રાને લક્ષ્મણ તથા શત્રુઘ્ન નામના છોકરા હતા અને કૈકેયીને ભરત હતો.

**સીતા સ્વયંવર**—મિથિલા નગરીના રાજા જનકને સીતા નામે ખુબસુરત કન્યા હતી. એ સીતાને પરણાવવા જનકે સ્વયંવર રચી દેશ દેશના રાજાઓને આમંત્રણ કર્યાં. જનક પાસે મહાદેવનું આપેલું મોટું ધનુષ્ય હતું. તે ધનુષ્ય જે કોઇ વાળે તેને પરણવાનો વિચાર સીતાનો હતો. સ્વયંવરમાં ઘણા રાજાઓ આવ્યા હતા. લંકાનો રાજા રાવણ પણ આવ્યો હતો, પણ એ ધનુષ્ય કોઇથી ઉપાડી શકાયું નહિ. છેવટે રામે આવી સહેલથી વાળી તેના બે કટકા કર્યા માટે સીતાએ રામને વરમાળ પહેરાવી. પછી જનકે તેમનાં લગ્ન કર્યાં.

**રાજ્યાભિષેકમાં ભંગ**—દશરથ રાજા વૃદ્ધ થવાથી રામને યુવરાજ નીમવાનો વિચાર કર્યો. આથી ગામના બધા લોકો આનંદ પામ્યા, પણ તે વાત સાંભળી કૈકેયી ગુસ્સે થઇ અને રાજા તેને મળવા આવ્યા ત્યારે તેણે ચત્તાપાટ પડી બધાં ઝવેરાત ફેંકી દીધાં, અને પોતાને આપેલું વચન માગી રામને ૧૪ વર્ષ વનવાસ કરાવ્યો.

**રામનો વનવાસ**—રામ વનવાસ જવાને તૈયાર થયા સીતા અને લક્ષ્મણ પણ તેમની સાથે તૈયાર થયાં. રામના વનવાસથી દશરથ શોકાતુર થઇ મરણ પામ્યો. ભરતે રામને પાછા વાળવા બહુ આગ્રહ કર્યો, પણ પાછા ન વળવાથી રામની પાદુકા ગાદી ઉપર મૂકી તેમના આવતા સુધી રાજ્ય કર્યું. હવે રામ, સીતા અને લક્ષ્મણ ગોદાવરીને કાંઠે રહેતાં હતાં. ત્યાંથી રામ અને લક્ષ્મણની ગેરહાજરીમાં એક દિવસ રાવણ સીતાનું હરણ કરી લંકામાં લઇ ગયો, અને લગ્ન કરવાનું કહ્યું પણ

સીતાએ તેની સામે દૃષ્ટિ પણ કરી નહિ આથી રાવણે તેને બાગમાં ચોકી પહેરા નીચે રાખી.

પછી રામે સીતાની ભાળ મેળવી સુગ્રીવ, હનુમાન વગેરે વાનરોની દોસ્તી કરી, અને સૈન્ય લઇ લંકામાં ગયા. ત્યાં રાવણને મારી વિભિષણને ગાદી આપી. પછી વનવાસ પૂરો થવાથી અયોધ્યામાં આવી રાજ્ય કર્યું. તેના મરણ પછી હિંદુઓ તેને દેવ તરીકે પૂજે છે. તેને લવ અને કુશ નામે બે પુત્ર થયા હતા. રજપૂતો તેમના વંશના હોય એમ લાગે છે.

## દ્રાવિડ લોકો.

ઉત્પત્તિ—આ લોકો કયારે અને કેવી રીતે હિંદમાં આવ્યા તે ચોકસ જણાતું નથી, પણ જે વખતે આર્યો ઉત્તર હિંદમાં પથરાયા ત્યારે દક્ષિણ હિંદમાં દ્રાવિડ લોકો વસતા હતા. તે લોકો આર્યોના પહેલાં આવેલા હતા. કેટલાકના કહેવા પ્રમાણે જે રસ્તે આર્ય લોકો આવ્યા તેજ રસ્તે દ્રાવિડો આવી સીધા દક્ષિણમાં ગયા. વળી કેટલાકનું ધારવું એવું છે કે હિંદી મહાસાગરમાંથી નીકળી આવેલા વિશાળ પ્રદેશમાંથી તેઓ આવ્યા હતા. તે પ્રદેશ પાણી ફરી વળવાથી હાલ દેખાતો નથી.

ભાષા—સઘળા દ્રાવિડો પ્રથમ એકજ ભાષા બોલતા હતા; પરંતુ વખત જતાં અને જુદા જુદા ભાગોમાં વસવાથી દ્રાવિડ ભાષાનો અપભ્રંશ થઇ તામિલ, તેલગુ, મલાયલમ્ અને કાનડી ભાષા બોલવા લાગ્યા.

સ્થિતિ અને ધર્મ-એ લોકોએ આવીને ઘાડાં જંગલો કાપી નાખ્યાં અને ગામ વસાવ્યાં. દરેક ગામના લોક મુખીના કહેવા પ્રમાણે ચાલતા. તેઓ પોતાની સાથે લાવેલા ઢોરોનું દૂધ પીતા અને નાગ તથા ઝાડની પૂજા કરતા. દેવના ઉપર તેમની પ્રીતિ નહોતી, પરંતુ તેમને લોહી પીવું વધારે ગમે છે એમ સમજી તેમને ખુશ કરવા બકરાં, કૂકડાં ને પાડાનો વધ કરતા. આ લોકો ગરમ દેશમાં રહેવાથી વધારે કાળા હતા.



## ૩ પ્રાચીન હિંદુ સમય ઇ. સ. પૂ. ૧૦૦૦–૩૦૦

આર્ય લોકો આશરે ઇ. સ. પૂ ૧૦૦૦ થી આર્ય મટી હિંદુ કહેવાવા લાગ્યા. ઉતરહિંદમાં પાછલાં ૧૦૦૦ વર્ષ દરમ્યાન આર્ય લોકો પથરાયા હતા. ત્યાં તેમની પહેલાં ઘણી મુદ્દતથી આવેલા દસ્યુ કે દાસ કહેવાતા અનાર્ય લોકો વસતા હતા. એમની વસ્તી આર્યો કરતાં લગભગ ૫૦ ઘણી હતી; પરંતુ તેઓ આર્ય જેવા જોરાવર અને બહાદુર નહોતા. તેમની જાતનાં નામ ભીલ, નાગ, સંતાલ, કંધ વગેરે છે. એમની વસ્તી ૧૦ લાખ ઉપરાંતની છે. બીજા ગોંડ મધ્ય હિંદમાં રહેતા હતા. તેમની વસ્તી આશરે ૧૫ લાખની છે.

આર્યોએ આવી બધા અનાર્યોને હાંકી કાઢયા નહોતા. તેમાંના ઘણાખરા આર્યોની નોકરીમાં દાખલ થયા હતા. પછી તે તેમની ભાષા શીખ્યા, મિત્ર બન્યા અને કન્યાઓ પરણી તેમની સાથે ભળી ગયા.

**ચાર વર્ણ**—અસલના વખતમાં વડીલો દેવોની પૂજા કરતા, છોકરાઓ ખેતી કરતા, લુગડાં વણતા અને લડાઇમાં પણ જતા હતા. સ્ત્રીઓ ગાયો દોહતી, રૂ કાંતતી અને બીજો ઘરધંધો કરતી હતી, પણ જ્યારે તેઓ ઉત્તર હિંદમાં પથરાયા ત્યારે લડાઇમાં રોકાવાથી દેવની પૂજા તથા મંત્રો શીખવાની ફુરસદ મળી નહિ; તેથી દરેકને જુદું કામ સોંપવામાં આવ્યું. એ રીતે ધંધાને લઇને ચાર વર્ણ બની.

( ૧ ) બ્રાહ્મણ—ભણવું ને ભણાવવું, યજન કરવું ને કરાવવું તથા દાનલેવું અને આપવું એ ૭ કર્મો બ્રાહ્મણનાં ગણાવા લાગ્યાં.

( ૨ ) ક્ષત્રી-પ્રજાનું રક્ષણ કરવું, યુદ્ધમાં લડવું, દાન આપવું, યજન કરવું તથા ભણવું એ કર્મો ક્ષત્રીનાં ગણાવા લાગ્યાં.

( ૩ ) વૈશ્ય—દાન, યજન અને ભણવા ઉપરાંત ખેતી કરવી, ઢોર પાળવાં, વેપાર કરવો અને વ્યાજ વટંતર કરવું એ કર્મો વૈશ્યનાં ગણાવા લાગ્યાં.

( ૪ ) શુદ્ર—બીજી વર્ણોની સેવા કરવી તથા સામાન્ય મજુરી કરવી. આ શૂદ્રની વસ્તી બધી વર્ણોમાં સૌથી વધારે હતી.

આ પ્રમાણે ૩૦૦૦ વર્ષ પર ચાર વર્ણવાળી હિંદુ કોમ બની. તે મનુના વખતમાં બંધાઇ રહી હતી. પાછળથી ધંધાને અનુસરીને ચારની સેંકડો જ્ઞાતિ બની. એ જુદી જુદી જાતના લોકાનો એકબીજા સાથે ખાણાવ્યવહાર તથા કન્યા વ્યવહાર નથી.

જે જંગલી તુરાની લોકો આર્યો સાથે ભળી ગયા નહિ તેમને આર્યોએ વશ કરીને ગુલામ બનાવ્યા. તેઓ સૌથી નીચા ગણાઇ અંડાળ કે બહારવસીઆ કહેવાયા. તેમને ગામમાં પેસવા નહિ દેવાથી બહાર ઝુંપડીમાં પડી રહેતા હતા.

**હિંદુ ધર્મના દેવ**—આર્યોએ પાછળથી ઇંદ્ર અને અગ્નિની પૂજા વિસારે પાડી અને આર્યો તથા તુરાનીના ધર્મનું મિશ્રણ કરી નવો હિંદુ ધર્મ બનાવ્યો. તેમાં બ્રહ્મા, વિષ્ણુ અને શિવ દેવો સ્થપાયા. બ્રહ્મા એ સર્જનહાર, વિષ્ણુ પાલનકરનાર અને શિવ નાશ કરનાર છે એમ લોકો માને છે. આ સિવાય બીજા અગણિત દેવો દાખલ થયા હતા.

ઉપરના ૭૦૦ વર્ષના કાળને પ્રાચીન હિંદુસમય કે બ્રાહ્મણ સમય કહે છે, કેમકે તે વખતે બ્રાહ્મણોની સત્તા ઘણી હતી.

## પ્રાચીન હિંદુ રાજ્યો. ઇ. સ. પૂ. ૧૦૦૦—૩૦૦

આ સમયમાં મોટાં હિંદુ રાજ્યો ઘણાં હતાં. તેમાં કેટલીક જગાએ ક્ષત્રી રાજાનો અને કોઇ જગાએ શુદ્રરાજાનો અમલ હતો. દરેક રાજ્યમાં પોતાની જુદી કચેરીઓ, જુદા અમીરો, જુદા લડવૈયા જુદા કવિ અને જુદા પુરોહિતો હતા.

**ઉત્તરહિંદનાં રાજ્યો—૧ મગધનું રાજ્ય**—સૌથી જોરાવર ને પ્રસિદ્ધ રાજ્ય મગધ ( દક્ષિણ બિહાર ) નું હતું. તેમાં જુદા જુદા વંશજોએ સેંકડો વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. તેણે ગંગાના પ્રદેશનાં ઘણાંખરાં રાજ્યો જીતી લીધાં હતાં.

( ૨ ) અંગ [ બહાર ] ( ૩ ) વંગ [ પૂર્વ બંગાળા ] ( ૪ ) કલિંગને તાબે ઓઢીઆનો પ્રદેશ હતો. ( ૫ ) અવન્તી [ માળવા ] અને ( ૬ ) સૌરાષ્ટ્રનું રાજ્ય ગુજરાતમાં હતું.

**દક્ષિણનાં પ્રાચીન રાજ્યો**—( ૧ ) પાંડય—એ રાજ્ય તામિલ ના પ્રદેશમાં હતું. તેની રાજધાની મદુરામાં હતી.

૨) ચોલ-આ રાજ્ય પાંડયની ઉતરે તામિલ પ્રદેશમાં હતું. તેની રાજધાની કાંચી (કાંજીવરામ) માં હતી.

(૩) ચેરા-આ રાજ્ય મ્હેસુરમાં હતું. તેની રાજધાની તાલકંદમાં હતી.

(૪) કેરલ-આ રાજ્ય મલબાર ને ત્રાવણકોરમાં હતું.

(૫) આંધ્રરાજ્ય-આ રાજ્ય ગોદાવરીની આસપાસના નીચાણના પ્રદેશમાં હતું. તેની રાજધાની વરંગુળમાં હતી. તેની એક શાખાએ મગધનું રાજ્ય જીતી લીધું હતું.

ઉપરનાં ચોલ અને પાંડય રાજ્ય વચ્ચે નિરંતર ઝઘડા ચાલ્યા કરતા હતા. કેટલાક કહેછે કે આ રાજ્યો ક્ષત્રીરાજાઓએ ઉતરમાંથી આવીને સ્થાપ્યાં હતાં, અને કેટલાક કહેછે કે અસલથીજ ત્યાં દ્રાવિડ લોકોનું રાજ્ય હતું. અગસ્ત્ય નામે બ્રહ્મર્ષિ પાંડય રાજ્યની કચેરીમાં રહેતા હતો, અને લોકોને બ્રાહ્મણ ધર્મનો ઉપદેશ કર્યો હતો. આ અગસ્ત્યના નામ ઉપરથી પશ્ચિમઘાટનું ઉંચામાં ઉંચું શિખર અગસ્ત્ય મલાઈ કહેવાય છે.

દક્ષિણનો હિંદુ ધર્મ અને ફેરફાર-આ વખતે બ્રાહ્મણો દેશમાં ફરી પોતાનો ધર્મ, ભાષા અને રીતરિવાજ બધે દાખલ કરતા ગયા. દક્ષિણના દ્રાવિડો બ્રાહ્મણોના ઘણા દેવોને માનવા લાગ્યા, અને ભાષામાં ઘણા સંસ્કૃત શબ્દો દાખલ કર્યા. એમ ઉત્તરના આર્યોએ હથિઆર બળે નહિ પણ પ્રવિણતાથી દક્ષિણ હિંદના લોકોને વશ કર્યા. આ વખતે દ્રાવિડ લોકોએ મોટાં શહેરો અને દેવળો બાંધ્યાં તથા જ્ઞાનમાં વધારો કર્યો; પણ જુના મત અને દેવોને રાખી રહ્યા. દ્રાવિડ લોકોના તે પત્થર, ઝાડ, સાપ અને ભૂતપિશાચ પ્રત્યેના આકીનના

વિચારો સાથે ઉત્તરનો હિંદુ ધર્મ મળી દક્ષિણનો હિંદુ ધર્મ બન્યો.

આવા ફેરફાર મધ્યહિંદમાં પણ થયા, અને વધતાં વધતાં આખા હિંદમાં હિંદુ ધર્મ દાખલ થયો. દરેક પ્રજાએ પોતાની અસલ ભાષા અને જૂના દેવો કાયમ રાખ્યા, પણ તેની સાથે નવા સંસ્કૃત શબ્દો અને બીજા કેટલાએક દેવોની પૂજા કરવા લાગ્યા.

## પ્રાચીન હિંદુ સમયમાં વિદ્યાકળા.

## ઈ. સ. પૂ. ૧૦૦૦–૩૦૦

બ્રાહ્મણોની જુદી વર્ણ બન્યા પછી તેમને અભ્યાસને માટે પુષ્કળ વખત મળવા લાગ્યો; તેથી તેઓ કાયદા બનાવવા, કવિતા રચવા અને હુન્નરકળા શીખવા લાગ્યા.

બ્રાહ્મણોએ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરી વ્યાકરણ બનાવ્યાં. તેમાં સૌથી શ્રેષ્ઠ વૈયાકરણ મહાન પાણિનિ થયો. તેનો બનાવેલો વ્યાકરણનો ગ્રંથ શ્રેષ્ઠ ગણાય છે. એમ કહેવાય છે કે તેણે મહાદેવે આપેલાં ૧૪ સૂત્રો ઉપરથી વ્યાકરણ બનાવ્યું હતું.

જ્યોતિષશાસ્ત્ર—તેમને ચંદ્ર આકાશમાં ફરતો જણાયો. તથા તેમણે તારાનાં ૨૮ ઝુમખાંનાં નામ આપ્યાં અને વરસના બાર મહીના ઠરાવ્યા.

ગણિતવિદ્યા—તેમણે ગણિતનો અભ્યાસ કરી દશક પદ્ધતિ ખોળીકાઢી અને યજ્ઞો માટે કુંડ તથા વેદી બનાવતાં ભૂમિતિનું ઘણું જ્ઞાન મેળવ્યું. પાછળથી આ વિદ્યા આરબો મારફત યૂરોપમાં ગઈ.

**તત્ત્વજ્ઞાનના મત**—આ અસલના હિંદુઓએ જીવ, દુનિઆ, માણસ, ઇશ્વર, મન અને ભૂતભવિષ્યવિષે લાંબા વિચાર કરી પોતાના મત લખ્યા. તેમાંથી આખરે ૭ મત જાહેર થયા તેને બ્રાહ્મણો ના તત્ત્વજ્ઞાનના મત કે વસ્તુઓના જ્ઞાનના માર્ગ પણ કહેછે. તે યાદ રાખવા માટે નીચે કવીતામાં આપ્યા છે.

કવીતા.

સાંખ્યનો કર્તા વળી, કપિલ મૂનિ જાણ;
પતંજલીએ યોગતો, ગૌતમ ન્યાય પ્રમાણ.
વૈશેષિક કણાદનું, વ્યાસ ઉત્તર મિમાંસ;
જૈમિનિએ મનમાં ધરી, રચ્યું પૂર્વ મિમાંસ.

( ૧ ) સાંખ્ય—એના રચનાર કપિલ મુની હતા. તેણે દુનિઆમાં ફક્ત બેજ વસ્તુઓ પ્રકૃતિ ( કુદરત ) અને પુરૂષ ( આત્મા ) માની અને કહ્યુંકે જયારે આત્માને સંપૂર્ણ જ્ઞાન થાય છે ત્યારેતે કોઇ શરીર માં પ્રવેશ કરતો નથી, પણ નિરંતર આત્મારૂપે અળગો રહેછે.

( ૨ ) યોગ—આ મત પતંજલીએ પ્રવર્તાવ્યો. તે કહે છે કે સઘળી વસ્તુઓ પરમાત્માથી ઉદ્ભવી છે, માટે કેવળ પરમાત્મા વિષે મનન કરવાથી આત્મા છૂટો થઇ તેમાં ભળી જાય છે.

( ૩ ) ન્યાય—આમત ગૌતમે પ્રવર્તાવ્યો. તે કહેછે કે સઘળી વસ્તુઓ ઇશ્વરમાંથી ઉદ્ભવે છે, પરંતુ આત્મા અનાદિ છે અને જયારે પૂર્ણ જ્ઞાન પામે ત્યારેજ શરીરથી અળગો રહે છે.

( ૪ ) વૈશેષિક—એમત કણાદે પ્રવર્તાવ્યો તે કહેછે કે દુનિઆ અણુની બનેલી છે. આ અણુ બદલાતા નથી પણ દુનિઆના સ્વરૂપમાં નિરંતર ફેરફાર થાય છે.

( ૫ ) પુર્વમીમાંસા—આમત જૈમિનીએ ફેલાવ્યો. તે ઇશ્વર વિષે કંઇ નહિ કહેતાં વેદની આજ્ઞાઓ પાળવી, મંત્ર ભણવા તથા બીજાં દાન આપવાનું કહે છે.

( ૬ ) ઉત્તર મીમાંસા—આમત બાદરાયણ વ્યાસે ( મહાભારત લખનાર નહિ ) ફેલાવ્યો. તે કહેછે કે સઘળી વસ્તુઓ બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે, અને પ્રકૃતિ તથા આત્મા જ્યારે તેમાં પાછા સમાશે ત્યારે તે પૂર્ણ આત્મા થશે. વળી જીવ આત્માનો અંશ છે, અને આત્મા સત્ય અને જ્ઞાનની સીમાએ પહોંચે છે ત્યારેજ ઇશ્વર સાથે ભળી જાય છે. આ મતને અદ્વૈત મત કહે છે, કારણ કે તેમાં જણાવ્યું છે કે આત્મા ને પ્રકૃતિ ભિન્ન વસ્તુઓ નથી પણ એકજ વસ્તુનાં એટલે પરમાત્માનાં જુદાંજુદાં રૂપ છે.

છેવટના બે મત વેદાન્તી કહેવાયછે, કારણ કે તેમાં વેદના વિચારો સ્વીકારેલા છે. આ મતને તત્વજ્ઞાનનાં છ શાસ્ત્રો પણ કહે છે.

સૂત્રો—બ્રાહ્મણોએ યજ્ઞના નિયમો, તહેવારભોજનના નિયમો, ઘર સંસારના નિયમો અને શિક્ષાના નિયમો રચ્યા. આ નીયમો જે ટુંકી ગદ્ય લીટીઓમાં હતા તે લીટીઓને સૂત્ર કહે છે.

મનુસ્મતિનું પુસ્તક જેમાં રાજાએ કેવીરીતે રાજ્ય કરવું અને ગુના કરનારને કેવી રીતે શિક્ષા કરવી તે સંબંધીના નિયમોનું પુસ્તક. તે આ વખતે સૂત્રમાં લખાયું, અને પાછળથી પદ્યમાં તેનું રૂપાંતર થયું.

બ્રાહ્મણના ચારઆશ્રમ. (૧) બ્રહ્મચર્યાશ્રમ—જનોઇથી માંડી વિદ્યાપુરી કરતાં સુધીનો કાળ. આ આશ્રમમાં વિદ્યાર્થી ભિક્ષાથી ગુજરાન ચલાવી, ગુરુ સેવા કરી અને વિદ્યા ભણે છે.

(૨) ગૃહસ્થાશ્રમ—વિદ્યા પુરી કરી પરણીને ઘરસંસાર માં ડવા અને સંસારના બધા ધર્મો પાળવા. આ આશ્રમ બધામાં શ્રેષ્ઠ છે.

વાનપ્રસ્થ—માથે પળીઆં આવે અને છોકરાને ઘેર છોકર થાય એટલે ગૃહસ્થે વનવાસ કરવો, સ્ત્રીને સાથે આવવા મરજી હોય તો લેવી અને ફળમૂળાદિ ઉપર ગુજારો કરી ઇશ્વર ભક્તિ કરવી.

(૪) સન્યાસાશ્રમ—એમાં સઘળી વસ્તુનો ત્યાગ કરી ભિક્ષા ઉપર નિર્વાહ કરવો અને જગતમાં ફક્ત પરમાત્મામાં ચિત્ત પરોવવું.

---

## ૪. બુદ્ધ. ઇ. સ. પૂ. ૫૫૭–૪૭૭.

બૌદ્ધ ધર્મની ઉત્પત્તિ—પહેલાં હિંદમાં ખાસ કરીને બ્રાહ્મણ ધર્મ ચાલતો હતો. તેમને આશરો આપનાર હસ્તિનાપુર વગેરે રાજ્ય નબળાં પડયાં. તથા બુદ્ધને ચાલતો બ્રાહ્મણ ધર્મ રૂચ્યો નહિ; તેથી તેણે બ્રાહ્મણ ધર્મની સામે ઉપદેશ કર્યો અને નવો ધર્મ સ્થાપ્યો તેને બૌદ્ધ ધર્મ કહે છે.

જન્મચરિત્ર—એ શુદ્ધોધન નામે ક્ષત્રી રાજાનો કુંવર હતો. તેનું રાજ્ય કાશીથી ૧૦૦ માઇલ દૂર કપિલવસ્તુમાં હતું. શુદ્ધોધન રાજા શાક્ય લોક પર રાજ્ય કરતો હતો. બુદ્ધનું મૂળ નામ ગૌતમ હતું. તેને ભાલા, ધનુષ્ય અને તરવાર વાપરતાં શીખવવામાં આવ્યું હતું. તેણે ૧૮ વર્ષની વયે યશોધરા નામની કન્યા સાથે લગ્ન કર્યું.

ગૌતમ નાનાપણથીજ હંમેશાં વિચારમાં લીન રહેતો હતો. તે

---

+ કેટલાક બૌદ્ધ જન્મ ઇ. સ. પૂ. ૬૨૩ અને મરણ ઇ. સ. પૂ. ૫૪૩ માં થયું કહે છે.

કોઈ વખત હરણના શિકારમાં ખેંચેલું બાણ શોભાવી શિકાર વગર ઘેર પાછો આવતો. તથા શરતમાં પોતાના ઘોડાને થાકેલો કે હારેલો જોઈ શરત હારે તો પણ આગળ દોડાવતો નહિ; આથી કોઈ વખત તેનું મન વૈરાગવાળું થતું.

**વૈરાગ્ય ઉપજવાનાં કારણ**—(૧) એક દિવસ ફરવા જતાં તેણે એક ખેડુત બળદને ખુબ મારતો હતો તે જોવાથી ખેદ થયો.

(૨) એક બાજને કબુતરનો શિકાર કરતાં દીઠું. તથા કબુતરને માખીનો શિકાર કરતાં જોવાથી દયા આવી.

(૩) એક વખત સ્વપ્નામાં તેણે એક ઘરડા ડોસાને જોયો અને એવો અવાજ સાંભળ્યો કે બુદ્ધ તું પણ આવો વૃદ્ધ અને અશક્ત થઈશ. વળી મુએલો માણસ જોયો અને એવો અવાજ સાંભળ્યો કે બુદ્ધ તારે પણ મરવાનું છે. તથા દુઃખથી બુમો પાડતો એક માંદો માણસ જોયો અને એવો અવાજ સાંભળ્યો કે તું પણ માંદો પડીશ.

(૪) એવામાં ૨૮ વર્ષની વયે એને કુંવર થયો, તેથી તેને લાગ્યું કે સંસારી જાળમાં સપડાઈ જવાશે.

ઉપરનાં કારણોથી ગૌતમ ૩૦ વર્ષની વયે પોતાનાં માબાપ, સ્ત્રી તથા પુત્ર રાહુલને તજી દઈ જંગલમાં ગયો અને પોતાનો રાજકીય પોશાક ગરીબ માણસને આપી દઈ પોતે તેનાં ફાટાંતુટાં વસ્ત્ર પહેર્યાં અને માથું મુંડાવી નાખ્યું.

**વનવાસ**—૩૦–૩૬ તેણે પ્રથમ પટણામાં જઈ બે વાનપ્રસ્થ બ્રાહ્મણો પાસે વિદ્યાભ્યાસ કર્યો પણ તે તેને સુખનો માર્ગ બતાવી શક્યા નહિ. આથી તેણે પટણાની દક્ષિણે ગાઢા જંગલમાં ૬ વર્ષ તપ કર્યું. ત્યાં તેને માલુમ પડયું કે તપ કરવાથી હું જાતે દુઃખી

થઇશ અને બીજાને સુખનો માર્ગ બતાવી શકીશ નહિ. જે સ્થળે આ ૭ વર્ષ ગળ્યાં તે સ્થળે બુદ્ધ ગયાનું દહેરૂં છે.

આખરે એક અંજીરના ઝાડ નીચે વિચાર કરતાં તેને જ્ઞાન થયું અને નિર્વાણુ તથા શાંતિનો માર્ગ સુઝયો. તે એ કે તપ નહિ કરતાં નીતિમાન, ચોકખી અને પવિત્ર જીંદગી ગાળી તથા પ્રાણિ-માત્ર તરફ દયાભાવથી વર્તી ઉપદેશ કરવો. જે ઝાડ નીચે આ જ્ઞાન થયું તે ઝાડ ઘણા જમાના સુધી બોધિસત્વ ઝાડને નામે ઓળખાયું.

**ઉપદેશક અવસ્થા**—૩૬–૮૦ પહેલાં તેણે બુદ્ધ (જ્ઞાનવાળો) નામ ધારણ કરી કાશીમાં જઇ સ્ત્રીપુરૂષ બંનેને ઉપદેશ કરવા માંડયો. ત્રણ માસમાં ૬૦ શિષ્યો ભેગા થયા તેમને ઉપદેશ કરવા મોકલ્યા. પછી તેણે રાજગૃહ (પટણા) માં જઇ ઉપદેશ કર્યો; આથી ત્યાંનો રાજા બિંબિસાર તથા તેની રૈયતે બુદ્ધ ધર્મ સ્વીકાર્યો. વળી તે કપિલવસ્તુમાં બોડે માથે, પીળાં વસ્ત્ર પહેરી અને ભિક્ષાપાત્ર લઇને પોતાના પિતા પાસે ગયો અને ઉપદેશ કર્યો, આથી તે તથા આખી શકય કોમ તેના શિષ્ય થયા. તેણે ૮૦ વર્ષની ઉંમર સુધી ૪૫ વર્ષ ઉપદેશ કર્યો અને ઈ. સ. પૂ. ૪૭૭ માં ગુજરી ગયો.

બુદ્ધ પોતાના શિષ્યોને કહેતો કે તમારે નીતિને માર્ગે ચાલવું અને બીજાને તે રસ્તે દોરવા પ્રયત્ન કરવો. તેના શિષ્યો તે પ્રમાણે વર્ત્યા. પાછળથી આ ધર્મમાં કરોડો માણસો દાખલ થયાં, અને આશરે ૧૦૦૦ વર્ષ સુધી તે હિંદનો મુખ્ય ધર્મ રહ્યો.

**બૌદ્ધ માર્ગ (ઉપદેશ)**—(૧) સઘળાં મનુષ્ય સરખાં અને સ્વતંત્ર છે. જે લોકો નિષ્કલંક અને પવિત્ર જીંદગી ગાળે છે, સાચું

જાય છે અને પાપ કરતા નથી તેમનામાં કોઇ ઉંચું નીચું નથી.

(૨) આ ભવમાં અને પછીના ભવમાં માણસની સ્થિતિનો આધાર તેના કર્મ ઉપર છે.

(૩) પાપને પરિણામે દુઃખ અને સારાં કામને પરિણામે સુખ અને શાંતિ હોવાં જોઇએ.

(૪) દેવોને યજ્ઞ વડે સંતોષવાથી પાપ ધોવાતું નથી.

(૫) ધર્મગુરુની યાચનાથી કોઇનું ભલું થતું નથી.

(૬) માણસ જાતે જે કરે છે તેનાં ફળ તે ભોગવે છે.

(૭) પશુ હિંસા કરવી નહિ અને કોઇની વસ્તુ ચોરવી નહિ.

(૮) પર સ્ત્રીનો સંગ કરવો નહિ અને અસત્ય બોલવું નહિ.

(૯) માદક પદાર્થોથી દૂર રહેવું.

(૧૦) મુઆ પછી માણસનો આત્મા પુનર્ભવ (બીજો અવતાર) પામે છે, પણ જ્યારે તેનાં પાપ અને દુઃખનો અંત આવે છે, જીંદગીનાં બધાં સુખદુઃખ ભોગવી રહે છે અને તેનાં સારાં કૃત્યો નઠારાં કૃત્યો કરતાં વધારે હોય છે ત્યારેજ તેના આત્માને છેવટનો આરામ મળે છે. આ આરામને બુદ્ધ નિર્વાણ કહેતા.

વિહાર (મઠ) જેમને દુનિઆ તજી શાંત અને પવિત્ર જીંદગી ગાળવાની ઇચ્છા થઇ તેમને બુધ્ધે સાધુ અને સાધ્વીના પવિત્ર વર્ગમાં દાખલ કર્યા. તેઓ માથાં મુંડાવતાં, પીળાં વસ્ત્ર પહેરતાં અને ભિક્ષા વડે ગુજરાન ચલાવી વિહારમાં રહેતાં તથા પોતાનો વખત અધ્યયન કરવામાં ગાળતાં હતાં. આ મઠ ડુંગરની ગુફાઓમાં આવેલા હતા. અજંટામાં બૌદ્ધ સાધુઓની મોટી ગુફા છે. મગધ દેશમાં

તે વખતે એટલા બધા વિહાર બંધાયા કે તે ઉપરથી દેશનું નામ બદલાઇ જઇ વિહાર કે બિહાર (બહાર) પડ્યું.

**બૌદ્ધ સભાઓ**—(૧) ઇ. સ. પૂ ૪૭૭ (બીજી શોધ પ્રમાણે ઇ. સ. પૂ. ૫૪૩) માં ૫૦૦ શિષ્યોની મોટી સભા ભરાઇ. તેમણે બુદ્ધનાં સુત્રોના ત્રણ ભાગ પાડયા. (૧) બુધ્ધે કહેલાં વચન. (૨) નીતિના નિયમ. (૩) તેનો ઉપદેશ કે મત.

(૨) ઇ. સ. પૂ. ૩૭૭ (બીજી શોધ પ્રમાણે ઇ. સ. પૂ. ૪૩૩) માં ૭૦૦ સાધુઓની મળી. તેણે કેટલીક તકરારોનું સમાધાન કર્યું.

(૩) ઇ. સ. પૂ ૨૪૪ માં અશોકે ૧૦૦૦ વડીલોની સભા પટણામાં બોલાવી અને બુદ્ધનાં વચનો ફરી પાલી ભાષામાં લખાવ્યાં.
(૪) ઇ. સ. ૪૦ માં કનિષ્કે બોલાવી તેમાં બૌદ્ધ શાસ્ત્રોનુ સંશોધન કર્યું.
(૫) ઇ. સ. ૬૩૪ માં શિલાદિત્યે બોલાવી. એમાં બ્રાહ્મણ આચાર્યો અને બૌદ્ધ સાધુઓ વચ્ચે ધર્મ સંવાદ થયો.

**બૌદ્ધધર્મ જલદી ફેલાવાનાં કારણ** (૧) તે ધર્મનો ઉપદેશ સરળ હોવાથી ઘણા લોક ભળ્યા (૨) બ્રાહ્મણોએ પોતાનો ધર્મ દ્વિજ જ્ઞાતિને માટે રાખ્યો હતો. પણ બૌદ્ધ ધર્મ સઘળી વર્ણને માટે હતો. (૩) એ ધર્મનાં સૂત્રો માણસના મનને પસંદ પડે તેવાં હતાં. (૪) પોતે ઉપદેશ કરતો એટલુંજ નહિ પણ ૬૦ શિષ્યોને ઉપદેશ કરવા મોકલ્યા. (૫) તેણે શિષ્યોને કહ્યું હતું કે તમારે નીતિને માર્ગે ચાલી માણસોને તે રસ્તે દોરવા પ્રયત્ન કરવો. (૬) ઘણા રાજાઓની મદદથી જલદી ફેલાવ્યો.

**બૌદ્ધધર્મની ચઢતી** ( ૧ ) બૌદ્ધે પોતાના ધર્મનો પાયો એવો મજબૂત રચ્યો હતો કે એના મરણ પછી તે ધર્મ વધારે પ્રસરતો ગયો. ( ૨ ) એ ધર્મનાં સત્રો માણસના મનને રૂચતાં હોવાથી તેમાં ઘણા રાજારાણા ભળ્યા. ( ૩ ) મહારાજા અશોકે પણ બ્રાહ્મણ ધર્મને બદલે બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવ્યો. એના પ્રયત્નથી એ ધર્મ આખા ભરતખંડમાં પ્રસર્યો એટલુંજ નહિ પણ કાબુલ, બ્રહ્મદેશ, શિઆમ અને લંકા વગેરે દેશોમાં પ્રસરતો ગયો. એ રીતે તે ધર્મની ચઢતી થતી ચાલી.

**બૌદ્ધધર્મી દેશો**—બ્રહ્મદેશ, શિઆમ, લંકા, ચીન, તિબેટ જાપાન મોંગોલીઆ, માંચુરીઆ, તુર્કસ્તાન અને કાબુલ છે. આ ધર્મની વસ્તી દુનિઆના બીજા ધર્મો કરતાં વધારે છે, અને લગભગ ૪૩ કરોડની છે.

**બૌદ્ધધર્મી રાજાઓ**—બિંબિસાર, અશોક કનિષ્ક અને શિલાદિત્ય. તેમની હકીકત આગળ આવશે.

**બૌદ્ધધર્મની પડતી [ હિંદમાં તેની નરમ હાલત ]**—

( ૧ ) અશોક પછીના માગધી રાજાઓ નબળા નીકળ્યા તેથી એ ધર્મને રાજાઓ તરફથી ઉત્તેજન મળ્યું નહિ ( ૨ ) બ્રાહ્મણોને અગ્નિકુળના રજપૂત રાજાઓ તરફથી ઉત્તેજન મળ્યું. ( ૩ ) બ્રાહ્મણ આચાર્યો વખતને અનુસરીને પોતાના વેદધર્મમાં થોડો ઘણો ફેરફાર કરી ઉપદેશ કરવા લાગ્યા, આથી બ્રાહ્મણ ધર્મની ફરી ચઢતી થવા માંડી અને બૌદ્ધધર્મની વિક્રમના સમય પછી પડતી થવા માંડી, નવમા સૈકામાં હિંદમાંથી નાશ પામ્યો. તથા એ ધર્મના લેખો, ગુફાઓ અને મંદિરા સિવાય બીજું કંઇ રહ્યું નહિ.

**બૌદ્ધધર્મની બ્રાહ્મણધર્મ ઉપર અસર**–બ્રાહ્મણધર્મ પૂર જોસમાં ચાલતો હતો તે વખતે બૌદ્ધધર્મની શરૂઆત થઇ. આ નવા ધર્મને ઘણા રાજાઓ તરફથી ઉત્તેજન મળવાથી બ્રાહ્મણધર્મ નરમ પડવા માંડ્યો અને રાખ વળેલા અંગારામાં અગ્નિ માફક ઢંકાઇ રહ્યો. આથી હિંદુ આચાર્યોને બ્રાહ્મણ ધર્મમાં (જુનાવેદધર્મમાં) થોડા ઘણો લોકોની મરજીને અનુસરતો સુધારો કરવો પડયો. એટલે નવો હિંદુધર્મ બન્યો. તેમાં મૂર્તિઓ, દેવળો અને અસંખ્ય દેવો દાખલ કરવા પડયા.

**જૈન**–જે વખતે બૌદ્ધધર્મ સ્થપાયો તેજ વખતમાં **વર્દ્ધમાન** નામના એક ક્ષત્રીરાજાએ **મહાવીર** નામ ધારણ કરી બૌદ્ધધર્મને મળતો પંથ સ્થાપ્યો. મહાવીર જીન (પવિત્ર માણસ) કહેવાયો. તે ઉપરથી તેણે સ્થાપેલો પંથ જૈન (શ્રાવક) અને તેના અનુયાયી જૈનમાર્ગી કહેવાયા. કેટલાક કહેછે કે જૈનમાર્ગ બૌદ્ધમાર્ગ પહેલાં સ્થપાયેલ હતો. મહાવીરે ઉત્તરહિંદમાં બોધ કર્યો. તેના મરણ પછી આશરે ૨૦૦ વર્ષે દુકાળ પડયો ત્યારે કેટલાક જૈનો દક્ષિણમાં ગયા. આ વખતે તેના બે પંથ પડયા. (૧) શ્વેતાંબર અને (૨) દિગંબર. શ્વેતાંબર પંથીઓ પોતાની પ્રતિમાને ધોળાં વસ્ત્ર પહેરાવે છે, અને બીજા દિગંબર પંથીઓ વસ્ત્ર પહેરાવતા નથી.

બધા મળીને હિંદમાં ૧૫ લાખ જૈનો વસે છે. તેઓ તિર્થંકરો એટલે જીનોને માને છે. બૌદ્ધ ધર્મની માફક તેમાં સંસારત્યાગી સાધુઓ હોય છે અને પુનર્ભવ તથા કર્મ અને નિર્વાણને માને છે. તથા નાનાં પ્રાણીની પણ હિંસા કરતા નથી. તેઓ પોતાનાં દહેરાં

જંગલ તથા ડુંગરોમાં બાંધે છે. તેમાં જીનીનોની મૂર્તિઓ બેસાડે છે. દક્ષિણ હિંદમાં કર્કલ આગળ ગુમટા નામે પ્રતિમા છે, તે ૪૨ ફૂટ ઉંચી કાતરી કાઢેલી છે. ગુજરાતમાં પાલિતાણામાં એટલાં બધાં ભવ્ય દહેરાં છે કે તે 'દહેરાનું શહેર' કહેવાય છે. ગિરનારમાં પણ ઘણાં જુનાં અને સુંદર દહેરાં છે. હિંદમાં સૌથી સુંદર ગણાતાં આરસપહાણનાં બાંધેલાં બે દહેરાં છે. જેમાંનું એક ૧૦૦૦ વર્ષ પર અને બીજું ૮૦૦ વર્ષ પર બાંધેલું છે.

---

## ૫. હિંદમાં ગ્રીક લોકો.

હિંદનો ચોકસ હેવાલ પહેલવહેલો આ લોકો તરફથી આપણને મળેલો છે. તેઓ ગ્રીસના વતની હતા. આ વખતે આ ગ્રીકલોકો વિદ્વાન, બહાદુર અને આગળ પડતા હતા.

ઈરાનમાં આર્ય લોકોએ જઈ જબરૂ રાજ્ય સ્થાપ્યું હતું. આ વખતે તે દેશમાં ઝરકસીસ પાદશાહ રાજ્ય કરતો હતો. આ પાદશાહે ગ્રીસ દેશ ઉપર વગર વિચારે ચડાઈ કરી; તેથી ગ્રીક લોકોએ તેને હરાવી પાછો હાંકી કાઢયો. પછી કેટલીક મુદતે ગ્રીસમાં અલેકઝાન્ડર રાજા થયો.

અલેકઝાન્ડર—તે ઘણો બહાદુર અને હોશિઆર લડવૈયો હતો. તેને મહાન અલેકઝાન્ડર પણ કહે છે. તે ૨૦ વર્ષની ઉંમરે ગાદીએ આવ્યો. તેણે ગ્રીસ ઉપર હુમલો કરવા બદલ ઈરાનીઓને સજા કરવા ૩૫૦૦૦ નું લશ્કર લઈ ૩૦ વર્ષની ઉમરે ચડાઈ કરી, ત્યાંના ડરાયસ રાજાને હરાવ્યો. પછી તુર્કસ્તાન અને અફઘાનિસ્તાન જીતી હિંદમાં પેઠો.

**સિકંદરની સ્વારી**-ઇ. સ. પૂ. ૩૨૭. તે પંજાબમાં આવ્યો ત્યારે પોરસ નામે ક્ષત્રી રાજા રાજ્ય કરતો હતો. તે સિકંદરની સામે એક લાખ માણસનું લશ્કર લઇ ઉભો રહ્યો. તેને બીજા રાજાઓ તરફથી મદદ મળી નહિ તો પણ લડાઇ શરૂ કરી. ઝેલમ નદીને કાંઠે ભારે યુદ્ધ થયું. પોરસ બહાદુરીથી લડ્યો પણ વરસાદે તેના લશ્કરની ખરાબી કરી. એના રથ કાદવમાં કળી ગયા તથા તેનાજ હાથીઓએ પાછા ફરી તેનું લશ્કર ચગદી નાખવા માંડયું. તેનો પુત્ર રણમાં પડયો અને તેને કેદી તરીકે સિકંદરની સન્મુખ પકડી આણ્યો. પછી સિકંદરે તેને પુછ્યું કે 'મારે તમારી સાથે કેવી રીતે વર્તવું?' પોરસે કહ્યું. 'રાજા ગણીને' આથી સિકંદરે ખુશ થઇ તેનું રાજ્ય પાછું સોંપ્યું.

પછી સિકંદરે આખા હિંદ જીતવાનો વિચાર કર્યો, પણ તેનું લશ્કર થાકી ગયું હતું અને ઘણી મુદતથી પોતાનો દેશ છોડીને આવ્યું હતું તથા તથા પોરસ જેવા બીજા રાજાઓ સામા મળશે આવા વિચારથી ચતુર સિકંદર પાછો ફર્યો. રસ્તામાં માલ્લી લોક સામે લડાઇ થઇ તેમાં તે જખમી થયો. આગળ જતાં સિકંદ્રિઆ તથા હૈદ્રાબાદ એ બે શહેરો વસાવ્યાં. ત્યાંથી આવતાં બાબિલન શહેર આગળ તાવથી ઇ. સ. પૂ. ૩૨૩ માં મરણ પામ્યો.

**સેલ્યુકસ**-અલેકઝાન્ડર સિકંદરના મરણ પછી તેનું રાજ્ય તેના સરદારોમાં વહેંચાઇ ગયું. તેમાં સેલ્યુકસના તાબામાં બાકટ્રિઆ આવ્યો હતો. તેણે પંજાબ લેવાને વિચાર કર્યો, પણ મગધના રાજા ચંદ્રગુપ્તે તે દેશ જીતી લીધો હતો; તેથી સેલુકસે સલાહ કરી ચંદ્રગુપ્ત પાસેથી

૫૦૦ હાથી લીધા અને પંજાબ ઉપરનો હક છોડી દીધો તથા સેલ્યુકસે પોતાની દીકરી ચંદ્રગુપ્તને પરણાવી અને તેના દરબારમાં મેઘાસ્થિનિસ નામે ગ્રીક એલચી મોકલ્યો.

ગ્રીક લોકો બાક્ટ્રિઆમાં આશરે ૧૦૦ વર્ષ રહ્યા. પછી તેમને સિથિઅનોએ ઇ. સ. પૂ. ૨૦૦ માં હાંકી કાઢયા. આથી ગ્રીક રાજાઓએ ૨૦૦ વર્ષ સુધી અફઘાનિસ્તાન અને પંજાબમાં રાજ્ય કર્યું, પણ હિંદમાં આવેલા ગ્રીક લોકોની સંખ્યા થોડી હોવાથી તેઓ પંજાબના લોકો સાથે ભળી ગયા. ત્યારથી ગ્રીક તરીકેનો તેમનો ઇતિહાસ બંધ પડયો.

**મેઘાસ્થિનિસ**—(ઇ. સ. પૂ. ૩૦૦ માં હિંદની હાલત) આ ગ્રીક એલચી ઇ. સ. પૂ. ૩૦૬ થી ૨૯૮ સુધી ચંદ્રગુપ્તના દરબારમાં રહ્યો હતો. તેણે હિંદનો હેવાલ નીચે મુજબ લખ્યો છે. તે કહે છે કે લોકો સત્યવાદી અને બહાદુર હતા. સ્ત્રીઓ સદાચરણી અને પવિત્ર હતી. ગુલામગીરી નહોતી. લોકોનો એક બીજા ઉપર વિશ્વાસ હતો. ચોરનો ભય નહિ હોવાથી બારણે તાળું વાસતા નહિ. કાયદાની સલાહ ભાગ્યેજ લેવી પડતી. હિંદુઓમાં કેટલાક ગોરા (બ્રાહ્મણ ક્ષત્રી વગેરે) અને કેટલાક કાળા (શૂદ્ર) હતા. લોકોની સાત જાત હતી. (કવિત–તત્ત્વજ્ઞાની ખેડુત અને કારીગર ભરવાડ; ચોકસી યુદ્ધ કરનાર અને રાજ્યમંત્રી નિરધાર.) દરેક ગામમાં હરેક જાતના અને હરેક ધંધો કરનાર લોકો વસતા હતા. બધાં મળીને ૧૧૮ રાજ્યો હતાં. દરેક રાજ્યના લોકો સુખી અને સલાહ શાંતિમાં રહેતા હતા.

## સિથિઅન લોકો. ઇ. સ. ૧-૬૦૦.

ગ્રીક લોકો મધ્ય એશિઆ અને તેમાં વસતી તાતાર જાતોને સિથિઅન કહેતા હતા. હિંદુ લોકો તેમને શક કહેતા હતા. અલેક- ઝાન્ડરના સમય પછી આશરે ૨૦૦ વર્ષે સિથિઅનોએ ગ્રીક લોકોને બાક્ટ્રિઆ તથા ઇરાનમાંથી કાઢી મુકયા, તથા ઈ. સ. ની શરૂઆતમાં કાશ્મીર, અફગાનિસ્તાન અને પંજાબમાં જબરૂં રાજ્ય સ્થાપ્યું. આ સમયે બૈદ્ધ ધર્મ પ્રબળ હોવાથી તેમણે તે ધર્મ સ્વીકાર્યો. આમને કેટલાક લોકો હુણ પણ કહે છે.

આ હુણ લોકોનો આગેવાન તોરામન હતો. તેણે ગુપ્ત રાજાઓ પાસેથી કેટલોક મુલક જીતી લીધો હતો. તેના પછી તેનો પુત્ર મિહીરકુલ થયો. તેને વિક્રમાદિત્યે ઈ. સ. ૫૩૩ માં મુલતાન પાસે કરૂર આગળ હરાવ્યો હતો. આથી તે હુણ લોકો નાશી હિંદમાં આ- વીને રહ્યા હતા. તેમનો મોટો રાજા કનિષ્ક હતો.

કનિષ્ક—એ રાજા સિથિઅન જાતનો હતો. તેણે ઈ સ. ૪૦ માં ચોથી બૌદ્ધ સભા બોલાવી અને બૌદ્ધ માર્ગના મતોમાં કેટલાક ફેરફાર કર્યા. તથા મધ્ય એશિઆ, ચીન અને તિબેટમાં ઉપદેશ કરવા સાધુઓ મોકલ્યા. તે પોતાની કચેરી કાશ્મીર તેમજ પંજાબમાં કરતો હતો, પરંતુ હિંદનો વાયવ્ય કોણનો મુલક, અને તુર્કસ્તાન એના તાબામાં હતાં. તેણે ઈ. સ. ૬૫ માં ચીનપર સ્વારી કરી હતી. ઇ. સ. ૭૮ થી શરૂ થતો શક નામનો સંવત તેણે ચલાવ્યો એમ કહેવાય છે

**હિંદમાં રહેલી શક જાતો**—ઈ. સ. ની શરૂઆતથી ૪૦૦ વર્ષ સુધી શક લોકોની ટોળીઓ હિમાલયના ઘાટોમાં થઈ હિંદમ આવી અને વાયવ્ય કોણના મુલકમાં વસી. આ ટોળીઓમાંની દાહે અને ગેટે નામની જાતો શક લોકોની છે તથા પંજાબના જાટ લોકો અને રજપૂતની ઘણી જાતો પણ આ ઓલાદની છે એમ લોકો માને છે.

**શક સામે લડનાર રાજાઓ**—વિક્રમાદિત્ય, શાલિવાહન, ગુપ્ત-વંશના રાજાઓ અને વલ્લભી રાજાઓ. આ બધામાંથી વિક્રમે તેમની સત્તા છેક તોડી પાડી.

## બૌદ્ધસમયના મહાન રાજાઓ અને રાજ્યો.

## ઈ. સ. પૂ. ૩૦૦ થી ઈ. સ. ૭૦૦

**મગધના રાજ્યની ચઢતી પડતી**—પ્રાચીન હિંદુસમયમાં ઉતર હિંદમાં મગધનું રાજ્ય સૌથી પ્રખ્યાત અને વિસ્તાર પામેલું હતું. આ રાજ્ય હાલના બહારના પ્રદેશમાં આવેલું હતું. પહેલાંના જમાનામાં ત્યાં વિદેહ રાજાઓનું રાજ્ય હતું. બૌદ્ધસમયમાં શિશુ-નાગ નામે વંશમાં બિંબિસાર અને અજાતશત્રુ નામે રાજાઓ પ્રખ્યાત થઇ ગયા છે.

**બિંબિસાર**—આ મગધનો રાજા હતો. તે સૌથી પહેલો બૌદ્ધ ધર્મમાં દાખલ થયો હતો. તેની રાજગાદી રાજગૃહમાં હતી. આ રાજાએ ધીમે ધીમે બૌદ્ધધર્મ પોતાની રૈયતમાં દાખલ કર્યો. એને પુત્ર અજાતશત્રુ જબરો પણ અધર્મી હતો.

**નંદવંશ**—તેના સ્થાપનારના નામ ઉપરથી આ વંશ નંદવંશ કહેવાયો. તેમાં શૂદ્ર જાતના રાજાનો અમલ હતો. તેની રાજગાદી પાટલીપુત્રમાં હતી. આ વંશના રાજાઓ પાસે અખૂટ લક્ષ્મી હતી. જ્યારે સિકંદરે હિંદ ઉપર ચઢાઈ કરી હતી ત્યારે આ કુટુંબના ચંદ્રગુપ્તે તે સિકંદરને નંદવંશનું રાજ્ય જીતી લેવાની લાલચ આપી હતી પણ દૂર જવાનું હોવાથી તેણે માન્યું નહોતું. તેના ગયા પછી ચંદ્રગુપ્તે લશ્કર એકઠું કરી છેલ્લા નંદ રાજાને અને તેના આઠ પુત્રોને મારી ઇ. સ. પૂ. ૩૧૬ માં મગધની ગાદી લીધી.

## મૌર્યવંશ.

**ચંદ્રગુપ્ત**—ઇ. સ. પૂ. ૩૧૬–૨૯૧. એ મૌર્યવંશનો પહેલો રાજા હતો. તેની મા મુરા નામ ઉપરથી તેના વંશનું નામ મૌર્યવંશ પડ્યું. તેના વખતમાં મગધનું રાજ્ય વધારેમાં વધારે વિસ્તાર પામ્યું અને ચક્રવર્તી કહેવાયું. તેનો વિદેહ, પાંચાલ, કોસલ અને કાશી એ જુનાં રાજ્યો ઉપર અમલ હતો. તેણે સેલ્યુકસ સાથે સલાહ કરી, અને તેની દીકરી સાથે પરણ્યો. તેના દરબારમાં મેધાસ્થિનિસ નામે ગ્રીક એલચી ઇ. સ. પૂ. ૩૦૬–૨૯૮ સુધી ૮ વર્ષ રહ્યો હતો. તે કહે છે કે તેની પાસે ૬ લાખ પાયદળ અને ૪૦ હજાર ઘોડેસ્વાર હતા. તથા ડહાપણથી અમલ કરતો હતો.

**મિત્રગુપ્ત**—ઇ. સ. પૂ. ૨૯૧–૨૬૩. તેનું બીજું નામ બિંદુસાર હતું. તે તેના બાપ ચંદ્રગુપ્ત જેવો પ્રતાપી હતો.

**અશોક**—ઇ. સ. પૂ. ૨૬૪–૨૨૩. ચંદ્રગુપ્તનો પૌત્ર અને મૌર્યવંશનો ત્રીજો રાજા અશોક ઇ. સ. પૂ. ૨૬૪ માં ગાદીએ આવ્યો.

તે બૌદ્ધજમાનાનો જબરો રાજા હતો, તેથી તેને મહાન અશોક પણ કહે છે. નાનપણમાં તેને લડાઇનો બહુ શોખ હતો. તેણે ૩ વર્ષ લડી ઓઢીઆ તાબે કર્યું હતું. આ લડાઇમાં લાખો માણસો મરાયાં જોઇ તેને લાગણી થઇ અને તેનો સ્વભાવ છેક બદલાઇ ગયો. પછી તેણે લડાઇ નહિ કરવાનો અને બુદ્ધના ઉપદેશ પ્રમાણે ચાલવાનો નિશ્ચય કર્યો. તથા બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવી પ્રિયદર્શી નામ ધારણ કર્યું. તેણે બુદ્ધ વડીલોની ત્રીજી સભા ઇ. સ. પૂ. ૨૪૪ માં બોલાવી હતી, અને કાશ્મીર, કંદહાર, તિબેટ, બ્રહ્મદેશ, દક્ષિણ અને સિલોનમાં ઉપદેશ કરવા સાધુઓ મોકલ્યા હતા. વળી તેણે ૧૪ આજ્ઞાઓ ઘડી કાઢી ખડકો અને પત્થરોના થાંભલા ઉપર કોતરાવી. તે હજી પણ વાંચી શકાય છે. તેમાંની એક અલાહબાદમાં અને બીજી ગીરનારમાં છે તે લોકોને ભલા, ચોકખા, માયાળુ અને પરોપકારી થવા ફરમાવે છે. તેમાંની એકમાં કહ્યું છે કે અશોકે કલિંગ જીત્યું અને ઇજીપ્ત, ગ્રીસ, સીરીઆ વગેરે પાંચ ગ્રીકરાજ્યો સાથે સલાહ કરી હતી. આ ઉપરથી તે કેટલો બળવાન અને પ્રસિદ્ધ હતો તે જણાય છે. તે ઇ. સ. પૂ. ૨૨૩ માં મરણ પામ્યો. તેના મરણ પછી ૪૦ વર્ષે મૌર્યવંશનો છેડો આવ્યો.

સુધારા અને ગુણ—તેણે રૈયતના સુખને માટે વાવ, તળાવ, દવાખાનાં, ધર્મશાળા વગેરે બંધાવ્યાં. તથા પશુહિંસા અટકાવી અને પાંજરાપોળો કરાવી હતી. વળી પ્રજાના સુખને માટે ન્યાયની કોર્ટો સ્થાપી તથા દેહાંત દંડની શિક્ષા બંધ પાડી, રસ્તા વધાર્યા અને વેપારને ઉત્તેજન આપ્યું. એણે બૌદ્ધધર્મને રાજ્યધર્મ બનાવ્યો પણ તેને બહાને કોઇના ઉપર જુલમ કે પક્ષપાત કર્યો નથી.

**શુંગવંશ**—આ વંશ મૌર્યવંશ પછી થયો. તેના રાજા અગ્નિમિત્ર અને માલવિકાના પ્રેમવિષે કાળીદાસે એક નાટક રચ્યું છે. તે માલવિકા અગ્નિમિત્રને નામે ઓળખાય છે. તે વંશનો છેલ્લો રાજા દુરાચારી હોવાથી એને મારી એનો મંત્રી ગાદીએ બેઠો. એટલે કાણ્વવંશ શરુ થયો. આ વખતે બૌદ્ધધર્મની પડતી થવા માંડી હતી. પછી અંધ્રવંશ થયો.

**અંધ્રવંશ**—અંધ્રલોકો આર્ય જાતના હતા. પહેલાંના વખતમાં તેઓ ગંગાના પ્રદેશમાંથી આવી મહા અને ગોદાવરીના પ્રદેશમાં વસ્યા હતા, અને તૈલંગણમાં સેંકડો વર્ષ સુધી અમલ કર્યો હતો. હાલમાં તેલગુ ભાષાનું એક નામ અંધ્રભાષા છે. ઇ. સ. પૂ. ૨૬ માં મગધના રાજ્યની નબળી સ્થિતિ જોઇ આ અંધ્રરાજાઓએ તે દેશ જીતી લીધો. ત્યાર પછી ૪૦૦ વર્ષ તેમની એક શાખાએ મગધ અને હિંદના પૂર્વભાગ તરફ અને બીજી શાખાએ દક્ષિણમાં રાજ્ય કર્યું; એમ તેની બે શાખા થઇ. આ મુદ્દત દરમ્યાન ગ્રીક અને સિથિઅનોએ ચઢી આવી પંજાબ અને વાયવ્યકોણના મુલકપર અમલ કર્યો પણ તેમને અંધ્રરાજાઓએ હિંદના મધ્ય અને પૂર્વભાગમાં આવવા દીધા નહિ. આ વંશના બધામળીને ૨૪ રાજાઓ થયા. તેઓ બધા બૌદ્ધમાર્ગી હતા. આ રાજ્ય પછી મગધના રાજ્યનો સૂર્ય અસ્ત થઇ ગયો.

**ગુપ્તવંશના રાજાઓ**—તેઓ ઇ. સ. ૪૦૦ માં કનોજમાં રાજ્ય કરતા હતા. આ રાજાઓ અંધ્રરાજાને દબાવી દઇ સર્વોપરી બન્યા, અને પોતાની સત્તા લગભગ ૨૦૦ વર્ષ ટકાવી. તેમનો મોટો

રાજા સમુદ્રગુપ્ત હતો. અલ્લાહબાદમાં અશોકના સ્તંભ ઉપર તેની આજ્ઞાઓ નીચે ઘણી મુદ્દત પછી એક લેખ કોતર્યો છે. તેમાં જણાવ્યું છે કે સમુદ્રગુપ્તનું રાજ્ય આખા ઉતરહિંદમાં હતું અને દક્ષણપર પણ તે સર્વોપરિ સત્તા ભોગવતો હતો. ગુપ્તરાજાઓ વિષ્ણુના ભક્ત હતા. અને હિંદુધર્મ જબરા પાયાપર લાવવા પ્રયત્ન કરતા હતા. તેમણે લગભગ ઘણી મુદ્દત સુધી સિથિઓને પેસવા દીધા નહિ પણ પાછળથી હારી ગયા હતા.



## ૬. બૌદ્ધસમયનું હિંદ ઈ. સ. પૂ. ૩૦૦—૭૦૦.

મગધમાં બુદ્ધનો જન્મ અને મરણ થવાથી સઘળા બૌદ્ધમાર્ગી એ તે દેશને પવિત્રભૂમિ ગણી. તથા કલપિવસ્તુ, બુદ્ધગયા અને બોધિસત્વ એ બધાને પવિત્ર માન્યા. પાછળથી ઘણા બૌદ્ધયાત્રાળુઓ આ પવિત્ર જન્મસ્થાન જોવાને આવતા હતા. તેમાં ઘણાખરા ચીના હતા. તેમણે હિંદનો હેવાલ લખ્યો છે. તેમાં પહેલો ફાહિયન અને બીજા હુ—એન—સંગ નો આપેલો હેવાલ ઉપયોગી છે.

ફાહિયન—એ ચીનો જાત્રાળુ ઇ. સ. ૪૦૦ માં આવ્યો ત્યારે ગુપ્તરાજાઓમાં સમુદ્રગુપ્તનો અમલ હતો. તેણે કાબુલથી પેસી ઠેઠ સિલોન સુધી હિંદુસ્તાનનાં બધાં શહેરોની મુલાકાત લીધી. તે લખે છે કે ચંડાળ ને બહારવસિઆ સિવાયના લોકો હિંસા કરતા નહિ, દારૂ પીતા નહિ તથા ડુંગળી અને લસણ ખાતા નહિ. રાજ્યતરફથી સખ્તાઇ નહોતી અને લોકો પોતાની મરજી મુજબ હરીફરી શકતા.

કાયદા તોડનારને દંડની સજા થતી અને બળવાખોરોને મોતની સજા નહિ કરતાં તેમનો જમણો હાથ કાપી નાખતા. લોકો નાણાંની જગાએ છીપો વાપરતા હતા. તેણે ઘણે ઠેકાણે વિહારો જોયા. તેમાં સાધુઓને રાજા તરફથી પથારી, સાદડી, ખોરાક, લુગડાં વગેરે સામાન આપવામાં આવતો હતો. વળી માણસ અને પશુઓ માટે ઘણાં દવાખાનાં તથા હોંશિઆર દાક્તરો હતા અને દરદીઓને ખોરાક તથા દવા મફત આપવામાં આવતી હતી. આ વખતે બૌદ્ધધર્મનું પ્રાબલ્ય હતું.

હુ-એન-સંગ—તે વિક્રમના સમય પછી તરતજ ૬૩૦ માં હિંદમાં આવ્યો અને ૧૫ વર્ષ રહી બધાં મોટાં શહેરોની મુલાકાત લીધી. તે જ્યાં ગયો ત્યાં હિંદુધર્મ અને બૌદ્ધધર્મ બંને જોવામાં આવ્યા. ઓઢીઆ, કાશ્મીર અને દક્ષિણ હિંદમાં બૌદ્ધમાર્ગીઓની અને બીજા ભાગોમાં બ્રાહ્મણમાર્ગીઓની સંખ્યા વિશેષ જોવામાં આવી. રાજ્યકર્તાઓનો અમલ સારો હતો, અને લોકો સંતોષી તથા સુખી જોવામાં આવ્યા. રૈયતને ગમે તે ધર્મ પાળવાની છૂટ હતી તથા વિદ્વાનોને ઘણું માન મળતું હતું. આ વખતે પહેલાંના જેવા કવિઓ નહોતા, તોપણ લોકો વિદ્યાહુન્નરનો તનદહને અભ્યાસ કરતા હતા. તે મુસાફર શિલાદિત્ય રાજાની હકીકત નીચે પ્રમાણે આપે છે.

શિલાદિત્ય—આ વખતે કનોજમાં શિલાદિત્ય નામે રાજા રાજ્ય કરતો હતો. જો કે પોતે બૌદ્ધમાર્ગી હતો, છતાં બ્રાહ્મણધર્મને પણ તેના જેટલુંજ માન આપતો. કનોજમાં ૧૦૦ બૌદ્ધસાધુઓના વિહાર અને ૨૦૦ હિંદુ દેવળો હતાં. આ રાજાએ ૬૩૪ માં પાંચમી બૌદ્ધ સભા બોલાવી હતી. તેમાં ૨૧ માંડળિક રાજાઓ આવ્યા હતા. સભાને

પહેલે દિવસે બુદ્ધની પ્રતિમાની, બીજે દિવસે સૂર્યની મૂર્તિની અને ત્રીજે દિવસે શિવની પ્રતિમાની સ્થાપના કરી હતી. આ મહોત્સવ ૭૫ દિવસ સુધી ચાલ્યો હતો. પછી શિલાદિત્ય પોતાનો તમામ ખજાનો પુણ્યદાન કરી દેતો અને ભિખારીનાં ફાટાંતુટાં વસ્ત્ર પહેરી બુદ્ધનો મહાવૈરાગ્ય સંભાળતો. આ પ્રમાણે દર પાંચ વર્ષે કરતો હતો.

**નલન્દનો અપાસરો**—ગયાની પાસે નલન્દનો મોટો વિહાર હતો. આ વિહારમાં દશ હજાર બૌદ્ધસાધુઓ બૌદ્ધધર્મનાં પુસ્તકો તથા ધર્મશાસ્ત્ર અને વૈદકનો અભ્યાસ કરતા હતા.

**વૈદકશાસ્ત્ર**—બૌદ્ધમાર્ગીઓ વૈદકશાસ્ત્રનો તનદેહને અભ્યાસ કરતા હતા. તેમના વખતમાં ચરકે છોડવા અને ખનાજોમાંથી ઘણી દવાઓ બનાવવાની રીત બતાવી વૈદકનો ગ્રંથ લખ્યો છે. આ ચરકપાસેથી ગ્રીક અને આરબ લોકો ઘણું શીખ્યા. વળી સુશ્રુત નામે શસ્ત્રવૈદ થઇ ગયો. તેણે લખેલા પુસ્તકમાં વાઢકાપ માટે લગભગ ૧૦૦ ચપ્પુનો ઉપયોગ બતાવ્યો છે. એમાંનાં કેટલાંક તો એવાં ઝીણાં છે કે તે વાળના પણ ચીરીને બે ભાગ કરી શકે.

**ખગોળવિદ્યા**—જુનામાં જુનાં ખગોળશાસ્ત્રનાં પુસ્તક બૌદ્ધસમયમાં રચાયાં છે. તે બધાંને સિદ્ધાંત કહે છે. આવા સિદ્ધાંતો ૧૮ છે. જુનામાં જુનો સિદ્ધાંત અલેકઝાંડરના સમય પછી લખાયો છે. તેમાં ગ્રીકલોકોનું વર્ણન આવે છે. તે ઉપરથી જણાય છે કે આપણને ખગોળ સંબંધી કેટલુંક જ્ઞાન ગ્રીકલોકો તરફથી મળેલું છે. તે કાળનો મહાન ખગોળવેત્તા **આર્યભટ્ટ** ૪૭૬ માં પાટલીપુત્રમાં થયો હતો. તેણે આર્યભટ્ટીય નામે ગ્રંથ રચ્યો છે. તેમાં પૃથ્વી દડાની માફક ગોળ

છે, તે બતાવ્યું છે. તથા સૂર્ય અને ચંદ્રગ્રહણ વિષે એણે શોધ કરી હતી. તેના પછી ઉજ્જન પાસે વરાહમિહિર નામે ખગોળવેત્તા છઠ્ઠા સૈકામાં થયો. તેણે બૃહતસંહિતા નામે ખગોળનો ગ્રંથ રચ્યો છે. તેના પછીના વખતમાં બ્રહ્મગુપ્ત, ભાસ્કરાચાર્ય (લીલાવતી ગણિતના કર્તા) અને ગણેશ દૈવજ્ઞ થઇ ગયા છે.

**વિક્રમાદિત્ય**—ઇ. સ. પૂ. *૫૬ માં ઉજ્જનની ગાદીએ વિક્રમ નામે પ્રખ્યાત રાજા રાજ્ય કરતો હતો. નવી શોધ પ્રમાણે કેટલાક યુરોપી વિદ્વાનો કહે છે કે તેની ચોક્કસ સાલ જણાતી નથી પણ ઇ. સ. ૫૩૩ માં તેનું રાજ્ય હતું. તે માળવાનો સૌથી પ્રસિદ્ધ રાજા હતો, તેથી ઇ. સ. પૂ. ૫૬થી શરૂ થતો અને માળવાના ક્ષત્રીઓ તે પ્રદેશમાં ક્યારે આવીને વસ્યા તે દર્શાવનાર, એક જુનો શક તેના નામ ઉપરથી વિક્રમ સંવત કહેવાયો.

તેણે શક લોકોને કાઢીમૂકવા ઘણો પ્રયત્ન કર્યો. તેને યશોધર્મદેવ વિક્રમાર્ક કે વિક્રમાદિત્ય કહે છે. તેણે હુણ લોકોના રાજા મિહિરકુલને ઇ. સ. ૫૩૩ માં કરૂર આગળ હરાવ્યો હતો. તેણે શક લોકોને કાઢી મૂક્યા અને સિથિઅન રાજ્યનો અંત આણ્યો તેથી તેને શકારિ (શકનો શત્રુ) કહે છે. તે બહાદુર તેમજ વિદ્વાન હતો. તેને

---

*નવી શોધ પ્રમાણે વિક્રમ સંવત વિષે અભિપ્રાય–ઇ. સ. પૂ. ૫૬ માં વિક્રમ નામે કોઇ રાજા થયો નથી પણ ઇ. સ. ના છઠ્ઠા સૈકામાં ઉજ્જનમાં થઇ ગયોછે. તેણે શક લોકોને હરાવ્યા હતા તેથી ઇ. સ. પૂ. ૫૬થી શરૂ થએલો માલવ સંવત જે માળવા જીતનાર ક્ષત્રીઓએ ચલાવેલો તે વિક્રમ નામથી લોકોએ ચલાવ્યો.

મહાન વિક્રમ પણ કહે છે. તેના દરબારમાં નવપંડિત રત્નો હતાં. આમાં સૌથી પ્રખ્યાત કાલિદાસ હતો. તેણે શાકુન્તલ, રઘુવંશ, મેઘદૂત, કુમારસંભવ વગેરે કાવ્યો રચ્યાં છે. બીજો અમરસિંહ હતો. તેણે સંસ્કૃત ભાષામાં કોષ રચેલો છે. ચોથા નંબરનો ધનવંતરી વૈદ્ય અને પાંચમો વરરૂચી હતો. તેણે પ્રાકૃતભાષાનું વ્યાકરણ બનાવ્યું છે. છઠ્ઠો વરાહમિહિર હતો. તેણે બૃહતસંહિતા નામનું ખગોળનું પુસ્તક બનાવ્યું છે. આ સિવાય ક્ષપણક, શંકુ, વૈતાલ અને ઘટકર્પ હતા. વિક્રમના વખતમાં પંચતંત્રની વાર્તાઓ લખાઇ અને તેનો તરજુમો ઘણી ભાષાઓમાં થયો. વળી તેના જીવન અને સમયને અનુસરીને ઘણી વાર્તાઓ દરેક ગામમાં કહેવાય છે તે 'વિક્રમાર્કની વાર્તાઓ' એ નામે મશહુર છે. આ રાજા પરદુઃખ ભંજન હતો.

ધર્મ—તેના વખતમાં બૌદ્ધ ધર્મ નાશ પામતો આખર અવસ્થાએ આવ્યો હતો, માટે તેને બૌદ્ધ સમયનો છેલ્લો અને પુરાણ સમયનો પહેલો રાજા ગણીશકાય. તેના વખતમાં મૂર્તિઓ અને દહેરાં પવિત્ર ગણાતાં અને લોકો હિંદુ દેવોને પૂજતા હતા. રાજા પોતે શિવભક્ત હતો, પણ બૌદ્ધમાર્ગીઓ તરફ દયાભાવથી વર્તતો હતો. તેણે હિંદુ ધર્મ પાછો સ્થાપવાને ઘણી મહેનત કરી છે.

* શાલિવાહન. (શાતવાહન)—એ ઇ. સ. ૭૮ માં ગોદાવરી

---

* નવી શોધ પ્રમાણે કેટલાક કહે છે કે—આ શાલિવાહને શક લોકોને હરાવ્યા નથી, પણ કનિષ્ક રાજાનો ઇ. સ. ૭૮થી ચાલુ કરેલો શક, પાછળના વખતમાં એટલે ૧૧ કે ૧૨મા સૈકામાં થએલા શાલિવાહન રાજાને નામે બ્રાહ્મણોએ ચલાવ્યો.

ને કોઈ પૈઠણ નગરમાં રાજ્ય કરતો હતો. તેણે વિક્રમ રાજાને શેષનાગના પ્રતાપથી હરાવ્યો હતો એમ કહેવાય છે. આ રાજાએ શક લોકોને હરાવ્યા તેથી લોકો તેના માનાર્થે ઈ.સ. ૭૮થી ચાલતો શક ગણવા લાગ્યા. જે દક્ષિણ હિંદમાં ચાલે છે.

**બ્રાહ્મણ ધર્મની ચડતી**—બ્રાહ્મણોને અયોધ્યા, માળવા વગેરેના વેદ ધર્મી રાજાઓની મદદ મળવા લાગી તથા તેમનામાં પ્રખ્યાત હિંદુ આચાર્યો ઉત્પન્ન થયા. તેમના જાહેર ઉપદેશ અને બોધથી બ્રાહ્મણોએ મોટાં હિંદુ દેવાલયો ઉભાં કર્યાં અને હિંદુ ધર્મમાં લોકોની મરજીને અનુસરતો સુધારો કરી ઉપદેશ કરવા માંડ્યો; આથી બૌદ્ધ ધર્મ ધીમે ધીમે નાશ પામવા લાગ્યો. આ બધું એકી વખતે બની શક્યું નહિ પણ વિક્રમાદિત્યના સમયથી બૌદ્ધ ધર્મની પડતી થવા માંડી અને ઈ. સ. ૧૦૦૦ માંતો બૌદ્ધ ધર્મનું હિંદમાં નામ પણ રહ્યું નહિ, અને નવો હિંદુ ધર્મ પ્રસરી બ્રાહ્મણ ધર્મની ફરીથી ચઢતી થઈ.

**નવો હિંદુ ધર્મ**—આ ધર્મની હકીકત પુરાણમાંથી મળી આવેછે. હિંદુ આચાર્યોએ જુના વેદ ધર્મમાં લોકોની મરજીને અનુસરતો સુધારો કર્યો અને નવા હિંદુ ધર્મનું બંધારણ રચ્યું. આને પુરાણનો ધર્મ પણ કહે છે. તેમાં મોક્ષનો માર્ગ સહેલો બતાવ્યો અને સદાચાર, ઈશ્વર ઉપર દૃઢ વિશ્વાસ અને ઈશ્વરભક્તિ એ મોક્ષનાં સાધન બતાવ્યાં. વળી અજ્ઞાન લોકોને ઈશ્વર ઉપર આસ્થા બેસાડવા પરમેશ્વરની મૂર્તિઓ દાખલ કરી, અને વેદના દેવો જુદા રૂપમાં હિંદુ ધર્મમાં દાખલ કર્યા. વેદનો સૂર્યદેવ વિષ્ણુરૂપે, આકાશ રૂદ્રરૂપે અને ત્રીજો સ્તુતિનો દેવ બ્રહ્મારૂપે દાખલ કરવામાં આવ્યા. વિષ્ણુ

પાલન કરનાર અને અને શિવ સંહાર કરનાર એ બે મોટા દેવો ગણાય છે. આ સિવાય બ્રહ્માને સરજનાર તરીકે માનવામાં આવે છે. પાછળથી રામ અને કૃષ્ણ પણ દેવ તરીકે પૂજાવા લાગ્યા. આ ઉપરાંત બીજા અસંખ્ય દેવો દાખલ થયા. આ વખતે બ્રાહ્મણોએ લોકોને ઉપદેશ કર્યો કે તે બધા દેવો માત્ર શિવ અને વિષ્ણુનાં જુદાં જુદાં રૂપ છે.

**પુરાણો**—બૌદ્ધ સમય પછીના કાળને પુરાણનો સમય કહે છે, કારણ કે તે કાળમાં પુરાણો લખાયાં છે. તેમાં દેવોની વાર્તાઓ આવે છે. પુરાણનો અર્થ જુનાં લખાણ થાય છે. તેમાંથી નવા હિંદુ ધર્મની હકીકત મળી આવે છે. પુરાણ નામના હિંદુ ગ્રંથો અનેક છે, પરંતુ પ્રસિદ્ધ પુરાણો ૧૮ છે. તેમાંના ઘણાખરાં વિક્રમના વખતમાં અને ત્યાર પછી લખાયાં છે. આ ૧૮ પૈકી ૬ માં વિષ્ણુની ૬ માં શિવની અને ૬ માં બ્રહ્માની કીર્તિ ગાએલી છે. દરેક પુરાણનું નામ કોઇપણ દેવ ઉપરથી આપવામાં આવેલું છે. એ પુરાણો—બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરુડપુરાણ, નારદિયપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ સ્કંધપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેયપુરાણ, વામનપુરાણ, વારાહ-પુરાણ, મત્સ્યપુરાણ, કુર્મપુરાણ અને બ્રહ્માંડપુરાણ છે. તેમાં સૌથી મોટું સ્કંદ પુરાણ છે.

**બ્રાહ્મણોનું ધર્મ શાસ્ત્ર**—આ પુસ્તકો પુરાણના સમય પછી લખાયાં છે. તેમાં માણસોના ધર્મ કે ફરજો બતાવેલી છે, માટે આ પુસ્તકોને ધર્મ શાસ્ત્ર કે કાયદા કહે છે છે. તેઓ ત્રણ છે. (૧) ગૃહ્યસૂત્ર (૨) મનુસ્મૃતિ અને (૩) યાજ્ઞવલ્કયસ્મૃતિ.

---

## ૭. પુરાણ સમયના હિંદુ આચાર્યો.

**બ્રાહ્મણ આચાર્યો**–(૧) કુમારિલભટ્ટ—તે બહાર પ્રાંતમાં ઈ.સ. ના ૮ મા સૈકામાં થઇ ગયા. તેમણે બ્રાહ્મણ ધર્મનો ઉપદેશ કરી બૌદ્ધ ધર્મ તોડી પાડવા ઘણી મહેનત કરી. આ કુમારિલભટ્ટે દક્ષિણમાં જઇ બૌદ્ધ ધર્મની વિરુદ્ધ ઉપદેશ કર્યો એટલુંજ નહિ પણ ત્યાંના રાજાને તે ધર્મ સામે ઉશ્કેર્યો; આથી તે રાજાએ બૌદ્ધ માર્ગીઓ ઉપર ઘણો જુલમ કર્યો.

**શંકરાચાર્ય**—વેદ ધર્મનો પુનરૂદ્ધાર કરવામાં આ સ્વામી સૌથી પ્રખ્યાત અને પહેલા હતા. તે કુમારિલભટ્ટના શિષ્ય હતા તેમણે કુમારિલનું બાકી રહેલું કામ પૂર્ણ કર્યું. તેમનો જન્મ ઇ. સ. ના નવમા સૈકામાં થયો હતો. તેમણે આખા હિંદુસ્તાનમાં ફરી જાહેર ઉપદેશ કર્યો અને બૌદ્ધ ધર્મનું મૂળ હિંદમાંથી કાઢી નાખ્યું. તથા મંડનમિશ્રના કર્મમતનું ખંડન કર્યું. તે ૩૨ વર્ષની વયે કેદારનાથમાં દેવલોક પામ્યા. પોતે શિવભક્ત હોવાથી તેમણે શિવ અને તેમનાં પત્ની દેવીની ઉપાસનાનો બોધ કર્યો (આ દેવીને હિંદુઓ દુર્ગા અને અનાર્ય કાલી કે મોતની દેવી કહે છે) શંકરાચાર્યના અનુયાયીઓ દક્ષિણ હિંદમાં **સ્માર્તપંથી** કહેવાય છે. આ આચાર્યોએ મ્હેસુરમાં શૃંગિરિ આગળ તેમજ બદ્રીનાથ, દ્વારકા અને જગન્નાથ કે પુરી આગળ મઠ બંધાવ્યા છે.

**વૈષ્ણવ આચાર્યો**—રામાનુજ. વૈષ્ણવ પંથના પ્રથમ ઉપદેશક રામાનુજનો જન્મ ઇ. સ. ૧૧૫૦ માં મદ્રાસની પાસે શ્રીપેરુમતુર ગામમાં થયો હતો. તેમના પિતાએ નાનપણથીજ તેમને ચોલ રાજ્યના મુખ્ય શહેર કાંજીવરામમાં અભ્યાસ કરવા મોકલ્યા હતા. ભણી રહ્યા

પછી શ્રીરંગપટ્ટણમાં જઈ વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા. તથા એ ધર્મ ફેલાવવા સંસ્કૃતમાં ગ્રંથો રચ્યા. પછી આખા હિંદમાં ફર્યાં અને શિવને છોડી દઈ વિષ્ણુનો ઉપદેશ કરવાથી તેમને શૈવ મતના ચોલા રાજાએ મારી નાખવાનો પ્રયત્ન કર્યો; આથી તે નાશીને મ્હેસુર ગયા ત્યાંનો જૈન રાજા તેમના બોધથી વિષ્ણુ ધર્મમાં દાખલ થયો. રામાનુજ મુખ્યત્વે કરીને બ્રાહ્મણ અને બીજા ઉંચ વર્ણના લોકોને બોધ કરતા હતા. તેમના ગુરૂ હાલ કાંજેવરામમાં રહે છે.

**રામાનંદ**—ઇ. સ. ૧૩૦૦. રામાનુજ પછી તેમના અનુયાયી રામાનંદ થયા. તેમણે વિષ્ણુના નામથી એક ઇશ્વરની પૂજા કરવાનો ઉત્તરહિંદમાં બોધ કર્યો. તે બનારસમાં ગાદી રાખી આસપાસના પ્રદેશમાં ફરતા અને મુખ્યત્વે કરીને નીચ વર્ણોને ઉપદેશ કરતા હતા. તેમના ૧૨ શિષ્યો નીચવર્ણના હતા. તેમાંનો એક હજામ, બીજો ચમાર અને ત્રીજો શાળવી (કબીર) હતો. રામાનંદે હિંદી ભાષામાં ગ્રંથો રચ્યા છે. આ પંથમાં તુલસીદાસ મોટા ભકત થઇ ગયા છે.

**કબીર**—ઇ. સ. ૧૩૮૦-૧૪૨૦. તે રામાનંદનો પ્રખ્યાત શિષ્ય હતો. તેણે મુસલમાન તથા હિંદુને એક ધર્મમાં લાવવા પ્રયત્ન કર્યો અને જ્ઞાતિબંધન તથા મૂર્તિ પૂજાની વિરૂદ્ધ ઉપદેશ કર્યો. એ કહેતો કે મૂર્ત્તિ પૂજવામાં પાપ છે, હાથે બનાવેલાં દહેરાંમાં ઇશ્વર રહેતો નથી અને જીંદગી માત્ર માયા રૂપે છે, માટે ખરા ઇશ્વરને જોવાથી, જાણવાથી અને ચહાવાથી મોક્ષ મળે છે. વળી હિંદુઓ પરમેશ્વરને માને છે તેમ મુસલમાનો અલ્લાને માનેછે. હિંદુઓનું પવિત્ર સ્થળ કાશી છે તેવું મુસલમાનોનું મક્કા છે. હિંદુઓ ઉપવાસ કરે છે તેમ મુસલમાનો રોજા કરે છે. એમ કહેવાય છે કે જ્યારે કબીર

મરી ગયો ત્યારે તેનું મડદું હિંદુઓએ બાળવા માગ્યું, અને મુસલમાનોએ દાટવા માગ્યું, પણ તેના કફન નીચે જોયું ત્યારે માત્ર કેટલાંક સુંદર ફુલ દીઠાં. આમાંથી અર્ધાં હિંદુઓએ બનારસમાં લઇ જઇ દાટયાં અને બાકીનાં મુસલમાનોએ દબદબાથી દાટયાં.

**ચૈતન્ય**—ઇ. સ. ૧૪૮૬-૧૫૨૭. એમનો જન્મ બંગાળાના નદીઆ ગામમાં એક બ્રાહ્મણને ત્યાં થયો હતો. તે ૨૪ વર્ષની વયે ગૃહસ્થાશ્રમ છોડી ઓઢીઆમાં ગયા અને ઓઢીઆ તથા બંગાળામાં વિષ્ણુ તેમજ જગન્નાથની પૂજાનો ઉપદેશ કરવા લાગ્યા. બુદ્ધની માફક તે કહેતા કે ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખવાથી સઘળી વર્ણો સરખી રીતે પવિત્ર થાય છે. વળી કહેતા કે લોહીનું ટીપું પાડવું એ ઇશ્વરનો મોટો અપરાધ કરવા બરાબર છે. તેના મરણ પછી તેના અનુયાયીઓ તેને સાક્ષાત્ વિષ્ણુનો અવતાર માનવા લાગ્યા.

**વલ્લભસ્વામી**—ઇ. સ. ૧૫૨૦. તેમનો જન્મ તૈલંગણમાં થયો હતો. તેમણે ઉત્તરહિંદમાં વિષ્ણુની પૂજાનો ઉપદેશ કર્યો; પરંતુ જણાવ્યું કે કૃષ્ણ એજ સાક્ષાત્ વિષ્ણુ છે. તે કહેતા કે આત્મા ઉદ્ધાર માટે ઉપવાસ કે વિહારમાં રહેવાની જરૂર નથી, પણ વિષ્ણુને સંતોષી મોજમઝા અને આનંદ કરવો જોઇએ. આ પંથને પુષ્ટિમાર્ગ કહે છે. તેમાં મુખ્યત્વે કરીને શેઠ શાહુકારો વધારે હોય છે.

**સહેજાનંદ સ્વામી**—એ બ્રાહ્મણ જ્ઞાતિના હતા. તેમણે ઇ. સ. ના ૧૯ મા સૈકાની શરૂઆતથી સ્વામીનારાયણ નામે વિષ્ણુ મત ચલાવ્યો. તેમાં લક્ષ્મીનારાયણ રૂપે વિષ્ણુ પૂજા કરે છે. એ મત ગુજરાતમાં હાલ સારા પાયા ઉપર છે. કાઠીઆવાડની કાઠી પ્રજાને નીતિને માર્ગે દોરવાનું માન એ ધર્મને ઘટે છે.

## રજપૂતો. ઈ. સ. ૬૦૦–૧૨૦૦.

આ સમયને રજપૂત સમય કહીશું કારણ કે આ વખતમાં ઘણે ઠેકાણે મોટાં રજપૂત રાજ્યો હતાં. ઘણા વિદ્વાનોના મત પ્રમાણે આ રજપૂતો રામ, કૃષ્ણ અને બીજા ક્ષત્રી રાજાના વંશના છે. કેટલાક કહે છે કે સિથિઅનો અને ગ્રીક લોકોના વંશજો રજપૂતો હતા. આ ઉપરથી એમ લાગે છે કે હિંદના મધ્યભાગ, દિલ્હી અને કનોજમાં વસતી કેટલીક રજપૂત જાતિ ક્ષત્રી ઓલાદની હતી. રજપૂતો બહાદુર અને ઉદાર હતા તેમને લડાઈ બહુ ગમતી. તેઓ બુદ્ધના શાંત ઉપદેશને ચહાતા નહિ તેથી તેમણે બૌદ્ધ ધર્મનો નાશ કરવા અને નવો હિંદુ ધર્મ સ્થાપવા બ્રાહ્મણોને બનતી મદદ કરી હતી.

### રાજ્યો.

સોરાષ્ટ—આર્ય સમયમાં ગુજરાત એ 'કૃષ્ણની દ્વારકા' ને નામે ઓળખાતું હતું. પાછળથી સોરાષ્ટ્ર નામે ઓળખાવા લાગ્યું. તેમાં ઈ. સ. ૪૧૬ થી ૭૧૬ સુધી વલ્લભી રાજાઓનું રાજ્ય હતું. ઈ. સ. ૭૬૬ થી તે મુસલમાનો આવ્યા ત્યાં સુધી તેમાં ચાલુક્ય વંશના રજપૂત રાજાઓનો અમલ હતો. તેમની રાજધાની અણહિલપુર પાટણમાં હતી.

માળવા—તેમાં વિક્રમના વંશજોએ ઈ. સ. ૭૩૦ સુધી રાજ્ય કર્યું. વિક્રમ પછી આ વંશમાં મોટો રાજા શિલાદિત્ય થયો હતો. એ વંશ પછી રજપૂતોનું રાજ્ય થયું અને પાછળથી તેમનું મુખ્ય મથક ગણાયું.

**ઓરીઆ**—તેમાં પહેલાં અંધ્રગાજાઓનું રાજ્ય હતું. પછી ઈ. સ. ૪૭૪ થી ૧૨૪૨ સુધી કેશરી વંશના રજપૂતો થયા. તેમની રાજધાની ભુવનેશ્વરમાં હતી. ત્યાં તેમણે ભવ્ય દેવળો બાંધ્યાં હતાં. આ વંશના પહેલા રાજા યયાતિએ પાટનગરને ભુવનેશ્વર નામ આપ્યું હતું. કેશરી પછી ગંગ વંશના રાજાઓ થયા. તેમણે ઈ. સ. ૧૧૩૨ થી ૧૫૩૪ સુધી રાજ્ય કર્યું. તેઓ વિષ્ણુના ભક્ત હતા. તેમાંના એક રાજાએ જગન્નાથનું મોટું દેવળ બંધાવ્યું હતું. આ રાજ્ય ૧૫૬૦ માં મુસલમાનોએ જીતી લીધું.

**નર્મદા અને કૃષ્ણા વચ્ચેનો દખ્ખણનો મુલક**—આ દેશમાં ઈ. સ. ૫૦૦ થી ૧૨૦૦ સુધી ચાલુકય વંશના રજપૂતોનું રાજ્ય હતું. તેમની બે શાખા હતી. તેમાંની એક પૂર્વના ચાલુકયોની રાજધાની રાજમહેંદ્રીમાં અને બીજી પશ્ચિમના ચાલુકયોની કલ્યાણમાં હતી.

**મ્હેસુર**—એમાં ઈ. સ. ૯૦૦ થી ૧૩૧૦ સુધી બલ્લાળવંશના રજપૂતોનું રાજ્ય હતું. તેની રાજગાદી દ્વારસમુદ્રમાં હતી. ત્યાં તેમણે ૮૦ વર્ષથી હલેબિડનું દહેરું બાંધવાનું શરૂ કર્યું હતું. તે મુસલમાનોએ અધુરું રખાવ્યું. આ રાજાઓને મુસલમાનોએ વશ કર્યા.

**તેલંગણ**—તેમાં ઈ. સ. ૧૧૦૦ થી ૧૩૨૩ સુધી કકટી વંશના રજપૂતોનું રાજ્ય હતું. તેમની રાજધાની વરંગુળમાં હતી. ઈ. સ. ૧૩૨૩ માં મુસલમાનોએ વરંગુળ જીતી લઈ ગોલકોંડાના મુસલમાની રાજ્યનું મુખ્ય મથક બનાવ્યું.

**બંગાળા**—એમાં પાલ અને સેન રાજાઓએ આશરે ૫૦૦ વર્ષ રાજ્ય કર્યું. તેમાં પાલ રાજાઓએ ૮૦૦ થી ૧૦૫૦ સુધી

તથા સેન રાજાઓએ ૧૦૫૦ થી ૧૩૦૦ સુધી રાજ્ય કર્યું. પછી ૧૩૦૦ માં મુસલમાનોએ જીતી લીધું.

દેવગીરી—તેમાં ઇ. સ. ૧૧૦૦ થી ૧૩૦૦ સુધી યદુ વંશના રજપૂત રાજાઓએ રાજ્ય કર્યું. તેઓ યાદવ વંશના ક્ષત્રી રાજાના વંશજો હોવાનો દાવો કરતા હતા. ઇ. સ. ૧૩૦૦ માં મુસલમાનોએ દેવગીરી જીતી લીધું. પછી કેટલી મુદ્દતે તેનું નામ દોલતાબાદ પાડ્યું.

આ સિવાય ઘોરી બાદશાહે ઇ. સ. ૧૧૯૧ માં હિંદ પર ચઢાઈ કરી ત્યારે કનોજમાં રાઠોડ, અજમેરમાં ચોહાણ, અને દિલ્હીમાં તુંવાર રાજાઓનું રાજ્ય હતું.

---

## ૮. મુસલમાનો.

**મુસલમાની ધર્મનો ઉદય–હજરત મહમદ**—મુસલમાની ધર્મના સ્થાપનાર મહમદ પેગંબરનો જન્મ ૫૭૦ મક્કામાં થયો હતો. તે અબદુલ્લાના પુત્ર હતા. નાનપણમાં તેનાં માબાપ મરી જવાથી તેમનું પાલન તેના કાકા અબુતાલીબે કર્યું. તેમણે ૨૫ વર્ષની વયે ખદીજાબીબી સાથે પુનર્લગ્ન કર્યું, અને ૪૦ વર્ષની વયે ઉપદેશ કરવા માંડ્યો. આ વખતે અરબસ્તાનમાં આરબ લોકો મૂર્તિપૂજક હતા તથા ઘણા દેવોને માનતા હતા. તેમનું મુખ્ય મથક કાબાનું મંદિર હતું. આ આરબ લોકોના કેટલાક ઘાતકી રિવાજ પસંદ નહિ પડવાથી મહમદે ઉપદેશ કર્યો કે મૂર્તિપૂજા કરવી નહિ, ઘણા દેવોને માનવા નહિ અને માંહોમાંહે લડવું નહિ, પણ એકજ ખુદા (પરમેશ્વર) ને માનવો. મહમદ તેનો પેગંબર એટલે સંદેશો લાવનાર છે

અને સઘળા મુસલમાન બાંધ્યા છે. આ નવો પંથ **મુસલમાની** કે **ઇસ્લામ** કહેવાયો. ઇસ્લામ એટલે શાંતિ અને સલામ શબ્દ ઇસલામ શબ્દનો અપભ્રંશ છે.

મહમદનો ઉપદેશ આરબ ધર્મની વિરૂદ્ધ હોવાથી કેટલાએક તેને મારીનાખવાનો વિચાર કર્યો; આથી તે મક્કા છોડી ૬૨૨ માં મદીને નાસી ગયા. નાસવાને અરબી ભાષામાં **હિજરત** (હિજરા કે હજીરા) કહે છે. તેથી તે તારીખથી હિજરી સન ગણાય છે. વળી મૂર્તિપૂજક આરબોએ મુસલમાની ધર્મનો નાશ કરવા મહમદના સાથીઓ ઉપર ચડાઇ કરી પણ તેમાં તેઓ હાર્યાં અને આખા અરબસ્તાનમાંથી મૂર્તિપૂજાનો અંત આવ્યો તથા ઇસ્લામનો પ્રસાર થયો. તે ૬૩૨ માં મરણ પામ્યા. તેને માનનારા આખી દુનીઆમાં ૨૦ કરોડને ૨૦ લાખ છે.

**કુરાન**—મહમદના મરણ પછી તેની આજ્ઞાઓ કે વચનો એકઠાં કરી જે પુસ્તક બનાવ્યું તે કુરાન કહેવાય છે. આ મુસલમાનોનું ધર્મપુસ્તક છે.

**મુસલમાની ધર્મ અને રાજ્યની વૃદ્ધિ**—પેગંબરના મરણ પછી તેમના શિષ્યોમાં ધર્મનું ઝનુન ઘણું આવ્યું હતું. તે કહેતા કે મુસલમાની ધર્મનો ફેલાવો કરવા લોકોને મારી તેમની જમીન તથા માલમિલ્કત લઇ લેવી એ આપણી ફરજ છે. વળી ધર્મની લડાઇ કરવાથી ઇશ્વર ખુશી થાય છે. અને તેમાં મુસલમાનો મરાય તો તે સ્વર્ગે જાય છે. તમણે જે લોકો તાબે થઇ મુસલમાની ધર્મ સ્વીકારતા નહિ તેમની પાસેથી જજીઆ નામે વેરો લેવા માંડ્યો.

મહમદ પછી જે શિષ્યો ગાદીએ બેઠા તે ખલીફા કહેવાયા. તેમણે અરબસ્તાનની ઉત્તરે સીરીઆ, મીસર વગેરે મુલક ઉપર ચડાઈ કરીને સહેલથી જીતી લીધા તથા ભારે લૂટ મળવાથી બીજા દેશો જીતવા વિચાર કર્યો અને ૧૦૦ વર્ષમાં તેમણે ઈરાન, તુર્કસ્તાન, અફગાનિસ્તાન, ઉત્તરઆફ્રિકા વગેરે પ્રદેશોનો કબજો કરી મુસલમાની ધર્મ ફેલાવ્યો. એ રીતે આ ધર્મની વૃદ્ધિ થતી ચાલી.

**પારસી**—તેઓ મૂળ ઈરાન દેશના છે. જ્યારે આરબોએ ઈરાન ઉપર ચડાઈ કરી ત્યારે કેટલાક ઈરાનીઓએ તાબે ન થઈ મુસલમાની ધર્મ સ્વીકાર્યો નહિ અને હિંદમાં આવીને રહ્યા તે પારસી કહેવાયા. તેઓ લગભગ ૧૨૦૦ વર્ષથી આ દેશમાં રહે છે, અને અગ્નિ દેવની પૂજા કરે છે. આ લોકોની વસ્તી ઘણું કરીને મુંબાઈ ઇલાકામાં પશ્ચિમ કાંઠે છે. (સુરત, મુંબાઈ વગેરે.) તેઓ શાંત, સલાહસંપથી રહેનારા, અને વેપારમાં કુશળ છે. ઘણુંખરા પારસીઓ પૈસેટકે સુખી છે, અને પરમાર્થમાં ઘણો પૈસો વાપરે છે. આ લોકોનું મોટું તીર્થ હિંદમાં ઉદવાડા છે.

આરબો આવી રીતે હિંદના ઉત્તરના પ્રદેશમાં પ્રસરેલા હોવાથી ઉત્તરના પ્રદેશની જંગલી જાતો કેટલીક વખત હિંદમાં આવતી બંધ પડી. વળી ઈરાની અને તાતાર લોકો પણ આરબો સાથે લડાઈમાં રોકાએલા હોવાથી હિંદમાં આવી શક્યા નહિ.

**ગીજનીમાં મુસલમાની રાજ્ય**—ખલીફાના રાજ્યોમાં કેટલીક ખટપટ ચાલતી હતી તેથી વિસ્તીર્ણ રાજ્યનો બંદોબસ્ત પાછળના નબળા ખલીફાથી રાખી શકાયો નહિ, માટે બુખારામાં એક સ્વતંત્ર મુસલમાન રાજ્ય થયું. તેના સુલતાન અબ્દુલ મલેકને આલ્પ

સબીજ નામે એક તુર્કી ગુલામ હતો. તેણે સુલતાનના મરણ પછી ઈ. સ. ૯૬૨ માં ગીજનીમાં સ્વતંત્ર ગાદી સ્થાપી. તેના મરણ પછી ૯૭૭ માં તેનો જમાઇ સબક્તગીન ગાદીએ બેઠો.

**સબક્તગીન—ઈ. સ. ૯૭૭-૯૯૭.** તે બહાદુર અને ચતુર લડવૈયો હતો. તેનાં માણસ હિંદમાં આવીને લુટફાટ કરતાં હતાં, માટે તેમને સજા કરવા લાહોરના રાજા જયપાળે ગીજની ઉપર ચઢાઇ કરી. આ વખતે ભારે વાવાઝોડું થઇ વરસાદ પડ્યો. તેનો લાભ લઇ સબક્તગીને રજપૂત સૈન્યનો રસ્તો આંતર્યો; માટે જયપાળે સલાહ કરી સબક્તગીને ૫૦ હાથી તથા અઢી લાખ રૂપીઆ આપવાનું વચન આપ્યું પણ લાહોર આવ્યા પછી તે વચન પાળ્યું નહિ, માટે સબક્તગીને ગુસ્સે થઇ તેના ઉપર ચઢાઇ કરી પેશાવર આગળ તેને હરાવ્યો. પછી તે થાણું બેસાડી સ્વદેશ ગયો. તેના મરણ પછી તેનો દાસીપુત્ર મહમદ તેના ભાઇ ઇસ્માઇલને કેદ કરી સુલતાન મહમદ નામ ધારણ કરીને ગાદીએ બેઠો.

**મહમદ ગીજની (મૂર્ત્તિ ભાંગનાર)** ઈ. સ. ૯૯૭-૧૦૩૦. તે નાનો હતો ત્યારે હિંદમાંથી કીમતી માલ લાવેલા સંખ્યાબંધ ઊંટ પરદેશ જતાં તેના જોવામાં આવ્યાં હતાં. તથા હિંદનાં ધનાઢ્ય શહેરો અને માતબર દેવળો ક્યાં આવેલાં છે તેની વેપારીઓ મારફત માહિતિ મેળવી હતી. તે કહેતો કે હું ગાદીએ બેઠા પછી હિંદુ રાજાઓ સાથે લડીશ તથા પુષ્કળ સોનું રૂપું અને કીમતી માલ ગીજની લાવીશ. તે ૩૦ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો અને પોતાના વિચાર અમલમાં મૂકવા તેણે હિંદ પર ૧૭ સ્વારીઓ કરી તેમાં

૧૨ મોટી હતી. આમાંની ચોથી, નવમી અને બારમી સ્વારીમાંથી તેણે ઘણો પૈસો મેળવ્યો.

(૧) ૧૦૦૧ લહોરના રાજા જયપાળ ઉપર કરી તેને હરાવ્યો. જયપાળ આ અપકીર્તિ સહન ન થવાથી પોતાના પુત્ર અનંગપાળને રાજ્ય સોંપી બળી મુઓ. પછી મહમદ પોતાની સાથે લાવેલાં ઊંટ તથા ઘોડા ઉપર લૂંટ લઇ ગીજની ગયો.

(૨) ૧૦૦૪ ભાટીઆના રાજા વિજયરાજ ઉપર કરી તેને હરાવ્યો.

(૩) ૧૦૦૫ મુલતાનના સુબા દાતલોદી ઉપર કરી તેને વશ કર્યો.

(૪) ૧૦૦૮ માં લાહોરના રાજા અનંગપાળ ઉપર કરી. આ વખતે અનંગપાળની મદદે ગ્વાલીઅર, કનોજ, દિલ્હી અને અજમેર વગેરેના રાજાઓ આવ્યા હતા. શરૂઆતમાં હિન્દુ સૈન્યે બહાદુરી કરી મુસલમાનોને પાછા હઠાવ્યા, પણ એવામાં અનંગપાળના હાથીને તીર વાગવાથી નાઠો. તેને રજપૂત સૈન્યે જોઇ ન શકવાથી નાસભાગ કરી અને મહમુદને જય મળ્યો. પછી મહમદ નગરકોટના માતબર દેવળમાંથી ૭ લાખ સોનાના સિક્કા, બસેં મણ સોનું, બેહજાર મણ રૂપું અને વીશ મણ જવાહીર લઇ ગયો.

પછી ગીજની જઇ લુટનો માલ લોકોને બતાવવા ત્રણ દિવસ મોટી મીજલસ કરી અને તેમાંથી અફઘાન અમીરો તથા સરદારોને ભારે રકમ બક્ષીસ આપી તથા ગરીબમાં ગરીબ અફઘાનને પણ પણ સારી રકમ આપી.

(૫) ૧૦૧૦ મુલતાનના સુબા દાતલોદી ઉપર બીજીવાર કરી. સુબો દાતલોદી કેદ પકડાયો.

(૬) ૧૦૧૧ સ્થાનેશ્વર ઉપર કરી. તેમાં પુષ્કળ પૈસો તથા બે લાખ કેદી લઈ ગયો.

(૭-૮) ૧૦૧૪-૧૦૧૫ કાશ્મીર ઉપર કરી. તેમાં તેને હાની પહોંચી.

(૯) ૧૦૧૭ મથુરાં તથા કનોજ ઉપર કરી. તેમાં તેણે મથુરામાં ૨૦ દિવસ લૂટ ચલાવી અને પુષ્કળ પૈસા તથા ઘરેણાં લઈ ગયો અને ઘણાં મંદિરો તોડી નાખ્યાં.

( ૧૦ ) ૧૦૨૨ કલિંજર ઉપર કરી ત્યાંના રાજાને હરાવ્યો.

( ૧૧ ) ૧૦૨૩ માં લાહોર ઉપર કરી. તેમાં ત્યાંનો રાજા બીજો જયપાળ હાર્યો.

( ૧૨ ) ૧૦૨૪ માં સર્વથી મોટી અને છેલ્લી સ્વારી ગુજરાત ઉપર કરી. મહમદ ગીજનીથી વીશ હજાર ઊંટપર લડાઇની બધી સામગ્રી તૈયાર કરી જબરા લશ્કર સાથે નીકળ્યો, અને ૩૫૦ માઇલની મુસાફરી કરી પ્રભાસપાટણ આવી પહોંચ્યો. અહીંઆં સોમનાથ મહાદેવના દહેરામાં અગાધ દોલત હતી. તેના રક્ષણને માટે ઘણું હિંદુ લશ્કર ભેગુ થયું હતું. તેમણે ત્રણ દિવસ ભારે ટક્કર લીધી. એવામાં ગુજરાતનો રાજા ભીમદેવ આવી પહોંચ્યો. તેને મહમદના લશ્કરે હરાવ્યો. પછી મહમદ દેવળમાં પેઠો, ત્યારે પુજારીઓએ ધ્રુજતાં ધ્રુજતાં કહ્યું કે ' પુષ્કળ પૈસા લઇ મૂર્તિને સહીસલામત રહેવાદો. ' મહમદે જવાબ આપ્યો કે ' મૂર્તિઓ વેચવા કરતાં તોડવામાં ઘણું માન છે ' એમ કહી ડાંગવતી મૂર્તિ તોડીને ચાર કકડા કર્યાં. તેમાંથી એક મક્કે અને બીજો મદીને મોકલાવ્યો. તથા ત્રીજો મહેલના દરવાજામાં અને ચોથો મસીદના પગથીઆમાં જડાવ્યો. આ

મૂર્તિમાંથી પુષ્કળ દ્રવ્ય નીકળ્યું. પછી તે સોનું, રૂપું, જવાહીર વગેરે લગીને આશરે ૮ કરોડનો માલ લઈ ગયો.

રસ્તામાં જતાં સિંધના રણમાં ભૂલો પડવાથી તેના લશ્કરની ઘણી ખરાબી થઈ. તે ૧૦૩૦ માં ૩૩ વર્ષ રાજ્ય કરી ગીજનીમાં મરણ પામ્યો.

**મહમદનો સ્વભાવ**—તે ચતુર અને બહાદુર લડવૈયો હતો, પણ નિર્દય અને ધર્માંધ હતો. કેદીઓને તે મારી નાખતો નહિ. તેણે રાજ્ય ઘણી સારી રીતે કર્યું અને હિંદની દોલતવડે ગીજનીને ભવ્ય શહેર બનાવ્યું. તેની સ્વારીઓની મતલબ દેવળો તોડવાની, ધન મેળવવાની અને ગુલામો પકડી લઇ જવાની હતી, પણ રાજ્ય ચલાવવાની નહોતી. તે વિદ્વાનોને આશરો આપતો, પરંતુ ઘણો કંજુસ હતો. તે નીચેની ફરદુશીની વાત ઉપરથી જણાય છે. ફરદુશી એ એક મહાન કવિ હતો. તેણે મહમદના કહેવાથી શાહનામુ [ રાજાઓનો હેવાલ ] નામે પુસ્તક બનાવ્યું. આ પુસ્તકમાં જેટલી કડીઓ લખાય તેટલી સોના દામો આપવાનું કબુલ કર્યું હતું. આથી ફરદુશીએ ૩૦ વર્ષ મહેનત કરી ૬૦ હજાર કડીઓ બનાવી, પણ લખી રહ્યા પછી મહમદને લોભ લાગવાથી તેણે ૬૦ હજાર રૂપાદામ આપવા માંડી ત્યાથી કવિ રિસાઇ પોતાના દેશ ઇરાન જતા રહ્યા. પાછી મહમદને પસ્તાવો થવાથી તેણે સોનાદામ મોકલાવી પણ લઇ જનારને શહેરમાં પેસતાંજ દરવાજા આગળ કવિનું શબ મળ્યું; તેથી તે રકમ તેની દીકરીને સમજાવીને આપી.

મહમદ હિંદમાં મુકામ કરી શક્યો નહોતો; પણ લાહોરમાં તેણે એક સુબો મૂકયો હતો. તેના મરણ પછી ૧૫૦ વર્ષ સુધી હિંદુઓએ અફઘાનોને કાઢી મૂકવાના પ્રયત્નો કર્યા, પણ કંઇ વળ્યું નહિ. મહમદ પછીના રાજાઓએ લાહોર જાળવી રાખ્યું હતું. એટલે તેમની ગીજની અને લાહોર એ બે ઠેકાણે રાજગાદી હતી.

ઘોરીરાજ્ય—ઘોર પ્રાંતના અલાઉદ્દીને ગીજની વંશના બહેરામને હાંકીમૂકી ગીજનીમાં ૧૧૫૨ માં પોતાની સત્તા સ્થાપી. તેણે ગીજની શહેર ૭ દિવસ સુધી બાળ્યું હતું. તેના મરણ પછી તેનો છોકરો સૈફુદીન ૧૧૫૬ માં ગાદીએ બેઠો હતો. ત્યાર પછી ગ્યાસુદીન ગાદીએ આવ્યો.

ગ્યાસુદીન—૧૧૫૭-૧૨૦૨. તે રાજ્યનું કામ કરતો હતો, અને તેને મહમદ શાહબુદીન ( મહમદ ઘોરી ) નામે એક ભાઇ હતો તે લડાઇનું કામ કરતો હતો. આ શાહબુદીને ગીજની વંશના છેલ્લા રાજા ખુશરૂમલેકને ૧૧૮૬ માં લાહોર આગળ હરાવી ગીજવંશનો પંજાબમાંથી અંત આણ્યો, માટે તેનો ખરેખરો કારભાર ૧૧૮૬ થી ગણી શકાય. વળી ગ્યાસુદીનના મરણ પછી તેણે ૧૨૦૨ થી ૧૨૦૬ સુધી રાજ્ય કર્યું માટે તેનો એકંદર કારભાર ૧૧૮૬ થી ૧૨૦૬ સુધી ગણાય.

મહમદ ગોરી—તે મહમદ ગીજનીના જેવો બહાદુર અને ક્રૂરો હતો. ગીજનીની મતલબ લુટફાટ કરવી અને દેવળો તોડવાની હતી પણ ઘોરીની ઇચ્છા મુલક મેળવી રાજ્ય કરવાની હતી. એણે ભારતખંડ ઉપર નવ સ્વારીઓ કરી હતી.

(૧) ૧૧૭૬ પંજાબના ઉચ નામે શહેર ઉપર કરી, તે શહેર તાબે કર્યું.

( २ ) ११७८ ગુજરાતના રાજા ભોળાભીમ ઉપર કરી, તેમાં શાહને નાસવું પડ્યું.

( ૩ ) ११७८ ખુશરૂમલેક ઉપર કરી તેના છોકરાને જોરજુલમથી પોતાની ઓળમાં લીધો.

( ४ ) ११७૯ સિંધ ઉપર કરી તે પ્રાંત લુટયો-

( ५ ) ११८६ બીજી વાર ખુશરૂમલેક ઉપર કરી કેદ કર્યો.

**શાહબુદીનની ચઢાઇ વખતે હિંદનાં ચાર મોટાં રજપૂત** રાજ્યો-( १ ) દિલ્હીમાં અનંગપાળ તુંવારનું. ( २ ) અજમેરમાં સોમેશ્વર ચોહાણનું ( ૩ ) કનોજમાં જયચંદ રાઠોડનું ( ४ ) ગુજરાતમાં ભોળાભીમ વાઘેલાનું. આ સિવાય મેવાડમાં સમરસિંહરાણાનું તથા આબુમાં જયંતસિંહ પરમારનું હતું.

[ १ ] ११९१ માં શાહબુદીને પૃથુરાજ ઉપરસ્વારી કરી. એમાં થાણેશ્વર આગળ રજપૂતોએ તેને સજડ હરાવ્યો. શાહબુદીન મરતો મરતો બચ્યો. રજપૂતો ૪૦ માઇલ સુધી તેની પાછળ પડયા અને ઘણા અફઘાનોને માર્યા

**રજપૂતોમાં કુસંપ થવાનાં કારણ**—રાજ્ય લોભ ને કન્યા લોભ.

**રાજ્યલોભ**—દિલ્હીના રાજા અનંગપાળ તુંવારને બે દીકરીઓ હતી તેમાંની એક અજમેરના સોમેશ્વર ચોહાણને અને બીજી કનોજના રાજા વિજયપાળ રાઠોડને પરણાવી હતી. આ અનંગપાળને દીકરો ન હોવાથી તેણે સોમેશ્વરના દીકરા પૃથુરાજને દત્તક લીધો. એટલે તેની પાસે બે ગાદી ( દિલ્હીને અજમેર ) થઈ; આથી તેના બીજા ભાણેજ જયચંદને ખોટું લાગ્યું એમ બે મસિયાઈ ભાઇઓ વચ્ચે વેર બંધાયું.

**કન્યાલોભ**-(१) આબુના રાજા જયંતસિંહ પરમારને ઇચ્છના-

કુમારી નામે દીકરી હતી. તેને પરણવા સારૂ ભોળાભીમ અને સોમેશ્વરચોહાણ વચ્ચે તકરાર થઈ. તેમાં સોમેશ્વર મરાયો આથી તેના દીકરા પૃથુરાજે ગુસ્સે થઇ ભીમદેવને હરાવ્યો.

(૨) કનોજના રાજા જયચંદે પોતાની પુત્રી સંયોગતા માટે સ્વયંવર રચ્યો, અને તેની સાથે ચક્રવર્તી થવા મોટો યજ્ઞ પણ આરંભ્યો. આ યજ્ઞમાં પૃથુરાજને દરવાનનું કામ સોંપવામાં આવ્યું હતું. તેથી તે ત્યાં ગયો નહિ. માટે જયચંદે તેનું પુતળું બનાવી દ્વારપાળ તરીકે ઉભું કર્યું. આ પુતળાને સંયોગતાએ વરમાળ પહેરાવી. આ વખતે પૃથુરાજ કનોજમાં આવી છાની ગોઠવણ મુજબ સંયોગતાનું હરણ કરી ગયો; આથી જયચંદે તેની સાથે લડાઇ કરી પણ કંઇ વળ્યું નહિ, માટે ક્રોધે ભરાઇ શાહબુદ્દીનને ચઢી આવવા કહેણ મોકલ્યું અને મદદની આશા આપી.

*(૭) ૧૧૯૩ માં શાહબુદ્દીને દોઢ લાખ માણસનું જબરૂં

---

*પૃથુરાજનું મરણ—મુસલમાન ઇતિહાસકારો કહેછે કે મહમદઘોરીએ પૃથુરાજનો ઘાત કરાવ્યો અને ચંદ બારોટ પૃથુરાજરાસા નામે કાવ્યમાં જણાવે છે કે પૃથુરાજને પકડી ગીજની લઇ ગયા. ત્યાં આંખો ફોડી બેડીઓ પહેરાવી કેદમાં નાખ્યો. પછી ચંદે પૃથુરાજનાં બહુ વખાણ કરવાથી બાદશાહે શબ્દવેધી બાણનો પ્રયોગ જોવા તેને છુટો કર્યો. તેમાં ચંદે પૃથુરાજને સૂચના કરવા નીચેનું કવિત ગાયું.

ચાર વાંસ ચોવીસ તસુ, અંગુલ અષ્ટ પ્રમાણ;
તે ઉપર સુલતાન છે, મત ચૂકે ચોહાણ.

એટલે પૃથુરાજે બાણ છોડી બાદશાહનો જીવ લીધો અને પછી પોતે તથા ચંદ અરસપરસ મુઆ.

લશ્કર લઇ પૃથુરાજ ઉપર ફરી ચઢાઈ કરી. આ વખતે કુસંપ હોવાથી રાઠોડ તથા બીજા રજપૂતોની પૃથુરાજને મદદ મળી નહિ. પાણીપતના મેદાનમાં ભારે જંગ મચ્યો. રજપૂતો કંઇ ગફલતમાં રહ્યા. એવામાં મહમદઘોરીએ અણધાર્યો છાપો મારી રજપૂતોનો પાયમાલી કરી. પૃથુરાજ રણમાં પડયો, અને તેની સ્ત્રી સંયોગતા સતી થઈ તથા દિલ્હી મુસલમાનોને હાથ ગયું.

(૮) ૧૧૯૪ માં કનોજ ઉપર ફરી. તેમાં ચોહાણ રજપૂતોની મદદ સિવાય જયચંદ હાર્યો અને મરાયો પછી ઘોરી રાજાએ કનોજ તથા બનારસ લીધાં, અને બનારસમાંથી હજાર કરતાં વધારે દેવળોનો નાશ કર્યો. તથા ચાર હજાર ઊંટ માલથી લાદીને લઇ ગયો.

હવે ચોહાણ, રાઠોડ તથા બીજા રજપૂતોએ પોતાની બાપદાદાની ગંગા અને જમના પાસેની ભૂમિ છોડી દીધી અને મારવાડ તથા અરવલ્લીની આજુબાજુના મુલકમાં જઇ વસ્યા. તે પ્રદેશ હાલ રજપૂતાના કહેવાય છે.

(૯) ૧૧૯૫ માં તેના સરદાર કુતબુદ્દીને ગ્વાલીઅર જીતી લીધું તથા બીજા સરદાર બખત્યાર ખીલજીએ ૧૧૯૯ માં અયોધ્યા અને બહારપ્રાંત જીતી લીધા.

એવામાં ગ્યાસુદ્દીનનું મરણ થવાથી ૧૨૦૨ માં મહમદ ઘોરીને સ્વતંત્ર ગાદી મળી.

તેના સુબા બખત્યારખીલજીએ ૧૨૦૩ માં બંગાળાના રાજા લક્ષ્મણસેન ઉપર ચડાઈ કરી તે પ્રાંત તાબે કર્યો. આ રાજા જમવા બેઠો હતો તે વખતે તેને પકડવા અસવારો તેના મહેલમાં પેસ્યા

પણ તે ઉઘાડે પગે પાછલે બારણેથી નાસી ગયો અને પોતાની બાકીની જીંદગી જગન્નાથના મંદિરમાં ગાળી.

પછી અફઘાનોએ ગુજરાતના વાઘેલા તથા ગ્વાલીઅરના રજપુતોને વશ કર્યા. માત્ર માળવા પ્રાંત જીતી શકયો નહિ. મહમદઘોરી એક વખત પંજાબમાં થઇને આવતો હતો ત્યારે ગક્કર જાતના પહાડી લોકોએ રાત્રે તંબુમાં પેસી તેને મારી નાખ્યો, તેના શબને ગીજની લઇ જઇ દાટયું છે. તેના મરણ પછી તેનો સરદાર કુતબુદ્દીન હિંદમાં રાજા ઠરાવી પડયો અને દિલ્હીનો પહેલો સુલતાન થયો. ખરી રીતે જોતાં મહમદ ઘોરીએ પહેલવહેલો હિંદનો મુલક જીત્યો અને તેનાં માણસો હિંદમાં આવીને રહ્યાં.

---

## ૯. અફઘાન કે પઠાણ રાજાઓ. ઇ. સ. ૧૨૦૬–૧૫૨૬.

આ રાજાઓ માંહેલા ઘણાખરા અફગાનિસ્તાનમાંથી આવેલા હતા; પરંતુ સઘળા એક કોમના નહોતા. તેમની એક પઠાણ જાત ઉપરથી તેઓ પઠાણ પણ કહેવાય છે. તેમણે ૩૨૦ વર્ષ રાજ્ય કર્યું. એમના દિલ્હીના ગાદી ઉપર પાંચ વંશ થયા. ગુલામ, ખીલજી, તઘલખ, સૈયદ અને લોદી.

**પઠાણ રાજાઓના વખતમાં હિંદની સ્થિતિ**—આ વખત હિંદુઓ માટે ઘણો ભયંકર હતો. તેમને અફઘાનો સાથે ઘણા લડાઇ-ટંટા ચાલ્યા. તેમાં હિંદુઓ જબરી રસાકસી સિવાય તાબે થયા નહિ અને ઘણાખરા તો પુરા જીતાયા પણ નહિ. વળી મુસલમાનોની નવી નવી કોમો આવી હિંદુઓ સાથે લડી દેશમાં પથરાવા લાગી. આ

વખતે લોકોને પોતાના પૈસા તથા માલમિલ્કત જમીનમાં સંતાડી મૂકવી પડતી. લૂટારા અને ઠગ લોકોનો ભય વિશેષ હતો. તથા જાનમાલનું સંરક્ષણ બીલકુલ નહોતું. હિંદુઓનાં જુનાં દેવળોનો પઠાણ રાજાઓએ નાશ કર્યો. તથા તેમની જાત્રાઓ બંધ કરી. સારા માં સારો પઠાણ રાજા પણ હિંદુઓ તરફ ઘાતકી રીતે વર્તતો, અને તેમને મુસલમાન બનાવવા, જજીઆવેરો લેવા તથા સામા થાય તો મારવા એ પોતાની ફરજ સમજતો હતો આથી કેટલાક લોકો વટલીને મુસલમાન બનતા હતા. પઠાણરાજાના કેટલાક પ્રખ્યાત સરદારો પણ વટલીને મુસલમાન થએલાં હિંદુ હતા.

**મુસલમાનોનું હિંદમાં પ્રસરવું**—જેવી રીતે આર્ય લોકો પથરાયા તેવી રીતે અફઘાન, તુર્ક અને ઇરાનીઓ દિલ્હી, અયોધ્યા, બહાર અને બંગાળામાં પસર્યા. આ લોકો પૈસાદાર થયાના સમાચાર સાંભળી ઇરાન અને તુર્કસ્તાનમાંથી ઘણા બહાદુર લોકો પૈસા કમાવા હિંદમાં આવવા લાગ્યા. તેમને મુસલમાન રાજા તથા સુબેદારોએ જમીન તથા આશરો આપ્યો. આ રીતે ઉત્તરહિંદનાં ઘણાં અમીરી મુસલમાન કુટુંબો આ દેશમાં આવ્યાં હતાં. તેમાંની નાની નાની ટુકડીના આગેવાનોએ હિંદમાં ઠેકાણે ઠેકાણે નાનાં રાજ્યો સ્થાપ્યાં, અને જ્યારે દિલ્હીનો રાજા જોરાવર હોય ત્યારે આ નાના તાલુકદારો તેમને ખંડણી આપતા અને પોતે તેના સરદારો છે એમ કહેતા હતા, પરંતુ જ્યારે રાજા નબળો અને હમતગરનો હોય ત્યારે નાના સરદારો સ્વતંત્ર થવાને પ્રયત્ન કરતા અને કોઇનો હુકમ માનતા નહિ.

# ગુલામવંશ. ઇ. સ. ૧૨૦૬–૧૨૯૦.

આ વંશમાં નવ રાજા અને એક રાણી એમ બધા મળીને દશ રાજકર્તા થયા. તેમણે ૮૪ વર્ષ રાજય કર્યું. તેમાંના કુતબુદીન, અલ્તમશ, સુલ્તાનરજિયા, નાશિરૂદ્દીન અને ગ્યાસુદીન બલ્બન એ પાંચજ જાણવા લાયક છે. બાકીના તો માત્ર નામનાજ હતા.

**કુતબુદીન—૧૨૦૬–૧૨૧૦.** આ વંશનો પહેલો રાજા કુતબુદીન તથા બીજા રાજા નાનપણમાં ગુલામ હોવાથી તે ગુલામવંશ કહેવાય છે. દિલ્હીમાં મુસલમાની રાજ્યની પ્રથમ ગાદી એના વખતથી થઇ. તે નાનપણમાં શાહબુદીનનો તુર્કી ગુલામ હતો, પણ પાછળથી હોશિઆરીથી મોટો સરદાર થયો અને શાહબુદીનના મરણ પછી હિંદના પ્રાંતો દબાવી પડી પોતે રાજ્ય કરવા લાગ્યો. તેણે ૨૫ હિંદુ દેવળોના પથ્થરવડે દિલ્હીના પાસે એક કુતુબમિનારો બંધાવ્યો છે. તેની ઉંચાઈ ૨૫૦ ફુટ અને ૩૭૮ પગથીઆં છે. આ મિનારો હાલ પણ છે. એમ કહેવાય છે કે આ મિનારો પ્રથમ પૃથુરાજે પોતાની દીકરીને ચઢીને જમના નદીનાં દર્શન કરવા બંધાવ્યો હતો, અને પાછળથી કુતબુદીને વધાર્યો.

ગુણ—કુતુબ બહાદુર લડવૈયો અને કાબેલ સરદાર હતો. તથા પોતાના અમલદારો પ્રત્યે ઘણો માયાળુ હતો. વળી તેમને નાણાં અને જમીનની બક્ષીસ કરતો માટે તેને ઉદાર કુતુબ કહેતા હતા. તે હિંદુઓ તરફ ઘાતકી રીતે વર્તતો અને તેમનાં દેવળો તોડતો.

આરામ—૧૨૧૦–૧૨૧૧. એ કુતબુદીનનો છોકરો હતો. તેને મારી નાખી તેના બનેવી અલ્તમશે ગાદી લીધી.

**અલ્તમશ—૧૨૧૧–૧૨૩૬.** તે ગુલામવંશમાં સૌથી વધારે સમર્થ રાજા હતો અને કુતબુદીનનો ગુલામ તેમજ જમાઇ થતો હતો. તેણે આરામને મારી નાખી ગાદી લીધી.

**મેળવેલી જીત**—તેના વખતમાં તેના હાકુ બખતયાર ખીલજી-એ બંગાળા અને બહાર જીતી લઈ સ્વતંત્ર થવાનો પ્રયત્ન કર્યો, માટે તેને અલ્તમશે હરાવી મારી નાખ્યો અને પોતાના છોકરાને સુબો બનાવ્યો. વળી સિંધના હાકેમે પણ સ્વતંત્ર થવા પ્રયત્ન કરવાથી અલ્તમશે તેને હરાવ્યો. તે સિંધુ નદી ઓળંગી નાશી જતાં કુટુંબ સાથે ડુબી મુઓ. પછી માળવા અને ગ્વાલીઅરના રજપુતો સાથે ૬ વર્ષ લડી તેમને વશ કર્યો.

**ચંઘીસખાન (જંઘીસખાન)**—આ બૌદ્ધમાર્ગી મોગલસરદાર એશિઆનાં ઘણાં રાજ્યો જીતી લઇ હિંદપર હુમલો કરવા સિંધુ નદી સુધી આવ્યો. અલ્તમશને આવા જોરાવર દુશ્મન સાથે લડવાનું વાજબી લાગ્યું નહિ તથા તુર્કસ્તાનના સરદારને મદદ આપી નહિ અને તેને રાજી કર્યો; આથી મોગલોએ તેના વખતમાં હિંદપર ચઢાઇ કરી નહિ.

આ રાજા ૨૫ વર્ષ રાજ્ય કરી ૧૨૩૬ માં મરણ પામ્યો. તેણે કુતબુદીને શરૂ કરેલો કુતુબમિનારો પુરો કરાવ્યો. તે બહુ બહાદુર હતો.

**રૂકનુદીન—૧૨૩૬–૧૨૩૬.** એ અલ્તમશનો પુત્ર હતો, પણ રાજા કરવાને તદન નાલાયક માલમ પડવાથી ૭ માસ પછી તેની બેન રઝીયાને ગાદી આપવામાં આવી.

**સુલતાન રજિયા—૧૨૩૬–૧૨૩૯.** હિંદના મુસલમાની રાજ્યમાં દિલ્હીની ગાદી ઉપર માત્ર આજ રાણી થઇ છે. તે કુરાન ભણેલી, રાજ્ય ચલાવવામાં હોશિયાર અને હીંમતવાન હતી. જ્યારે અલ્તમશ બહાર દેશ જતો ત્યારે તેને રાજ્ય સોંપીને જતો હતો. તે કહેતો કે તેનું હૃદય અને મગજ પુરૂષ જેવું છે અને તે વીસ છોકરા કરતાં પણ વધારે ગરજ સારે તેવી છે. તેણે દૃઢતાથી અને ઘણી સારી રીતે સાડાત્રણ વર્ષ રાજ્ય કર્યું. તે મોઢે બુરખો નાખતી નહિ અને મરદનો પોશાક પહેરી દરબારમાં બેસતી.

પાછળથી તેની બુદ્ધિ બગડવાથી એક હબસી ઘોડેસ્વાર ઉપર તેણે પ્રીતિ બતાવી અને તેને મુખ્ય સેનાપતિ બનાવ્યો; આથી બીજા ઉમરાવો ગુસ્સે થઇ તેની સામે થયા. આ વખતે રજિયાએ એક તુર્કી સરદાર સાથે લગ્ન કર્યું. આ સરદાર તેને માટે બહાદુરીથી લડયો, પણ તે બંને હાર્યાં અને માર્યાં ગયાં.

રજિયાના મરણ પછી અલ્તમશના બીજા દીકરા મવજુદ્દીનને ગાદી મળી પણ બે વર્ષ પછી અપ્રધાન અમીરોએ તેને કેદમાં નાખી અલ્તમશના પૌત્ર અલાઉદ્દીનને રાજા બનાવ્યો. પાંચ વર્ષ પછી તેને પણ કેદ કરી નાસિરૂદ્દીનને ગાદી આપવામાં આવી.

**નાસિરૂદ્દીન—૧૨૪૬–૧૨૬૫.** એ અલ્તમશનો સૌથી નાનો છોકરો હતો. તેણે પોતાના બનેવી ગ્યાસુદ્દીનને પ્રધાન બનાવ્યો અને તેની મદદથી ૨૦ વર્ષ રાજ્ય કર્યું. તેણે પહેલાંના બે નબળા રાજાઓએ ખોએલો મુલક પાછો જીતી લીધો, અને મોગલોને વારંવાર પાછા હઠાવ્યા.

ગુણ—નાસિરૂદ્દીન ઘણી સાદાઇથી રહેતો હતો. તે ફકત એકજ સ્ત્રી પરણ્યો હતો. અને તેનાજ હાથનું રાંધેલું જમતો હતો. ચાકર નોકર રાખતો નહિ અને સાદો ખોરાક ખાતો હતો. વળી પોતે ચોપડીઓ લખી પોતાના ગુજરાન જેટલું મેળવતો, અને કોઈની લાગણી દુઃખવતો નહિ તે આ સાથેની વાત ઉપરથી સમજાશે— એક વખત એક અમીર તેને મળવા આવ્યો હતો. તેણે તેની લખેલી ચોપડીમાંથી કેટલીક ભૂલો બતાવી; આથી નાસિરૂદ્દીને તે અમીરની હાજરીમાં તે ભૂલો સુધારી પણ તેના ગયા પછી કરેલો સુધારો કાઢી નાખ્યો. પછી કોઇએ તેને આમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું કે ખરૂં જોતાં મારા લખાણમાં કંઇ ભૂલો નહોતી, પણ જે અમીર ખરે રસ્તે લઈ જવા મારા તરફ મમતા બતાવી તેની લાગણી દુઃખવવાનું મને ઠીક લાગ્યું નહિ.

ગ્યાસુદ્દીન બલબન—૧૨૬૫–૧૨૮૭. તે નાસિરૂદ્દીનનો વજીર હતો. તેના મરણ પછી બલબન નામ ધારણ કરી ગાદીએ બેઠો. નાનપણમાં તે ગુલામ હતો અને ચઢતાં ચઢતાં આખરે સુબો બન્યો હતો. અલ્તમશે તેની સાથે પોતાની દીકરી પરણાવી હતી. પૈસો અને સત્તા મળતા પહેલાં તેણે ૪૦ ગુલામો સાથે એવો કરાર કર્યો હતો કે આપણે એક બીજાને જીવતાં સુધી મદદ કરવી, પણ રાજા થયા પછી તેને લાગ્યું કે તે મારા છોકરાને ઠેકાણે રાજા થવાનો પ્રયત્ન કરશે; માટે તે બધાને મારી નંખાવ્યા. આ વખતે એશિઆમાંથી મોગલોના ત્રાસથી ઘણા મુસલમાન અમીરો અને સરદારો હિંદમાં આવી વસ્યા. આ પ્રમાણે નાશી આવેલા ૧૫ રાજાઓ એક વખત એકઠા થયા હતા. તેમને બલબને જમીન આપી રાખ્યા, અને

તેમના નામ ઉપરથી દિલ્હીની શેરીઓનાં નામ બુગદાદશેરી, ઘોરશેરી, ખીવશેરી વગેરે પાડયાં.

**મોગલો**—બલબનના વખતમાં મોગલો વારંવાર પંજાબ ઉપર ચઢી આવતા હતા તેમને તે અને તેનો છોકરો મહમદ હરાવીને પાછા કાઢતા હતા. આખરે મોગલો સાથેની એક લડાઈમાં પાટવી કુંવર મહમદ મરાયો. આ વાત સાંભળી બલબન ઘણો દિલગીર થયો અને ૮૦ વર્ષની ઉંમરે ૨૨ વર્ષ રાજ્ય કરી મરણ પામ્યો.

**ટોગ્રલનો બળવો અને બઘરાખાન**—બંગાળાના સુબેદાર ટોગ્રલે બળવો કર્યો માટે બલબને તેને હરાવી પોતાના છોકરા બઘરાખાનને બંગાળાનો ગવર્નર બનાવ્યો. આ બઘરાખાનને બંગાળા ફાવી ગયું હતું, અને ત્યાં સુખચેનથી અમલ કરતો હતો; માટે બલબનના મરણ પછી તેણે રાજા થવાનો પ્રયત્ન કર્યો નહિ. તેથી તેના છોકરા કૈકુબાદને ગાદી આપવામાં આવી. આ બઘરાખાન ૪૫ વર્ષ સુધી બંગાળાનો સુબો રહ્યો હતો.

**બલબનના ગુણ**—આ પાદશાહ બહાદુર પણ ક્રુર હતો. તે હિંદુઓ સાથે ઘાતકી રીતે વર્તતો અને દુશ્મન હાથમાં આવે તેના ઉપર દયા બતાવતો નહિ.

**કૈકુબાદ**—૧૨૮૭-૧૨૯૦. તેણે ઘણી ખરાબ રીતે રાજ્ય કર્યું. એક વખત તેના બાપ બઘરાખાને આવી તેને રાજ્ય કરવા સારી સલાહ આપી પણ તેની કંઇ અસર થઇ નહિ, અને તેના ગયા પછી વધારે ખરાબ રીતે વર્તવા લાગ્યો. એવામાં ખીલજી જાતના પ્રધાન જલાલુદ્દીને આવી તેને મારી નાખ્યો અને પોતે ગાદીએ બેઠો.

---

## ખીલજી વંશ. ઇ. સ. ૧૨૯૦–૧૩૨૦.

આ રાજાઓના વખતમાં મુસલમાનો દક્ષિણ હિંદમાં પેઠા. તેમના મુખ્ય ચાર રાજાઓએ ૩૦ વર્ષ રાજ્ય કર્યું. તેમાં ખાસ જાણવા લાયક અલાઉદ્દીન હતો.

**જલાલુદ્દીન–૧૨૯૦–૧૨૯૫.** તે જાતે ખીલજી હોવાથી તેના વંશજો ખીલજીવંશના કહેવાય છે. તેણે ગુલામવંશના છેલ્લા રાજા કૈકુબાદને મારી ગાદી લીધી ત્યારે તેની ઉંમર ૭૦ વર્ષની હતી. તેને અલાઉદ્દીન નામે એક ભત્રીજો હતો. તેને તે છોકરા સમાન ગણતો હતો. આ અલાઉદ્દીન ૮૦૦૦ માણસનું લશ્કર લઇ ૭૦૦ માઇલની મુસાફરી કરી દેવગીરી (દોલતાબાદ) જવા નીકળ્યો. રસ્તામાં કોઇ રાજા આંતરે તો કહેતો કે મારો કાકો મારી જીંદગી લેવા તાકે છે માટે હું નાશી જાઉં છું. આથી ભોળા રજપૂતોએ તેને છેડયો નહિ. તેણે દેવગીરી જઇ છાપો મારીને લીધું અને ત્યાંના રાજા પાસેથી પુષ્કળ પૈસા તથા જવાહીર લઇ દિલ્હી પાછો ગયો. અલાઉદ્દીન આવ્યાના સમાચાર જાણી જલાલુદ્દીન ખુશી થઇ એકલો તેને મળવા ગયો. ભેટતી વખતે અલાઉદ્દીને તેને કટાર ભોકી મારી નાખ્યો, અને મરણ જાહેર કરવા તેનું માથું કાપી ભાલાની ટોચ ઉપર ભેરવી છાવણીમાં ફેરવ્યું. પછી દિલ્હી જઇ તેના બે છોકરાને મારી નાખી ગાદીએ બેઠો.

**ગુણ**—તે ભલો હતો. વળી મિત્રો તેમજ દુશ્મનો તરફ દયાભાવ અને નમ્રતાથી વર્તતો; આથી તેના રાજ્યમાં ખુન, ચોરી અને લુટફાટ વધ્યાં હતાં.

**અલાઉદ્દીન—૧૨૯૫-૧૩૧૫.** એ ખીલજીવંશમાં સૌથી જોરાવર હતો. એના જેટલા દેશ પહેલાંના કોઈ મુસલમાન રાજાએ જીત્યા નહોતા. તેણે પોતાના કાકા તરફની ઘાતકી વર્તણુક લોકો ભુલી જાય માટે દક્ખણથી આણેલું સઘળું દ્રવ્ય વહેંચી આપ્યું. **તેના મુખ્ય બનાવ.** (૧) ગુજરાત ઉપર સ્વારી. (૨) ચિતોડ અને જેસલમીર ઉપર ચઢાઈ (૩) મોગલો. (૪) દક્ખણની જીત. (૫) કાફુર. (૬) લોકોની સ્થિતિ. (૭) ગુણ. (૮) હિંદુ ધર્મ ઉપર કરેલી અસર.

## ઉત્તરહિંદ ઉપર ચઢાઇ.

**ગુજરાત ઉપર ચઢાઈ**—ઈ. સ. ૧૨૯૭ માં અલાઉદ્દીને પોતાના ભાઈ અલફખાન તથા વજીર નસરતખાનને લશ્કર આપી ગુજરાત જીતવા મોકલ્યા. તેમણે ત્યાંના રાજા કરણ વાઘેલાને હરાવ્યો, આથી તે બાગલાણના કિલ્લામાં નાશી ગયો; પણ તેની ખુબસુરત સ્ત્રી કમળાદેવી મુસલમાનોને હાથ પકડાઈ ગઈ. તેને દિલ્હી લઇ જઇ પાદશાહ સાથે પરણાવી.

**ચિતોડ ઉપર સ્વારી**—ચિતોડના રાજા ભીમસી (ભીમસિંહ) ને પદ્મિની નામે ખુબસુરત સ્ત્રી હતી. તેને પોતાની બેગમ બનાવવા અલાઉદ્દીને ચિતોડ ઉપર સ્વારી કરી, પણ કંઈ ન વળવાથી આખરે પદ્મિનીનો ચહેરો જોવાની શરતે તેણે ઘેરો ઉઠાવવાનું કબુલ કર્યું! આથી પદ્મિનીએ પડદા પાછળ રહીને આરસામાં ચહેરો બતાવ્યો. પછી ભીમસી અલાઉદ્દીનને છાવણી સુધી વળાવવા ગયો ત્યારે તેણે અલાઉદ્દીને કપટ કરીને પકડી લીધો અને પદ્મિની પરણાવ્યા સિવાય છોડવાની ના પાડી; આથી પદ્મિનીએ પોતાના ધણીને છોડાવવા

પત્રણવાની ઉપલક મરજી બતાવી અને ૭૦૦ ડોળીઓ તૈયાર કરાવી તેમાં દાસીઓ છે એમ જણાવ્યું પણ દરેક ડોળીમાં એક રજપૂત સરદાર અને તેને ઉંચકનાર મજુરના વેષમાં સિપાઇઓ હતા. પછી પદ્મિની બાદશાહી છાવણીમાં આવી પહોંચતાં તેને અને ભીમસીને કબજામાં રાખવાનો બાદશાહે પ્રયત્ન કર્યો પણ રજપૂત સરદારો તથા સિપાઇઓ સામા થયા અને ભીમસી તથા પદ્મિની નાશીને ચિતોડ જઇ શક્યાં. આ વખતે અલાઉદ્દીન કંઇ કરી શક્યો નહિ, પણ બે વર્ષ પછી ફરી ૧૩૦૩ માં ચિતોડ ઉપર ચઢાઇ કરી. આ વખતે તેની સામે ટકી શકાશે નહિ એમ લાગવાથી પદ્મિની તથા ૧૩૦૦૦ રજપૂત સ્ત્રીઓ જીવતી બળી મૂઇ તથા રજપૂતોએ કેસરીઆં કર્યાં અને બહાદુરીથી લડતાં લડતાં બધા મરાયા.

**જેસલમીર ઉપર સ્વારી**—અલાઉદ્દીને જેસલમીર ઉપર હુમલો કર્યો અને ૮ મહીના ઘેરો ઘાલી જીતી લીધું. અહીં ૪ હજાર રજપૂત સ્ત્રીઓ જીવતી બળી મૂઇ, અને રજપૂત માત્ર લડતાં લડતાં મરાયા. રજપૂતોના આ રિવાજને જુહાર કહે છે.

આ સિવાય અલાઉદ્દીને રણસ્તંભોરનો કિલ્લો ઇ. સ. ૧૩૦૦ માં જીતી લીધો.

**મોગલો**—આ લોકોનાં ધાડાં પાંચ વખત પંજાબમાં પેઠાં અને એક વખત તો ઠેઠ દિલ્હી સુધી આવ્યાં. તેમને અલાઉદ્દીને હરાવી પાછાં કાઢ્યાં, પણ તેમાંના ઘણાખરા મુસલમાની ધર્મ સ્વીકારી આ દેશમાં રહ્યા. પાછળના વખતમાં કાફુરની ગેરહાજરીમાં નોકરીમાં દાખલ થએલા મોગલોએ બળવો કર્યો, માટે કાફુરે આવી

૧૫૦૦૦ મોગલોને મારી નાખ્યા અને તેમની સ્ત્રી તથા છોકરાંને ગુલામ તરીકે વેચ્યાં.

**દખ્ખણની જીત**—અલાઉદ્દીનને એવી ધાસ્તી હતી કે હું લડાઇમાં જઇશ તો મોગલો આવશે અથવા કોઇ સરદાર બળવો કરી રાજા થવા પ્રયત્ન કરશે માટે તેણે પોતાના સરદાર કાફુરને દખ્ખણમાં મોકલ્યો.

ઇ. સ. ૧૩૦૬ માં કાફુર દેવગીરી ઉપર ચઢાઇ કરવા નીકળ્યો ત્યારે કમળાદેવીએ તેને કહ્યું કે મારી દેવળદેવી નામની દીકરી મારા પ્રથમના ધણી કરણ પાસે છે તેને લેતા આવજો. આ દેવળદેવી દેવગીરીના રાજા રામદેવના દીકરા શંકરદેવ સાથે પરણવાની તૈયારીમાં હતી. એટલામાં તેને કાફુરે પકડી લીધી, અને દિલ્હી મોકલી બાદશાહના દીકરા ખીજરખાન સાથે પરણાવી. પછી કાફુર રામદેવને હરાવી દિલ્હી લઇ ગયો. ત્યાં તેની સાથે બાદશાહ સારી રીતે વર્ત્યો તેથી તે જીંદગી સુધી તેનો મળતીઓ રહ્યો.

ઇ. સ. ૧૩૦૯ માં તેલંગણની રાજધાની વરંગુળ ઉપર ચઢાઇ કરી જીતી લીધું.

રામદેવના દીકરા શંકરદેવે બળવો કર્યો માટે કાફુરે ફરીથી આવી તેને હરાવીને માર્યો અને આખો મહારાષ્ટ્ર ઉજ્જડ કર્યો તથા ૧૩૧૦ માં બલ્લાળ રાજાઓની રાજધાની દ્વારસમુદ્ર જીતી લીધી.

૧૩૧૨ માં આખા દક્ષિણ હિંદમાં ફરી રજપૂત રાજાઓને હરાવ્યા, અને ઠેઠ કેપકેમોરીનની નજીક રામેશ્વર સુધી ગયો. પછી પુષ્કળ પૈસા તથા ખજાનો લઇ પાછો ફર્યો.

**કાફુર**—તે ખંભાતમાંથી ગુલામ અવસ્થામાં પકડાયો હતો, અને પાછળથી પોતાની હોશિઆરીવડે મોટો સરદાર થયો. તેને અલાઉદ્દીને દખ્ખણ જીતવા મોકલ્યો ત્યારે વરંગુળ, દેવગીરી, મહારાષ્ટ્ર અને કર્ણાટક વગેરે દેશો જીતી ઠેઠ કેપકુમોરીન સુધી ગયો, અને ત્યાંથી પુષ્કળ ખજાનો લઇ પાછો ફર્યો હતો. અલાઉદ્દીને છેવટના ભાગમાં બધી સત્તા તેને સોંપી હતી. આથી તેણે રાજા થવા ઇચ્છયું, અને દિલ્હી છોડી કંઇ ગયો નહિ તથા રાજાના બે છોકરાને તેની પાસે કેદ કરાવ્યા. પછી રાજાને ઝેર દીધું, અને તેના બે છોકરા કેદમાં હતા તેમની આંખો ફોડાવી પોતે ગાદી લેવાનો પ્રયત્ન કર્યો પણ રાજાના અફઘાન રક્ષકે તેને મારી નાખી ત્રીજા દીકરા મુબારકને ગાદી આપી. તેણે દિલ્હીમાં ૧૫૦૦૦ મોગલોને મારી નંખાવ્યા હતા.

**લોકોની સ્થિતિ**—અલાઉદ્દીનના વખતમાં અફઘાન ઉમરાવો મરજી પ્રમાણે વર્તી શક્યા નહિ (૧) રાજાની પરવાનગી સિવાય કોઇથી પોતાના મિત્રને જમવા તેડી શકાતો નહિ અને અગાઉથી મંજુરી લીધા સિવાય લગ્ન કરી સકાતું નહિ (૨) કોઇ મોટા ઉમરાવને બીજા મોટા ઉમરાવની દીકરી સાથે પરણવાની મંજુરી મળતી નહિ. (૩) રાજા ખેડુતોને જેટલી મંજુરી આપે તેટલીજ જમીન ખેડી શકતા. (૪) નોકરો તથા ઢોરની સંખ્યા કેટલી રાખવી તે પણ રાજા નક્કી કરતો. (૫) દુકાનો ક્યારે ઉઘાડવી અને ક્યારે બંધ કરવી તથા દરેક વસ્તુ કયે ભાવે ખરીદવી અને વેચવી તે પણ રાજા નક્કી કરતો. (૬) કોઇ પણ માણસ પાસે વધારે પૈસા

થતા તો રાજા લૂંટી લેતો. થોડો જોરાવાર અને પૈસાદાર થઈ તેની સામા થઈ ન શકે તેટલા માટે તે આ બધું કરતો હતો.

ગુણ—તે ઘાતકી, ધાર્યું કરે એવો અને કઠણછાતીવાળો હતો. એના ઘાતકી સ્વભાવથી તે અલાઉદ્દીન ખુની ને નામે ઓળખાએ. છેવટના ભાગમાં તેને દારૂ પીવાની ટેવ વિશેષ પડી હતી.

**તેણે હિંદુધર્મ ઉપર કરેલી અસર**—તેણે ઘણા બ્રાહ્મણોને પરાણે મુસલમાન કર્યા. એક વખત સવામણ જનોઇ ઉતરે એટલા બ્રાહ્મણોને તેણે મુસલમાન કર્યાં. હમણાંના મેમણ, ઘાંચી, વહોરા, શેખડા વગેરે જાતો અલાઉદ્દીનના જુલમથી હિંદુધર્મમાંથી વટલીને મુસલમાન થએલી જણાય છે.

**મુબારક.** ઈ. સ. ૧૩૧૬-૧૩૨૦—કાફુરે અલાઉદ્દીનના છેક નાના દીકરા ઉમરને ગાદીએ બેસાડયો અને પોતે કારભાર કરવા લાગ્યો, પણ એવામાં કાફુરને મારી મુબારકને ગાદી આપવામાં નહિ આવી તે રાજા ઘણો નબળો નીવડયો. તેણે પોતાના નાનાભાઇની આંખો ફોડી નાખી તથા જે અફઘાને તેને ગાદી અપાવી હતી તેનેજ તેણે મારી નંખાવ્યો, અને ખુશરૂખાન નામના એક નીચ માણસને પ્રધાન બનાવ્યો. આ પ્રધાને બે વરસ પછી તેને મારી નાખી નાશરૂદીન નામ ધારણ કરી ગાદીએ બેઠા.

**ખુશરૂ.** ૧૩૨૦-૧૩૨૦—તે લાંબી મુદત રાજ્ય ચલાવી શક્યો નહિ. તેના ઉપર પંજાબનો સુબો ગ્યાસુદ્દીન તઘલખ ચઢી આવ્યો અને તેને હરાવીને માર્યો. પછી કોઇ હકદાર વારસ નહિ હોવાથી તેને ગાદી મળી.

## તઘલખવંશ. ઈ. સ. ૧૩૨૦–૧૪૧૪.

આ વંશમાં આઠ રાજા થયા. તેમાંના બે રાજાઓ જાણવા લાયક છે. બીજો રાજા મહમદ તઘલખ થયો. તેણે નિર્દય કૃત્યોથી નામ કાઢયું, અને ત્રીજા રાજા ફિરોજશાહે સારાં કામ કરીને પ્રસિદ્ધિ મેળવી.

**ગ્યાસુદ્દીન.** ૧૩૨૦–૧૩૨૫—એ બલબલના એક તુર્કી ગુલામનો હિંદુ સ્ત્રીને પેટે જન્મેલો છોકરો હતો, પણ પાછળથી હોશિયારીવડે પંજાબનો સુબેદાર થયો અને ખીલજીવંશના છેલ્લા રાજા ખુશરૂને મારી ગાદીએ બેઠો. એની મુલાકાત વાસ્તે એના છોકરા જુનાખાને લાકડાનો માંડવો બંધાવ્યો હતો. એ એચીંતો પડવાથી એનું મરણ થયું.

**મહમદ તઘલખ.** ૧૩૨૫–૧૩૫૧—એ ગ્યાસુદ્દીનનો છોકરો હતો. તેનું મૂળ નામ જુનાખાન હતું, પણ ગાદીએ બેસતાં મહમદ તઘલખ નામ ધારણ કર્યું. તેના અમલથી દેશ ઘણો હેરાન થયો હતો. માટે લોકોએ તેને '**ખુની સુલતાન**' નામ આપ્યું. વળી તેણે ઘાતકી અને વિચિત્ર કામો કર્યાં માટે તેને 'ગાંડો' કહેવા લાગ્યા.

**ઘાતકી અને વિચિત્ર કામો**—(૧) એના વખતમાં પંજાબ પર મોગલો ચઢી આવવા લાગ્યા. તેમને હાંકી કાઢવાને બદલે પૈસા આપી પાછા કાઢયા, આથી ખજાનો ખાલી થઈ ગયો.

(૨) ખજાનો ખાલી થવાથી રૂપાનાણું બંધ કરી તાંબાનાણું ચલાવ્યું; આથી પરદેશનો વેપારરોજગાર બંધ પડયો.

(૩) લોકો ઉપર દશ ગણો કર વધારવાથી ખેડુતો જમીન પડતી મૂકી જંગલમાં નાશી ગયા.

(૪) જે લોકો નાશી ગયા તેમને જંગલમાં ઘેરી લઇ રાની પશુની પેઠે કાપી નંખાવ્યા.

(૫) તેણે એ વખત દિલ્હીથી દોલતાબાદ (દેવગીરીને તેણે નામ આપ્યું) રૈયતને [illegible] જવાનો હુકમ કર્યો, આથી રસ્તામાં ભૂખ, તરસ વગેરેથી ઘણાં માણસો મરી ગયાં.

(૬) ચીન જીતવા એક લાખ માણસનું લશ્કર મોકલ્યું. આમાંના ઘણાખરા હિમાલયમાં મરણ પામ્યા અને બાકીના જે પાછા આવ્યા તેમને આ રાજાએ મારી નાખ્યા.

(૭) પોતાનો દાંત પડી ગયો એના ઉપર પુષ્કળ પૈસા ખરચી મસીદ ચણાવી.

**જુલમની અસર**—તેના જુલમથી ઘણા સુબેદારોએ સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. ગુજરાતને બંગાળામાં પઠાણ રાજ્યો સ્થપાયાં. તથા તૈલંગણને કર્ણાટકમાં હિંદુ રાજ્યો સ્વતંત્ર થયાં. વળી વિજય-નગરમાં ૧૩૩૬ માં હરિહરે હિંદુરાજ્ય સ્થાપ્યું. અને દક્ષિણમાં ૧૩૪૭ માં હસને બ્રાહ્મણી રાજ્ય સ્થાપ્યું.

**ગુણદોષ**—એ વિદ્વાન, ચંચળ મનનો, બહાદુર અને વિદ્વાનોને આશ્રય આપનારો પણ જુલમી અને ગાંડો હતો. હિંદના મુસલમાન બાદશાહોમાં [illegible] નિયમ ઠરાવવામાં તે સૌથી પહેલો હતો અને માણસના [illegible] નિર્દયતા વાપરવામાં એના જેવો બીજો કોઇ પાદશાહ ઇતિહાસમાં મળી આવતો નથી.

**ફિરોજશાહ.** ૧૩૫૧-૧૩૮૮—એની મા દીપલપુરના રજપૂત રાજાની કુંવરી હતી. આ કુંવરીને પરણવા મુસલમાનો એના રાજ્યને હેરાન કરતા હતા, માટે પ્રજાની હેરાનગતિ મટાડવા તે સુલતાનને પરણી હતી. તેના સારા ગુણો ફિરોજશાહમાં આવ્યા હતા. તે પઠાણ રાજાઓમાં સૌથી શ્રેષ્ઠ હતો. તેણે ઘણા સુધારા કર્યા છે.

**સુધારા**—(૧) મહમદ તઘલખે જે લોકો ઉપર જુલમ ગુજારેલો તેમને બનતો બદલો વાળી આપી સંતોષનામાં લખાવી લીધાં અને તે બધાં મહમદની કબરમાં મૂકયાં.

(૨) ખેડુતો ઉપરનો દશ ગણો કર કાઢીનાખી કુરાનમાં કહેલો તેટલોજ રાખ્યો.

(૩) મહમદ તઘલખના વખતથી લોકો પાસે રાજ્યનું ઘણુ દેવું થઈ ગયું હતું. તે માંડીવાળી તેના બધા દસ્તાવેજો બાળી મૂકયા.

(૪) કોઈ અમલદાર પ્રજાપાસેથી જોરજુલમથી નાણું કઢાવે તો તેને શિક્ષા કરવાનો ધારો કર્યો.

(૫) તેણે જમના અને સતલજ નદીઓમાંથી નહેરો કાઢી અને તે ઉપર ઇજનેરો નીમ્યા.

(૬) તેણે ધર્મશાળાઓ, પૂલો, નિશાળો, (અરબી ને ફારસી) મસીદો, કિલ્લાઓ વગેરે બધાં મળીને ૮૪૫ લોકોપયોગી કામ કર્યાં.

(૭) તેને બગીચાનો ઘણો શોખ હોવાથી દિલ્હીની આસપાસ બારસેં અને બીજા ઘણી જગાએ બગીચા બંધાવ્યા હતા.

(૮) પડતર જમીન ખેડાવી ઉપજમાં વધારો કર્યો અને તે ઉપજ વિદ્યા તથા ધર્માદા કામમાં વાપરી.

ગુણ—તેણે ઘણા સુધારા કરવાથી લોકોને ઘણું સુખ મળ્યું. તે પ્રજાના પિતા જેવો હતો તથા ગરીબોને આશ્રય આપતો અને ઘરડા નોકરોને પાળતો હતો. આ કામોમાં મદદ કરનાર તેનો નીમકહલાલ વજીર મકબુલખાન હતો. તેણે પ્રજા તરફ સારી વર્તણુક ચલાવી તોપણ કેટલીક વખતે તે હિંદુઓ પ્રત્યે ઘાતકી રીતે વર્તતો અને તેમનાં દેવળો તોડી તે પત્થર વડે મસીદો બંધાવતો. તેણે પોતાનું જીવનચરિત્ર લખ્યું છે. તેમાં એ પ્રમાણે કબુલ કરે છે

ફિરોજશાહ પછી અનુક્રમે ગ્યાસુદીન, અબુબકર અને નાશરૂદ્દીન થયા. તેમના વખતમાં કેટલાક રજપૂતો અને પઠાણો સ્વતંત્ર થયા.

મહમદ બીજો. ૧૩૯૪-૧૪૧૨—એ ફિરોજશાહનો ચોથો પૌત્ર હતો. એના વખતમાં તૈમુરે ચઢી આવી મહમદને હરાવ્યો અને દિલ્હીમાં રહી ૧૫ દિવસ લુટફાટ ને કતલ ચલાવી તથા ઘરો બાળી નાખી છેક પાયમલ કરી નાખ્યું. પછી ભારે લૂટ લઇ સુબો મૂકીને પાછો ગયો. મહમદના મરણ પછી દોલતખાને ૧૫ માસ કારભાર કર્યો હતો.

તૈમુર લંગડો—તે શરીરે ઉંચો અને દેખાવડો હતો. તેની આંગળીઓ જાડી તથા પગ લાંબા હતા અને ચહેરો ભવ્ય, આંખો ચાલાક તથા અવાજ ઝીણો હતો. તે લંગડો હોવાથી તેને તૈમુરલંગ કહેતા હતા. વળી તેના લશ્કરમાં ઘણાખરા તાતાર લોકો હોવાથી તેને તૈમુરતાતાર પણ કહેતા હતા. તે સ્વભાવે નિર્દય અને ઘાતકી

હતો. તેણે જેટલા માણસોના જીવ લીધા તેટલા બીજા કોઇએ ભાગ્યેજ લીધા હશે. તેનો મુખ્ય હેતુ લુટફાટ અને કતલ કરવાનો હતો.

તે ૧૩૯૮ માં તુર્ક, તાતાર અને ઇરાનીઓનું જબરૂં લશ્કર લઇને વંટોળીઆની માફક અફગાનિસ્તાનમાં થઇ પંજાબમાં પેઠો. ત્યાંથી રસ્તામાં ગામડાં બાળતો અને કતલ ચલાવતો દિલ્હી તરફ ચાલ્યો. દિલ્હીની નજીક આવતાં ૧ લાખ કેદીમાંથી સાચવવાનું મુશ્કેલ લાગવાથી ૧૫ વર્ષની ઉપરાંતના બધા કેદીઓને મારી નંખાવ્યા.

આ સમાચાર સાંભળી દિલ્હીના લોકો ગભરાવા લાગ્યા અને પઠાણ રાજા મહમદખીલ્જી દરવાજા વાસી શહેરમાં ભરાયો પણ થોડા દિવસ પછી વગર વિચારે લશ્કર લઇ બહાર નીકળ્યો. તેના ઉપર તૈમુર તુટી પડ્યો અને તેને સખત હાર ખવડાવી. પછી ૧૫ દિવસ સુધી દિલ્હી લુટ્યું અને બાળ્યું તથા લોકોની કતલ કરી ભારે લૂટ અને અસંખ્યાબંધ ગુલામો લઇ પાછો ગયો. તેણે દિલ્હીને છેક પાયમાલ કરી નાખ્યું. તે હિંદમાં માત્ર પાંચ માસ રહી સ્વપ્ના માફક ચાલતો થયો. તેના ગયા પછી લોકોએ તેને તથા તેના તાતારોને ઘણી મુદત સુધી સંભાર્યાં.

## તૈમુર પછીનું હિંદ. ઇ. સ. ૧૪૦૦–૧૫૦૦

### સૈયદવંશ. ઇ. સ. ૧૪૧૪–૧૪૫૦–૩૬ વર્ષ.

**ખીજરખાન.** ૧૪૧૪–૧૪૨૧–તે ૧૪૧૪ માં દિલ્હીની ગાદી દબાવી બેઠો, પણ તેની સત્તા દિલ્હી અને તેની આસપાસના થોડા પ્રદેશપર હતી.

**મુબારક.** ૧૪૨૧-૧૪૩૩—તેને ૧૨ વર્ષ રાજ્ય કર્યાં પછી મારી નાખવામાં આવ્યો અને તેના ભત્રીજા સૈયદ મહમદને ગાદી આપી.

**સૈયદમહુમદ.** ૧૪૩૩-૧૪૪૩—તેના વખતમાં માળવાના સુલતાને દિલ્હીપર હુમલો કર્યો. આ વખતે પાદશાહને પંજાબના સુબેદાર બહિલોલખાન લોદીએ મદદ કરી હતી.

**અલ્લાઉદીન.** ૧૪૪૩-૧૪૫૦—પોતાથી રાજ્ય થઇ શકશે નહિ એમ ધારી તેણે બહિલોલખાનને રાજ્ય સોંપી દીધું, અને પોતે બાકીનાં ૨૮ વર્ષ પોતાની જાગીરમાં સુખ ચેનથી ગાળ્યાં.

## લોદી વંશ. ઇ. સ. ૧૪૫૦-૧૫૨૬-૭૬ વર્ષ.

**બહિલોલખાન.** ૧૪૫૦-૧૪૮૮—તે પંજાબનો સુબેદાર હતો એટલે તેને ગાદી મળતાં દિલ્હીના રાજ્યમાં પંજાબનો મુલક ઉમેરાયો. તેણે ૨૬ વર્ષ લડી જુવાનપુરનું રાજ્ય તાબે કર્યું. તે સૈયદવંશના કોઇ પણ પાદશાહ કરતાં વધારે જોરાવાર હતો. તેનો અમલ પંજાબથી બહાર સુધીના બધા મુલકપર હતો. તેને ઉપલક ભપકો અને દરબારી ઠાઠ પસંદ પડતો નહિ. તેના મરણ પછી તેનો દીકરો સિકંદર ગાદીએ બેઠો.

**સિકંદર.** ૧૪૮૮-૧૫૧૭—તેણે ગાદીએ બેસતાં બહારનું રાજ્ય જીતી લીધું અને દિલ્હીથી ગાદી બદલી આગ્રામાં લઇ ગયો. તે હિંદુઓ પ્રત્યે ઘાતકી રીતે વર્ત્યો. તેણે ઘણા હિંદુઓને મારી નાખ્યા, તેમનાં દેવળો તોડી નાખ્યાં અને તેમને જાત્રાએ જવાની તથા પવિત્ર નદીઓમાં નાહવાની બંધી કરી, પણ મુસલમાનો તરફ

સારી રીતે વર્ત્યો. તેના વખતમાં વાસ્કોડીગામા ૧૪૯૮ માં હિંદના કાલીકટ બંદરે આવ્યો હતો.

**ઇબ્રાહીમ લોદી.** ૧૫૧૭-૧૫૨૬—તે મગરૂર ને ઘાતકી હોવાથી તેણે ઘણી ખરાબ રીતે રાજ્ય વહીવટ ચલાવ્યો. તેણે પોતાના એક ભાઈ જુવાનપુરના સુબાને મારી નંખાવ્યો અને બીજાને કેદ કર્યો. તથા લોદી રાજાઓએ મેળવેલો બધો મુલક ખોયો. આ રાજા અફઘાન ઉમરાવો તરફ પહેલાંના રાજાઓ માફક નહિ વર્તતાં ઘણી ખરાબ રીતે વર્ત્યો. જ્યારે તેઓ તેને મળવા આવે ત્યારે અદબ કરાવીને ઉભા રાખતો તથા પોતે બોલે ત્યાં સુધી તેમને કંઇ બોલવા દેતો નહિ; આથી અમીરો તેના ઉપર ગુસ્સે થયા અને તેની આજ્ઞા માની નહિ માટે તેમને મારી નંખાવ્યા એટલે ઘણા સરદારો તેની સામા ઉઠયા. તેમાં મુખ્ય ચિતોડનો રાણો સંગ તથા પંજાબના સુબેદાર દોલતખાન હતા. તેમણે મોગલ રાજા બાબરને હિંદુસ્તાન જીતવા બોલાવ્યો. બાબરે આવી ઇબ્રાહીમને હરાવીને માર્યો. અને મોગલો હિંદુસ્તાનના ધણી થયા. આ ઇબ્રાહીમ અફઘાનોનો છેલ્લો રાજા હતો. તેણે રાજસત્તા ખોઇ.

આ વખતે ઉત્તર અને મધ્ય હિંદમાં પંજાબ, બંગાળા, જુવાનપુર, ગુજરાત, માળવા અને સિંધ ( મુલતાન ) માં પઠાણ રાજાઓનો સ્વતંત્ર અમલ હતો, અને રજપૂતાનામાં રજપૂત રાજ્યો હતાં. તેમાં મુખ્ય ઉદેપુર ( ચિતોડ ) નું રાજ્ય હતું. વળી દક્ષિણમાં બે મોટાં રાજ્યો પૈકી બ્રાહ્મણી ( પઠાણ ) અને વિજયનગરનું હિંદુ રાજ્ય હતું.

---

## દખ્ખણપર અફ્ઘાનોના હુમલા. ૧૨૯૪–૧૩૧૨.

(૧) ઇ. સ. ૧૨૯૪ માં જલાલુદ્દીનના વખતમાં અલાઉદ્દીન દેવગીરી ગયો અને ત્યાંના રાજાપાસેથી પુષ્કળ પૈસા તથા જવાહીર લઇને પાછો આવ્યો.

(૨) ઇ. સ. ૧૩૦૬ માં કાફુરે મહારાષ્ટ્રની રાજધાની દેવગીરી ઉપર ચઢાઇ કરી ત્યાંના રાજા રામદેવને પકડી દિલ્હી આણ્યો.

(૩) ઇ. સ. ૧૩૦૯ માં કાફુરે તૈલંગણના મુખ્ય શહેર વરંગુળ ઉપર સ્વારી કરી જીતી લીધું.

(૪) ઇ સ. ૧૩૧૦ માં કાફુરે ફરીથી દેવગીરી જઇ રામદેવના દીકરા શંકરદેવને હરાવીને માર્યો અને બધો મહારાષ્ટ્ર ઉજ્જડ કર્યો.

(૫) ઇ. સ. ૧૩૧૦ માં કાફુરે કર્ણાટકની રાજધાની દ્વારસમુદ્ર જીતી લીધી.

(૬) ઇ. સ. ૧૩૧૨ માં આખા દક્ષિણ હિંદમાં ફરી કાફુરે રજપૂતોને હરાવ્યા અને ઠેઠ રામેશ્વર સુધી જઇ ત્યાં મસીદ બંધાવી પાછો ફર્યો.

આ બધો વખત હિંદુઓ બહાદુરીથી લડયા પણ ઠંડા પ્રદેશના અફઘાનો જોરાવાર હોવાથી ઠેર ઠેર હાર્યા. તેમનાં દેવળોમાંથી મુસલમાનો સોનું તથા જવાહીર લઈ ગયા અને તેમની મૂર્તિઓ ભાગી નાખી જે લોકો દેવના રક્ષણ માટે સામા થયા તેમને મારી નાખ્યા. કર્ણાટકના બલ્લાળ રાજાઓ ૯૦ વર્ષથી મ્હૈસુરમાં હલેબીડનું દહેરૂં બંધાવતા હતા તે મુસલમાનોએ અધુરૂં રખાવ્યું, અને હજુ પણ અધુરી અવસ્થામાં છે.

## ૧૦. બ્રાહ્મણી તથા વિજયનગરનું રાજ્ય.

**બ્રાહ્મણીરાજ્ય.** ૧૩૪૭-૧૫૨૬—મહમદ તઘલખના ખરાબ રીતે અમલ કરવાથી હસનગંગુએ ઇ. સ. ૧૩૪૭ માં સ્વતંત્ર થઇ ગુલબર્ગમાં આ રાજ્ય સ્થાપ્યું. એનો સ્થાપનાર હસન પ્રથમ ગરીબ અફઘાન હતો. તેણે ૩૦ વર્ષ દિલ્હીના ગંગુ નામે બ્રાહ્મણને ત્યાં ખેતીના કામમાં ગાળ્યાં હતાં. એક દિવસ ખેતરમાંથી તેને ધન જડયું. તે તેણે નહિ રાખતાં પોતાના શેઠને સોંપ્યું. ગંગુ તેનું આવું પ્રમાણિકપણું જોઇ ખુશ થયો અને પોતાને દિલ્હીના બાદશાહ સાથે પિછાન હતું, તેથી હસનને સો ઘોડેસ્વારની ટુકડીનો ઉપરી બનાવરાવ્યો. જ્યારે મહમદ તઘલખે દોલતાબાદને પાટનગર કરવાનો વિચાર કર્યો ત્યારે તેણે સ્વતંત્ર થઇ જઇ ગાદી સ્થાપી અને ગંગુને પ્રધાન બનાવી પોતાનું નામ હુસેનગંગુ બ્રાહ્મણી રાખ્યું.

બ્રાહ્મણી અને વિજયનગરના રાજાઓ પ્રથમ દોસ્ત હતા અને એક બીજાને અરસપરસ મદદ કરતા; પરંતુ બંને રાજ્ય મજબુત બન્યાં ત્યારે એક બીજા સાથે લડવા લાગ્યાં.

**લડાઇ**—એક વખત બ્રાહ્મણી સુલતાને પીધેલ બની વિજયનગરના કૃષ્ણરાજાની તીજોરીપર હુકમ કર્યો; આથી કૃષ્ણરાજાએ ગુસ્સે થઇ સુલતાનના રાજ્યમાં જઇ એક કિલ્લો લીધો અને ઘણાં માણસ મારી નાખ્યાં. આ વાત સુલતાને જાણી ત્યારે તેણે એક લાખ હિંદુના જીવ લીધા વિના તરવાર મ્યાન ન કરવી એવું પણ લીધું, અને વિજયનગરના રાજ્યમાં જઇ તે પ્રણ પૂર્ણ કર્યું. છેવટે કૃષ્ણરાજાએ પ્રધાનના કહેવાથી સુલતાનને પૈસા આપી લડાઇ બંધ પાડી.

ગુલબર્ગમાં ૭ બ્રાહ્મણી રાજાઓએ રાજ્ય કર્યું. સાતમો અહમદશાહ રાજધાની બિડરમાં લઇ ગયો. તેણે વિજયનગરના દેવરાજાને હરાવ્યો, અને તેની દીકરી સાથે પરણ્યો; પણ પરણ્યા પછી દેવરાજા તેને ઠેઠ સુધી વળાવવા ન ગયો આથી સુલતાને ગુસ્સે થઇ તેનાપર ફરી ચઢાઇ કરી પણ તેમાં તે નાસીપાસ થઇ મરણ પામ્યો. આ રાજ્ય ઇ. સ. ૧૫૦૦ માં તુટી તેના બિજાપુર, અહમદનગર, ગોવળકોંડા, બીડર અને વરાડ એ પ્રમાણે પાંચ ભાગ પડયા.

## દક્ષિણનાં મુસલમાન રાજ્યો. ૧૫૦૦—૧૬૫૭.

૧. બિજાપુર—આ રાજ્ય યુસફઆદિલશાહે ઇ. સ. ૧૪૮૯ માં સ્થાપ્યું. યુસફ તુર્કસ્તાનના સુલતાન મુરાદનો છોકરો હતો. મુરાદના મરણ પછી તેના ભાઇએ તેને મારી નાખવાનો વિચાર કર્યો; તેથી તેની માએ તેને ઇરાન મોકલી દીધો. ત્યાંથી તે ગુલામ તરીકે બ્રાહ્મણી રાજ્યમાં દાખલ થયો અને ચડતાં ચઢતાં બિજાપુરનો ગવર્નર બન્યો હતો. હવે બ્રાહ્મણી સુલતાન જ્યારે નબળો પડયો ત્યારે તે સ્વતંત્ર થઇ ગયો. શિવાજીએ આ રાજ્યનો ઘણો મુલક જીતી લીધો હતો. આ રાજ્ય ૧૬૮૬ માં ઔરંગજેબે જીતી લઇ તેનો અંત આણ્યો.

૨. અહમદનગર—આ રાજ્ય ઇ. સ. ૧૪૮૯ માં નિઝામ-શાહે સ્થાપ્યું. તેનો બાપ બ્રાહ્મણ હતો, પણ નાનપણમાં ગુલામ તરીકે પકડાવાથી મુસલમાન બન્યો હતો. તેણે ૭ વર્ષ ઘેરો ઘાલી દોલતાબાદ લીધું. ૧૫૯૫ માં અકબરના છોકરા મુરાદે અહમદનગરને ઘેરો ઘાલ્યો ત્યારે નિઝામશાહના વંશનો કોઇ નહિ હોવાથી ચાંદ-બીબીએ આવી લશ્કરની આગેવાની લીધી અને મોગલોને પાછા

હઠાવ્યા, આથી મુરાદે વરાડપ્રાંત લઇ સલાહ કરી. થોડા વખત પછી ચાંદબીબીને કોઇએ મારી નાખી. એટલે અકબરે ઈ. સ. ૧૫૯૯ માં આવી અહમદનગર લીધું પણ પાછળથી મલિકંબરે જીતી લીધું. આના વંશજો પાસેથી શાહજહાને ઇ. સ. ૧૬૩૬ માં જીતી લીધું.

૩. ગોવળકોંડા—આ રાજ્ય કુતુબશાહે ઇ. સ. ૧૫૧૦ માં સ્થાપ્યું. તેના પછીના અહમદે હૈદ્રાબાદ વસાવ્યું. એને ઇ. સ. ૧૬૮૭ માં ઔરંગજેબે જીતી લીધું.

૪. બીડર—એ રાજ્ય કાસીમબરીદે સ્થાપ્યું. બરીદ પ્રથમ ગુલામ હતો પણ પાછળથી વધતાં વધતાં મહમદનો પ્રધાન બન્યો હતો, અને છેવટે તેને કેદમાં નાખી પોતે રાજા થયો. આ વંશના સાતમા રાજા પાસેથી બિજાપુરના સુલતાને બીડર લીધું અને ૧૬૫૭ માં ઔરંગજેબે મોગલરાજ્યમાં જોડી દીધું.

૫. વરાડ—આ રાજ્ય ઇમાદ-ઉલ-મુલ્કે ઇ. સ. ૧૪૮૪ માં સ્થાપ્યું. તે જાતે કાનડી બ્રાહ્મણ હતો, પણ કેદ પકડાવાથી મુસલમાન બન્યો હતો. તે વધીને આખરે વરાડનો ગવર્નર બન્યો અને વખત આવે સ્વતંત્ર થઈ ઈલીચપુરમાં ગાદી સ્થાપી. તેને ૧૫૭૨ માં વરાડના રાજ્યે જીતી લીધું અને અકબરે પોતાના રાજ્યના છેવટના ભાગમાં જોડી દીધું.

## દક્ષિણનાં હિંદુ રાજ્યો.

૧. વિજયનગર—આ રાજ્ય બુકકરાય અને હરિહર નામના બે ભાઇઓએ ઇ. સ. ૧૩૩૬ માં સ્થાપ્યું હતું. તેની સત્તા આખા દક્ષિણ હિંદપર હતી. આ રાજ્ય હિંદની વિદ્વત્તા અને ગૌરવનું છેલ્લું

સ્થળ હતું. ત્યાંના રાજા વિષ્ણુના ભક્ત હતા. પહેલા બે રાજાના વખતમાં માધવાચાર્ય નામે બ્રાહ્મણ હતો. વિજયનગરમાં બુક્કવંશના ૧૫૦ વર્ષના અમલ પછી નરસિંગ વંશ થયો. આ રાજ્યને બ્રાહ્મણી રાજ્ય સાથે ઘણી લડાઇઓ થઇ હતી.

**તાલીકોટની** લડાઈ. ૧૫૬૫—દક્ષિણનાં ચાર મુસલમાન રાજ્યોએ સંપ કરી ૧૫૬૫ માં વિજયનગરના રામરાજા ઉપર ચઢાઇ કરી. તે રાજા અભિમાની અને ઘાતકી હતો. તેને તાલિકોટ આગળ હરાવ્યો. તેમાં લાખો માણસો મરાયાં અને વિજયનગર ઉજ્જડ થયું. ત્યાર પછી હિંદુ નાયકો (પોલિગરો) વિજયનગરથી સ્વતંત્ર થઈ ગયા.

૨. **ચેરા**—એ રાજ્ય ચેર નામે સંસ્થાનમાં હતું. તેની રાજધાની તાલકંદમાં હતી. તેમાં ઇ. સ. ૨૮૯ થી ૯૦૦ સુધી ચેર રજપૂતોએ રાજ્ય કર્યું. તેને ૧૦ મા સૈકામાં આજુબાજુનાં રાજ્યોએ જીતી લીધું.

૩. **ચોલા**—આ રાજ્ય કર્ણાટકમાં હતું. તેની રાજધાની પ્રથમ કાંજેવરામ (કાંચી) અને પછીથી તાંજોરમાં હતી. તે રાજ્ય ૧૪ મા સૈકાથી પડતીમાં આવ્યું અને ૧૭ મા સૈકાની આખરે શિવાજીના ભાઈ વ્યંકાજીએ છીનવી લઇ મરાઠી રાજ્ય સ્થાપ્યું.

૪. **પાંડ્ય**—આ રાજ્ય પાંડ્ય નામના શૂદ્ર જાતિના પુરૂષે અયોધ્યાથી આવી ચોથા સૈકામાં સ્થાપ્યું. તેની રાજધાની મદુરામાં હતી. આ ગાદીએ એકજ વંશના રાજાઓએ લગભગ ૨૦૦૦ વર્ષ રાજ્ય કર્યું. એ રાજ્ય ૧૭૩૬ માં આર્કોટના નવાબે જીતી લીધું.

---

# તૈમુરના વંશજો.



તૈમુર
મીરાનહુસેન
મહમદમીરઝા
અબુસૈયદમીરઝા
ઉમરમીરઝા
મોગલ પાદશાહો.
૧. બાબર (૧૫૨૬–૧૫૩૦)
૨. હુમાયુ (૧૫૩૦–૧૫૫૬)
કામરાન
હિંદાલ
અસ્કરી
૩. અકબર (૧૫૫૬–૧૬૦૫)
૪. જહાંગીર (સલીમ)
(૧૬૦૫–૧૬૨૭)
મુરાદ
દાનીઆલ
ખુશરૂ
(૧૬૨૧ માં મરણ પામ્યો)
૫. ખુરમ (શાહજહાન)
(૧૬૨૭–૧૬૫૮)
શહરીઆર
પરવીઝ


દારા
(૧૬૫૮ માં મરણ પામ્યો).
સુજા
૬. ઔરંગઝેબ
(૧૬૫૮–૧૭૦૭)
મુરાદ
૭. મોઆઝીમ (બહાદુરશાહ)
(૧૭૦૭–૧૭૧૨)
આઝમ
કામબક્ષ
૮. જહાંદારશાહ
(૧૭૧૨–૧૭૧૩)
અઝીમઉસ્સાન
રીફીઉસ્સાન
મહમદઅખતર
૯. ફરૂખશીઅર
(૧૭૧૩–૧૭૧૯)
૧૦. મહમદશાહ
(૧૭૧૯–૧૭૪૮)
૧૨. આલમગીર
(૧૭૫૪–૧૭૫૯)
રફીઉદ્દરજાત
(૧૭૧૯)
રફીઉદ્દૌલા
(૧૭૧૯)
૧૧. અહમદશાહ
(૧૭૪૮–૧૭૫૪)
૧૩. શાહઆલમ (૧૭૫૯–૧૮૦૬)
૧૪. અકબર બીજો (૧૮૦૬–૧૮૩૭)
૧૫. મહમદ બહાદુરશાહ (૧૮૩૭–૧૮૫૭)

# ૧૧. મોગલ પાદશાહો.

મુગલ કે મોગલ એ મોંગલ શબ્દનો અપભ્રંશ છે. મુગલોનું રહેઠાણ મોંગોલીઆ કે તાર્તરીમાં હતું. કેટલીક મુદ્દત પછી આ લોકો તુર્કસ્તાનમાં સ્થાયી રહેલા આર્યો સાથે ભળી ગયા, અને તેમની દીકરીઓ સાથે પરણ્યા તેથી તે તુર્ક કહેવાયા. તે ઉંચા, ગોરા અને દેખાવડા હતા. તાતાર લોકો ઠીંગણા અને ચપટા ચહેરાવાળા હતા. આ પ્રમાણે તુર્ક અને તાતારમાં તફાવત હોવા છતાં લોકોએ બધાને મોગલ નામ આપ્યું. ખરૂં જોતાં હવે પછી જે મોગલ પાદશાહો આવશે તેમને તુર્ક પાદશાહો કહેવા જોઈએ. તેઓ હિંદના મુસલમાન રાજાઓમાં સૌથી વધારે સત્તાવાળા હતા.

મોગલવંશમાં બધા મળીને ૧૫ બાદશાહો થયા. તે પૈકી ૭ ( બાબર, હુમાયુ, અકબર, જહાંગીર, શાહજહાન, અને ઔરંગજેબ ) એ પ્રસિદ્ધિ મેળવી. બાકીનાની સત્તા તો માત્ર નામનીજ હતી.

**બાબર**—ઈ. સ. ૧૫૨૬–૧૫૩૦—તૈમુરના મરણ પછી રાજ્યના ઘણા ભાગ પડી ગયા. તેમાં ખોકંદનો ભાગ ઘણી મુદ્દત પછી તેના પ્રપૌત્ર અને બાબરના બાપ ઉમરમીરઝાને ભાગ આવ્યો હતો. તેના મરણ પછી બાબર ૧૩ વર્ષની વયે ગાદીએ બેઠો. ગાદીએ બેસતાંજ પોતાના કાકા અહમદ મીરઝા સાથે લડવું પડ્યું. તેમાં રાજ્ય ખોઈ તુર્કસ્તાનના ભટકતા સરદારો સાથે કેટલીકવાર ઉઘાડા મેદાનમાં અને કેટલીકવાર ઘોડાપર આખો દિવસ ફરવું પડતું. આખરે તુર્કસ્તાનમાં તેના જેવા બહાદુર સરદાર હોવાથી તે અફગાનિ-

સ્તાનમાં ગયો. ત્યાં જઇ કાબુલ અને ગીજની લીધાં. પછી પોતાનું બળ અજમાવવા પંજાબપર ચાર વાર ચઢી આવ્યો અને મુલક જીતી ત્યાં સુબો મૂકતો ગયો.

તેના મુખ્ય બનાવો. (૧) ઇબ્રાહીમ લોદી સાથે લડાઈ. (૨) સંગરાણા સાથે લડાઇ. (૩) ચંદેરીપર ચઢાઇ. (૪) લક્ષણ. (૫) હુમાયુની માંદગી અને બાબરનું મરણ.

**૧. ઇબ્રાહિમ લોદી સાથે લડાઇ**—આ લોદી ઉપર તેણે દોલતખાન અને સંગના કહેવાથી ચઢાઇ કરી. તેના લશ્કરમાં ૧૩ હજાર સિપાઇઓ હતા, પરંતુ દરેક સો સો લડાઇઓ લડેલો હતો. તેમને લઇ બાબર દિલ્હી તરફ ગયો. ઇબ્રાહિમ પાસે ૧ લાખ માણસનું લશ્કર હતું; પરંતુ તે નબળું પડી ગએલું હતું. બાબરે ઇબ્રાહિમની ખીચોખીચ ટુકડીઓ ઉપર હલ્લો કર્યો અને પછી પાછલા ભાગ ઉપર ધસારો કરી લશ્કર વિખેરી નાખ્યું; આથી તે તથા તેના ૨૦૦૦૦ ઘોડેસ્વાર રણમાં પડયા. આ લડાઇ ઇ. સ. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં થઇ હતી

બાબરે દિલ્હીમાં રહી હુમાયુ તથા બીજા સરદારોને મુલક જીતવા મોકલ્યા. તેમણે જુવાનપુર વગેરે બીજા મુલકો જીતી લીધા. પછીથી બાબરે મળેલો પૈસો પોતાના મિત્રો, સગાંવહાલાં વગેરેને વહેંચી આપ્યો.

**૨. સંગરાણા સાથે લડાઈ. ઈ. સ. ૧૫૨૭**—મેવાડનો રાજા સંગ નામીચો હતો. તે મલ્લને પછાડે એવો જબરો યોદ્ધો હતો અને બધા રજપૂત રાજાઓમાં અગ્રેસર ગણાતો હતો. લડતાં

તેની એક આંખ ગઈ હતી તથા એક હાથ ને પગ ભાગ્યો હતો. તેના આખા શરીરમાં લગભગ ૮૦ જખમો પડેલા હતા. તેની મદદે ૭ રાજા, ૧૦૪ સરદારો, મહમદખાન લોદી અને હસનખાન આવ્યા હતા. બાબરને જીતવાની આશા ન રહેવાથી તેણે દારૂ પીવાની બાધા લીધી. વળી જેટલો દારૂ હતો તે બધો બગાડી નાખ્યો. લડાઈમાં તેનાં કેટલાક માણસ નાહિંમત બનતાં જોઈને પોતાની પાસે બોલાવી ઘણો બોધ આપ્યો અને સરદારોને કુરાનપર સમ ખવરાવી ઘણી હિંમત આપી. આ લડાઇ ઈ. સ. ૧૫૨૭ માં ફતેહપુર સિક્રી આગળ થઇ. તેમાં સંગ હાર્યો ને નાઠો. હસનખાન મરાયો, અને ત્યાર પછી રજપૂતો રજપૂતાના સંભાળી રહ્યા.

ચંદેરી પર ચઢાઇ. ઈ. સ. ૧૫૨૮—બીજે વરસે ચંદેરી પર ચઢાઇ કરી. તેમાં રજપૂતોએ તાબે ન થતાં બૈરાં છોકરાંને બાળી મૂકી કેશરીઆં કર્યાં.

૪. લક્ષણ—બાબરનું ખરૂં નામ ઝાહીરુદ્દીન હતું. તેના નામનો અર્થ સિંહ થાય છે. તે એટલો તો જોરાવાર હતો કે પોતાના બે હાથમાં બે મજબુત માણસોને લઇ દિવાલની ટોચપર દોડી જતો. તેને રણભૂમિ ઘણી પ્રિય હતી. તે શરણે આવેલાને મારતો નહિ! લોકોના જીવ લેવા, દેવાલયોનો નાશ કરવો અને દેશ લુટવો એ તેની મતલબ ન હતી; પણ તેણે ડહાપણથી રાજ્ય કર્યું. તેનું જીવનચરિત્ર તેણે પોતે લખ્યું છે. તેને ફૂળફુલનો બહુ શોખ હતો.

૫. હુમાયુની માંદગી અને બાબરનું મરણ—જ્યારે એનો છોકરો હુમાયુ માંદો પડ્યો ત્યારે એક ધાર્મિક અમલદારે તેને કહ્યું

કે તમારી વહાલી ચીજ જે કીમતી હીરા છે તે ઇશ્વરને અર્પણ કરો. બાબરે કહ્યું કે હીરા કરતાં મારી જીંદગી હું વધારે અમુલ્ય ગણું છું. એમ ધારી પોતાના માંદા દીકરા હુમાયુના ખાટલાની પાછળ ત્રણ ફેરા ફરી ઇશ્વરની પ્રાર્થના કરી કે 'મારી જીંદગી લઇ લે અને હુમાયુને બચાવ.' મુસલમાન તવારીખ લખનાર કહે છે કે હુમાયુ બચ્યો અને બાબર ૪૮ વર્ષે મરણ પામ્યો. તેનું મડદુ તેણે પસંદ કરેલી જગાએ દાટ્યું છે. તેના ચાર દીકરા હુમાયુ, કામરાન, હિંદાલ અને અસ્કરી હતા.

હુમાયુ. ઇ. સ. ૧૫૩૦-૧૫૫૬—બાબરે હુમાયુને મરતા અગાઉ તેના ભાઇઓ સાથે સારી રીતે વર્તવા કહ્યું હતું; તેથી હુમાયુએ પોતાના બાપના વચન પ્રમાણે ભાઇઓ સાથે વર્તી તેમને રાજ્યનો કેટલોક ભાગ આપ્યો હતો. તેણે કામરાનને અફગાનિસ્તાન અને પંજાબ આપ્યાં. એ કામમાં તેની ભલાઇ નહોતી, કેમકે એ દેશ બહાદુર લડવૈયાથી ભરપુર હતો.

તેના વખતમાં મુખ્ય બનાવ. (૧) બહાદુરશાહ સાથે લડાઇ. (૨) ચાંપાનેર ઉપર ચઢાઇ. (૩) શેરખાન સાથે લડાઇ. (૪) હમીદાબેગમ. (૫) મેળવેલી મદદ. (૬) મરણ અને (૭) ગુણ.

**૧. બહાદુરશાહ સાથે લડાઇ**—હુમાયુને પહેલાં ગુજરાતના સુલતાન બહાદુરશાહ સાથે લડાઇ થઇ. તેમાં સુલતાન હારી દીવ બંદરે નાશી ગયો. ત્યાં જઇ પોર્તુગીઝ લોકોને કોઠી બાંધવાની પરવાનગી આપી, પણ તેમણે કોઠીને બદલે કિલ્લો બાંધ્યો. જ્યારે બહાદુરશાહે રાજ્ય પાછું મેળવ્યું ત્યારે આ બાબતનો પસ્તાવો થવા-

થી તેણે પોર્ટુગીઝ સરદારને કપટથી મળવા બોલાવ્યો, પણ એ સરદાર પોતે નહિ આવતાં તેણે બહાદુરશાહને મળવા બોલાવ્યો. અને દરીઆમાંથી પાછા વળતાં મારી નાખ્યો. તેનું મડદું પણ હાથ લાગ્યું નહોતું.

૨. **ચાંપાનેર ઉપર ચઢાઇ**—હુમાયુએ ચાંપાનેરના ડુંગરી કિલ્લાને ખીલા મારી નીસરણી બનાવી, અને ૩૦૦ માણસ સાથે ચઢી કિલ્લો તાબે કર્યો ઈ. સ. ૧૫૩૫. પછી હુમાયુએ કિલ્લેદારને પોતાને ઘેર બોલાવી જમાડીને ખુબ દારૂ પાયો, આથી તેણે ખજાનો ક્યાં છે તે બતાવી દીધું. એટલે ટાંકું ખાલી કરી તેની નીચેની ઓરડી ખોલી ખજાનો કાઢી લીધો. આમાંનો કેટલોક પોતાના સરદારોને વહેંચી આપી બાકીનો પોતે મોજમઝામાં ઉડાવ્યો.

૩. **શેરખાન**—અસ્કરીને ગુજરાતમાં મૂકી હુમાયુએ માળવા જઈ અફઘાનોને કાઢી મૂકયા. તેને દિલ્હી પહોંચતાં ખબર મળી કે પૂર્વમાં ઠેકાણે ઠેકાણે બંડ ઉઠયાં છે. આમાં મુખ્ય શેરખાન હતો. તેણે પાંચ વર્ષમાં બહાર ને બંગાળાના કિલ્લા જીતી લઈ પોતાનું જોર વધાર્યું હતું હુમાયુ હિંદાલ અને અસ્કરીને લઇ પૂર્વમાં ચાલ્યો. તેણે ૬ માસ છાપો મારી ચુનારનો કિલ્લો લીધો. આ દરમ્યાન શેરખાન બંગાળા છોડી પોતાના ખજાના તથા લશ્કર સહિત રોહતાસના કિલ્લામાં ગયો. હુમાયુએ ગૌડ જઈ હિંદાલને આગ્રે નવું લશ્કર લેવા મોકલ્યો. આ વાતની શેરખાનને ખબર મળતાં તેણે બંગાળા ને બહાર-ના રસ્તા રોકી ત્યાં દિવાલો અને ખાઇઓ ખોદાવી; જેથી હુમાયુને મદદ મળી નહિ. માટે તેણે બે માસ સુધી કામરાન અને હિંદાલને

કાગળ લખ્યા કર્યા; પણ મદદ ન મળવાથી શેરખાન સાથે સલાહ કરવા ધાર્યું. શેરખાને કહ્યું કે બંગાળા ને બહાર મને આપો તો હું સલાહ કરવા અને ખંડણી આપવા તૈયાર છું. આ વાત સાંભળી હુમાયુનાં માણસોએ બખ્તર કાઢી નાખ્યાં અને સરસામાન બાંધી દઇ ઘેર જવાના વિચાર કરવા માંડ્યા.

આ લાગ સાધી બેવચની શેરખાન રાત્રે હુમાયુનાં ઊંઘતાં માણસો ઉપર તૂટી પડ્યો. ઇ. સ. ૧૫૩૯ માં બકસર આગળ લડાઇ થઇ. હુમાયુ ઊંઘમાંથી જાગી ઘોડેસ્વાર થઇ લડતો લડતો દુશ્મનોની મધ્યમાં થઇને ચાલ્યો. રસ્તામાં તેનો ઘોડો મરાવાથી નદીમાં પડી નાશતો જતો હતો એવામાં એક ભીસ્તી મળી આવ્યો. તેણે પખાલમાં હવા ભરી હુમાયુને નદી પાર ઉતાર્યો. આ કરેલા ઉપકારને બદલે તેણે ભીસ્તીને ત્રણ કલાક ગાદીએ બેસાડ્યો અને તેની પખાલના કટકા કરી નાણા તરીકે ચલાવ્યા.

પછી કામરાન તથા હિંદાલને નિખાલસ દિલથી માફી આપી, પણ બે માસ પછી કામરાન પોતાનાં તથા હુમાયુનાં કેટલાંક માણસો લઇ લાહોર જતો રહ્યો. એવામાં શેરખાન ફરીથી આવ્યો અને હુમાયુને કનોજ આગળ ઇ. સ. ૧૫૪૦ માં હરાવ્યો.

૪. **હમીદા બેગમ**—હવે હુમાયુ ઇરાન તરફ જવા નીકળ્યો. સિંધમાં થઇને જતાં હમીદા બેગમ સાથે લગ્ન કર્યું. તેને પેટે અમરકોટમાં ૧૫૪૨ માં અકબર જન્મ્યો. ત્યાં પોતાના રિવાજ પ્રમાણે જવાહીર ન હોવાથી કસ્તુરી કાઢી પોતાના સરદારોને આપી, અને કહ્યું કે 'આ કસ્તુરી માફક મારા છોકરાની આબરૂ ફેલાજો.'

**૫. અકબર મોગલી રાજ્ય પાછું લે છે**—આગળ જતાં કામરાને અકબરને કેદ પકડ્યો; આથી હુમાયુએ ઇરાન જઇ ત્યાંના **શાહ તમસ્પ** પાસેથી શિયા પંથ પાળવાની શરતે ૧૨૦૦૦ માણસનું લશ્કર લઈ અકબરને છોડાવ્યો. આખરે હુમાયુએ કાબુલને ઘેરો ઘાલી કામરાનની આંખો તેનાં દુષ્કૃત્યો બદલ ફોડાવી. હિંદાલ લડાઇમાં માર્યો ગયો. અસ્કરી મક્કે જતાં રસ્તામાં મરણ પામ્યો. એવામાં શેરશાહ મરી ગયો હતો અને તેના વંશનો છેલ્લો રાજા આદિલશાહ નબળો હતો તેને હુમાયુએ હરાવી ખોએલાં દિલ્હી તથા આગ્રા ૧૫ વર્ષે ઇ. સ. ૧૫૫૫ માં પાછાં મેળવ્યાં.

**૬. મરણ**—તે એક દિવસ પાછલે પહોરે આરસપહાણની સીડીએ ચઢતો હતો. તેવામાં મુલ્લાંની બાંગ સાંભળી તરતજ નમાજ પઢવા થોભ્યો; પરંતુ લાકડી ખસી જવાથી નીચે પડી મરણ પામ્યો. આ વખતે તેની ઉંમર ૫૦ વર્ષની હતી.

**૭. ગુણ**—તે બહાદુર, ચાલાક અને દૃઢ નિશ્ચયવાળો હતો. પોતાના ભાઇઓ સાથે પ્રીતિથી વર્તતો. તેને નાનપણમાં મોજમઝા બહુ ગમતાં. પાછલા ભાગમાં અફીણ ખાવાની ટેવ પડી હતી, તેથી આળસુ ને નબળા મનનો બની ગયો હતો. તેનું જીવનચરિત્ર **જવહર** નામના માણસે લખ્યું છે. તેના વખતમાં રૈયત સુખી હતી.

---

## સુર અથવા અફઘાન વંશ. ૧૫૪૦–૧૫૫૫.

**શેરશાહ**—ઇ. સ. ૧૫૪૦–૧૫૪૫—એના મુખ્ય બનાવ. (૧) મોગલો જીત. (૨) સુધારા તથા રાજ્યનીતિ.

તે શૂર જાતનો અફઘાન હતો. તેનો દાદો બહિલોલખાનના વખતમાં પેશાવરથી આવી લશ્કરમાં રહ્યો હતો. તેનો બાપ જુવાનપુરના સુલતાનના વખતમાં ઘોડેસ્વારની ટુકડીનો સરદાર બન્યો હતો. તેનું મૂળ નામ ફરીદખાન હતું તેણે વાઘને એક ઝટકાથી માર્યો માટે તેનું નામ શેરખાન કે 'વાઘનો સરદાર' પડ્યું.

બાબર દિલ્હીપતિ થયો ત્યારે શેરશાહ તેના દરબારમાં ગયો હતો. ત્યાં તેને ચમચા વતી ખાવાનું પીરસવામાં આવ્યું; પણ તે ખાતાં ન આવડવાથી અમીરો હસવા લાગ્યા. તેની દરકાર ન કરતાં તેણે તરવારથી કટકા કરી ખાધું. આથી બાબરે કહ્યું કે આ સરદાર આગળ જતાં ઉંચી પદવીએ ચઢશે.

**મેળવેલી જીત—(૧) રોહતાનો કિલ્લો લીધો**—જ્યારે હુમાયુએ ચુનારનો કિલ્લો લીધો ત્યારે શેરખાને રોહતાનો કિલ્લો લીધો હતો. તેણે પ્રથમ રોહતાના રાજાને કહ્યું કે મારાં બૈરાંછોકરાં અને ખજાના માટે કોઈ સહીસલામત જગા મારે જોઇએ છીએ તે આપો. તેના બદલામાં હું હુમાયુ સાથે લડતાં મરાઉં તો મારો ખજાનો તમે લેજો. પછી તેણે ૧૦૦૦ ડોળીઓ તૈયાર કરાવી. તેમાંની પહેલી બેમાં સ્ત્રીઓ બેસાડી અને બાકીનીમાં હથિઆર બંધ એકેક સરદાર મોકલવામાં આવ્યો. એ ડોળીઓ જ્યારે કિલ્લા નજીક આવી ત્યારે રાજાએ તપાસી, પણ પહેલી બે ત્રણમાં સ્ત્રીઓ જોઇ. એટલામાં શેરખાનના માણસે કહ્યું કે અમારા સરદારની સ્ત્રીઓને પરાયા માણસો જુએ તો બારે નાલાસી થાય; આથી બધી ડોળીઓ અંદર જવા દીધી. પછી બધા અંદર ગએલા સરદારોએ દરવાજા ઉઘાડયા એટલે શેરશાહ લશ્કર સાથે અંદર દાખલ થયો.

(૨) હુમાયુને હરાવ્યો—તેણે ઇ. સ. ૧૫૩૯ માં બક્સર આગળ તથા ઇ. સ. ૧૫૪૦ માં કનોજ આગળ હુમાયુને હરાવ્યો.

(૩) પુરાણમલને માર્યો—તેણે માળવાના રાજા માલદેવના સરદાર પુરાણમલને રેસીનના કિલ્લામાં ઉગારવાનું વચન આપી ઠાર કર્યો. આખરે કલિંજરના કિલ્લાને ઘેરા ઘાલતાં શેરશાહ મરાયો.

રાજનીતિ અને સુધારા—તેણે ડહાપણથી રાજ્ય કર્યું. (૧) તે ક્ષુદ્ર જેવી બાબતપર પણ ધ્યાન આપતો હતો. (૨) પ્રજાની સંભાળ લેવી એ સારી પેઠે સમજતો હતો. (૩) હિંદુઓ ઉપર જુલમ નહિ કરતાં ટોડરમલને વસુલાત ઉઘરાવવાનું કામ સોંપ્યું હતું. (૪) લસ્કરને પગાર આપતી વખતે હાજર રહેતો હતો. (૫) એણે બંગાળાથી પંજાબ અને આગ્રાથી માળવા સુધી ધર્મશાળાઓ બંધાવી તથા મુસાફરોને વાસ્તે ખોરાકપાણીની મફત ગોઠવણ કરી. (૬) ટપાલના કાગળ લાવવા લઇ જવાને ડાકના ઘોડા રાખ્યા, અને રસ્તાની બંને બાજુએ ઝાડો રોપાવ્યાં. (૭) કુવા, વાવ, તળાવ, મસીદો વગેરે બંધાવ્યાં.

ગુણ—તે વાઘના જેવો જોરાવાર ને ચાલાક હતો. વળી લુચ્ચો ને ઘાતકી હતો. દુશ્મન પ્રત્યે બિલકુલ દયા બતાવતો નહિ. તથા લડાઇમાં કરેલો કરાર તોડવાથી લાભ થાય તો તે પાળતો નહિ.

**સલીમશાહ. ઇ. સ. ૧૫૪૫-૧૫૫૩**—શેરશાહનો મોટો છોકરો આદિલશાહ દિલ્હીમાં ન હોવાથી સલીમશાહ ગાદી દબાવી પડ્યો. તથા આદિલશાહને જાગીર આપી, પણ પાછળથી તેને મારવાનો વિચાર કરવાથી તે બહાર પ્રાંતમાં નાશી ગયો. આ રાજાએ અફઘાન

સરદારોને વશ કર્યાં, અને સલાહશાંતિથી સારી રીતે રાજ્ય કર્યું.' તે જોરાવાર, હોશિઆર ને દેખાવડો હતો.

**આદિલશાહ.** ઈ. સ. ૧૫૫૩-૧૫૫૫—**સલીમશાહ** પછી તેનો નાનો છોકરો ફિરોજશાહ ગાદીએ બેઠો, પણ તેના કાકા મુબારીઝખાને ત્રણ દિવસમાં મારી નાખ્યો અને પોતે આદિલશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. એણે બધો પૈસો મોજમઝામાં ઉડાવ્યો તથા હેમુ નામના નીચ માણસને સલાહકાર બનાવ્યો. આખરે હુમાયુએ આવી તેને હરાવી દિલ્હી અને આગ્રા લઈ લીધાં.

---

**મહાન અકબર.** ઈ. સ. ૧૫૫૬-૧૬૦૫—એ હિંદના મુસલમાન રાજાઓમાં શ્રેષ્ઠ હતો. વળી મોગલવંશમાં સૌથી પ્રતાપી અને પ્રજાનું હિત કરનાર હતો. તેનું આખું નામ 'જલાલુદીન મહમદ' હતું. જે વખતે હિંદુસ્તાનમાં અકબર તે વખતે ઈંગ્લાંડમાં ઇલીઝાબેથ રાણી ગાદીપર હતી.

એના વખતના બનાવ. (૧) હેમુને હરાવ્યો. (૨) બહેરામ ખાનની હાર. (૩) મોગલ સરદારો તથા રજપૂતોને વશ કર્યાં. (૪) પઠાણ રાજ્યો જીત્યાં. (૫) સલીમનો બળવો. (૬) અબુલફઝલનું ખૂન. (૭) પ્રધાનો અને વિદ્વાનો (૮) જમાબંધી. (૯) રાજ્યવ્યવસ્થા. (૧૦) ધર્મ તથા ગુણ. (૧૧) લોકોની સ્થિતિ અને સુધારા. (૧૨) અકબરની યુદ્ધ નીતિ. (૧૩) અકબરનું મરણ.

**૧. હેમુને હરાવ્યો**—આ વખતે અકબર ૧૩ વર્ષનો હોવાથી રાજ્ય કારભાર તેનો પુત્રો અને સરદાર બહેરામખાન ચલાવતો હતો.

બહેરામ અકબર સાથે લાહોર ગયો છે એવી ખબર સાંભળી હેમુ મહારાજા વિક્રમાદિત્યનો ખિતાબ ધારણ કરી દિલ્હીપર ચઢી આવ્યો અને આગ્રા તથા દિલ્હી તાબે કરી લાહોર ભણી ગયો. બહેરામે તેની સામા આવી ૧૫૫૬ માં પાણીપત [ ચોથી ] ના મેદાનમાં હરાવી કેદ પકડયો. પાછળથી પાદશાહની ના મરજી છતાં તેને મારી નાખી પાંચ વર્ષ સખ્તાઇથી અમલ ચલાવ્યો.

૨. બહેરામખાન—તે પ્રથમ હુમાયુનો વજીર અને અકબરનો પુઓ તથા સરદાર હતો. તેના સખ્તાઇ ભરેલા અમલથી કંટાળી તથા તેની માના કહેવાથી અકબરે ૧૮ વર્ષની ઉંમરે તેની પાસેથી કારભાર લઇ લીધો; આથી તે ગુસ્સે થઇ નાશી ગયો અને લશ્કર એકઠું કરી પંજાબપર ચઢાઇ કરી પણ હાર્યો. છેવટે તે બાદશાહ આગળ આવીને નમી પડયો, તેથી અકબરે તેને માફી આપી માનથી બેસાડયો, અને કહ્યું કે તમારે દરબારમાં મોટી પદવી જોઇએ છીએ, કોઇ પ્રાંતની સુબેદારી જોઇએ છીએ કે જાત્રાએ જવું છે. બહેરામ છેલ્લી બાબત પસંદ કરી મક્કે જવા નીકળ્યો. રસ્તામાં મુબારકખાં નામે અફઘાને તેને મારી નાખ્યો.

અકબરે રાજ્ય હાથમાં લીધું ત્યારે તેને મોગલસરદારે રજપૂતો અને પઠાણોને વશ કરવાના હતા.

૩ અ. મોગલસરદારો—બહેરામ ગયો કે તરતજ જુવાનપુરનો ખાનજમાન, માળવાનો આદમખાન અને કુલ પ્રદેશનો અસફખાં સામા થયા. આ વખતે અકબર પોતાના લશ્કરથી છુટો પડી એક હજાર માણસો લઇ છુપી રીતે માળવાઓ ઉપર તુટી પડયો અને

તેમને વશ કર્યા. એમ ૨૧ વર્ષની વયે તેના તાબામાં દિલ્હીનું આખું રાજ્ય આવ્યું.

૩ જા. રજપૂતો—અકબરનો વિચાર રજપૂતોને મદદગાર બનાવી પઠાણુ રાજ્યો તોડવાનો હતો. તેણે રજપૂતોને વશ કરી તેમનું રાજ્ય પાછું સોંપ્યું, પરંતુ પોતાનું ઉપરીપણું કબુલ રખાવ્યું. રજપૂતો સાથે સારી રીતે વર્તવાથી અકબર પ્રત્યે તેમનો પ્રીતિભાવ ઉત્પન્ન થયો.

૧. ચિતોડ ઉપર ચઢાઈ—મેવાડના રાજા સંગના દીકરા ઉદેસીંગે સલાહ ન કરી; આથી અકબરે તેની રાજધાની ચિતોડ પર સ્વારી કરી. આ કિલ્લો પહેલાં ૧૩૦૩ માં અલાઉદ્દીને અને ૧૫૩૩ માં બહાદુરશાહે જીતી લીધો હતો. ઉદેસીંગ અરવલી પર્વતમાં નાશી ગયો, પણ તેનો બહાદુર સરદાર જયમલ તથા તેનો દીકરો પ્રતાપસિંહ મરતા સુધી લડયા. એક દિવસ અકબરે જયમલને કિલ્લાનું બાકોરું પુરાવતાં જોઈ તાકીને બંદુક મારી એટલે તે મરી ગયો; આથી રજપૂતોએ કેસરીઆં કર્યાં. તેમાં ૮૦૦૦ રજપૂતો મરાયા. પ્રતાપસિંહે ચિતોડ પાછું ન મળે ત્યાં સુધી સોના રૂપાના થાળમાં નહિ જમવાની, પથારીપર નહિ સુવાની અને દાઢી મૂછ નહિ આમળવાની બાધા લીધી હતી, પરંતુ ચિતોડ પાછું નહિ મળવાથી પોતાના બાપના નામ ઉપરથી નવું ઉદેપુર વસાવી રહ્યા છે. ત્યાંના રાણા હજુ સુધી તે પ્રતિજ્ઞા થોડી ઘણી પાળે છે.

૨. રણથંભોરપર ચઢાઇ—આ કિલ્લો સુરજનસિંના હાથમાં હતો. તેના ઉપર અકબરે ચઢાઈ કરી. લડાઇ દરમ્યાન એક રાત્રે

માનસિંહ અકબરને નિશાન પકડાવનારનો વેષ લેવરાવી કિલ્લામાં લઈ ગયો. સુરજને બાદશાહને ઓળખ્યો અને તરત ઊભા થઇ છડી લઇ પોતાની જગાએ બેસાડયો. પછી માનસિંહે સુરજનને બાદશાહની નોકરીમાં દાખલ થવાનું કહ્યું અને અકબરે ૫૦ રજપૂત રાજ્યનો સુબો બનાવવાનો કહ્યું, આથી સુરજને શરણુ થઈ કિલ્લાની કુંચીઓ આપી દીધી.

૩. સગપણ—અકબરે રજપૂત કુંવરીઓ સાથે લગ્ન કરી તેમના બાપ અને ભાઈઓને મોટા સરદાર બનાવ્યા. જેપુરના બિહારીમલની કુંવરી સાથે અકબર પરણ્યો અને બિહારીમલના પુત્ર ભગવાનદાસને પોતાનો સરદાર બનાવ્યો. વળી ભગવાનદાસના ભત્રીજા અને દત્તકપુત્ર માનસિંગને લશ્કરમાં મોટી જગા આપી. અકબરનો મોટો છોકરો સલીમ બિહારીમલનો દોહિત્ર હતો, જે જોધપુરના રાજાની કુંવરી જોધબાઇ સાથે પરણ્યો હતો. આ પ્રમાણે ૭ વર્ષમાં ઉદેપુર સિવાય બધા રજપૂતાનાનો ધણી થયો.

૪. પઠાણ રાજ્યો વશ કરે છે—અકબરે રજપૂતોની મદદથી બહાર, બંગાળા, ઓડીઆ, કાશ્મીર, સિંધ, માળવા, ગુજરાત, કાબુલ ને કંદહાર એટલાં પઠાણ રાજ્યો જીત્યાં. આ પ્રમાણે ઉત્તરહિંદ જીતી દક્ષિણમાં ઇ. સ. ૧૫૯૯ માં જાતે ગયો અને અહમદનગર આગળ જવાની ગયા તેમ તથા આશીરગઢ અને ખાનદેશ તાબે કર્યાં. તથા દાનીઆલનું લગ્ન બિજાપુરના રાજાની કુંવરી સાથે કર્યું.

૫. સલીમનો બળવો—ઇ૦ સ૦ ૧૬૦૦ માં સલીમ પોતાના બાપના ૪૫ વર્ષના લાંબા રાજ્યથી અધીરો બની ગાદી

લેવાનો પ્રયત્ન કર્યો. તેણે પોતાની ૩૦ વર્ષની ઉંમરે જોયું કે અકબર દખ્ખણમાં છે અને સુબેદારો દૂર પ્રાંતોમાં છે આમ ધારી અલાહબાદ તરફ કુચ કરી, અયોધ્યા અને બહાર તાબે કરી ખજાનો કબજે કર્યો તથા પોતાને પાદશાહ કહેવડાવવા લાગ્યો અને જાહેર કર્યું કે મારા પિતા મુસલમાની ધર્મના દુશ્મન છે તથા અબુલફઝલની મદદથી મુસલમાનોને કુરાનનો ઉપદેશ છોડી દેવાની ફરજ પાડે છે, માટે બધાએ મને મદદ કરવી જોઈએ. અકબરને આ વાતની ખબર પડવાથી તેને પત્ર લખ્યો કે તારી મૂર્ખાઈ જવા દે. વળી અહીંઆં સલીમને મદદ મળી નહિ, તેથી સલીમે માફી માગી. અકબરે તેને માફી આપી ઓઢીઆ ને બંગાળાનો સુબો બનાવ્યો.

૬. અબુલફઝલનું ખૂન—અબુલફઝલ બાદશાહને કામે થોડા રસાલા લઈ ગ્વાલીઅર જતો હતો તે વખતે સલીમે નરસિંગરાવને પૈસા આપી તેને મારી નંખાવ્યો. આથી અકબર ઘણો દિલગીર થયો અને બે દિવસ સુધી ખાધુંપીધું નહિ તથા ઊંઘ્યો પણ નહિ. સલીમે ખૂન કરાવ્યાની અકબરને જ્યારે ખબર પડી ત્યારે તેણે કહ્યું કે 'જો સલીમને રાજા થવાની મરજી હતી તો તેણે મને મારી અબુલફઝલને કેમ બચાવ્યો નહિ ?'

## ૭. પ્રધાનો અને વિદ્વાનો.

૧. અબુલફેઝ (ફૈઝી)—તે મહા વિદ્વાન હતો તથા ફારસી ને સંસ્કૃત બંને ભાષા જાણતો હતો. તેણે ઘણાં કાવ્ય લખ્યાં છે. અકબરની તેનાપર એટલી બધી પ્રીતિ હતી કે એક દિવસ મધ્ય રાત્રે ફૈઝી મરણપથારીવશ છે એવા સમાચાર મળતાંજ અકબર તેની પાસે

ગયો, અને ઘુંટણીએ પડી તેનું માથું ઊંચું કરી કહ્યું કે 'મારા જુના વહાલા મિત્ર શેખજી, તમારે માટે હું દાક્તર લાવ્યો છું તમે કેમ બોલતા નથી?' પણ બિચારો ફેઝી આ વખતે મરણ પામ્યો હતો; આથી અકબરે દિલગીર થઇ પાઘડી નાખી દીધી અને મોટેથી ડસકાં લઇ રડવા લાગ્યો.

૨. અબુલફઝલ—તે ૧૮ વર્ષની વયે પાદશાહની નોકરીમાં દાખલ થયો હતો. તેણે અકબરનામા નામનું પુસ્તક લખ્યું છે. આ પુસ્તકનો એક ભાગ જે આઇન અકબરી કહેવાય છે તેમાં અકબરનો રાજ્યકારભાર, દરબાર અને પાદશાહતનો હેવાલ આપ્યો છે. તેણે પાદશાહની ઘણી દોસ્તીથી પોતાનો જાન ખોયો. તે ભલો, વિદ્વાન, બહાદુર અને હોશિઆર હતો. વળી નિમકહલાલ તથા વિશ્વાસુ નોકર હતો.

૩. ટોડરમલ—તે પંજાબનો હિંદુ કાયસ્થ હતો. હિસાબી કામમાં ઘણો પ્રવિણ હતો તથા માપણી અને કરવેરા ઊઘરાવવાનું કામ સારું જાણતો હતો. તે પહેલાં શેરશાહના દરબારમાં હતો. તેને લડાઇમાં અને સુબા તરીકે મોકલાવામાં આવતો હતો. તેની સલાહથી અકબરે જમાબંધીના કાયદા રચ્યા છે.

૪. આ સિવાય માનસિંગ લશ્કરી સુબેદાર તથા વિદ્વાન હતો. કવિ ગંગ વિદ્વાન હતો અને ભગવાનસિંહ પંજાબનો સુબેદાર તથા સલાહકાર હતો.

૮. જમાબંધી. ( વસુલાત પદ્ધતિ. )—અકબરે ટોડરમલની સલાહથી જમાબંધી કરી. તેની કલમો નીચે પ્રમાણે છે.

(१) સઘળી જમીનની માપણી કરી પાક ઉપરથી તેના આઠ વર્ગ પાડયા.

(२) કસ વિનાની જમીનપર ફળદ્રુપ જમીન કરતાં ઓછો કર ઠરાવવામાં આવ્યો.

(३) કર પેટે દાણાને બદલે નાણું લેવાનો ઠરાવ કર્યો.

(४) કર ઊઘરાવનારાઓને પગાર બાંધી આપ્યા.

(५) દર દશ વર્ષે મહેસુલ ફરી ઠરાવવા ઠરાવ કર્યો.

૯. રાજ્યવ્યવસ્થા—તેણે પોતાની પાદશાહતના હિંદુસ્તાનમાં ૧૨ અને દક્ખણમાં ૩ એમ બધા મળી ૧૫ ભાગ પાડયા હતા. આ પ્રાંતો કાબુલ, લાહોર, મુલતાન, દિલ્હી, અલ્લાહબાદ, આગ્રા, અયોધ્યા, બહાર, બંગાળા, ઓઢીઆ, અજમેર, ગુજરાત, વરાડ, ખાનદેશ અને અહમદનગર હતા. તેના ઉપર વાઈસરોય કે સીપાસલાર નીમ્યા જે પાછળથી સુબેદાર કહેવાયા. આ સુબાના હાથ નીચે મહેસુલનું કામ કરનાર દિવાન, ફોજદાર કે લશ્કરીનો ઉપરી તથા કોટવાળ, ન્યાયાધિશ અને કાજી રાખવામાં આવ્યા હતા.

૧૦ अ. ધર્મ—તે કહેતો કે દરેક ધર્મનો ઉદેશ સારો છે. તેના રાજ્યમાં દરેક માણસને ગમે તે ધર્મ પાળવાની છૂટ હતી. અકબર ઘણી વખત ગુરૂવારે સાંજે દરેક ધર્મના માણસોને ભેગા કરી ધર્મ સંબંધી વાદ વિવાદ કરાવતો હતો. તેણે એક ઇલાહી (ઇશ્વરી) ધર્મ સ્થાપ્યો હતો. તેનો ઉદેશ એ હતો કે ઇશ્વર એક જ છે અને તેનો ખલીફા અકબર છે. આ ધર્મમાં થોડા લોકો દાખલ થયા પણ તેના મરણ પછી તે નાશ પામ્યો. આ બાદશાહ કોઇ વખત કપાળમાં ટીલું કરતો અને જનોઇ ધારણ કરતો હતો.

તે સઘળા ધર્મના લોકો ઉપર પ્રીતિ રાખતો હતો તેનું ખરેખરૂં કારણુ તે ઘણા ખરા ધર્મની બાઓ પરણ્યો હતો એ હતું.

૧. ગુણ—અકબર જોરાવાર, હોશિઆર, મજબુત અને વિચારવંત હતો વળી દેખાવડો, ઉંચો, પહોળી છાતીવાળો, માયાળુ અને દયાળુ હતો. તેના હાથ લાંબા, વાળ અને આંખો કાળી તથા ચહેરો ખૂબસુરત રતાશ પડતો હતો. તેને ઘોડે બેસવાનો શોખ હતો. તે દાઢી રાખતો નહિ તેમજ ગાયનું માંસ અને ડુંગળી ખાતો નહિ. પોતે મુસલમાની ધર્મમાં ઉછરેલો છતાં હિંદુઓ સાથે માયાળુપણાથી વર્તતો. તે વિદ્વાન નહોતો છતાં તેને પુસ્તકો વંચાવવાનો અને ગાયન સાંભળાવવાનો શોખ હતો. છેવટના ભાગમાં તે કંઈક અવિચારી બન્યો હતો, અને પોતે મનુષ્ય જાતિથી કંઈક અધિક છે એમ માનતો હતો.

૧૧. લોકોની સ્થિતિ અને સુધારા—પહેલાંના કોઇ પણ રાજ્ય કરતાં તેના વખતમાં લોકો વધારે સુખી હતા. (૧) તેણે બાળલગ્ન બંધ પાડયાં (૨) સતી થવાનો ચાલ બંધ કરી પુનર્લગ્નની પરવાનગી આપી. (૩) જજીઆવેરો માફ કર્યો. (૪) રૈયતને ગમે તે ધર્મ પાળવાની છૂટ આપી. (૫) વેપાર તથા વિદ્યાને ઉત્તેજન આપ્યું. (૬) હિંદુઓને મોટી નોકરી આપવાનો ધારો કર્યો. (૭) ખેતીના સુધારા માટે નહેરો ખોદાવી. (૮) નાક, કાન કાપવાનો જંગલી રિવાજ બંધ કર્યો

અંગ્રેજીરાજ્ય અને અકબરના સમયનો મુકાબલો—(૧) હાલમાં જમીનપર જેટલો કર લેવાય છે તે કરતાં અકબરના વખતમાં વધારે લેવાતો હતો. (૨) હાલમાં કોઇ અમીર કે સરદાર ગુજરી

જાય તો તેની મિલ્કત તેના વારસને મળે છે, પરંતુ મોગલ રાજ્યમાં રાજા જપ્ત કરતો (૩)હાલમાં કાયદો એ સર્વોપરિ સત્તા છે અને તે ગરીબથી રાજા સુધી બધાને લાગુ પડે છે, પણ અકબરના વખતમાં તેની મરજી એજ કાયદો હતો.

**૧૨. અકબરની યુદ્ધનીતિ**—જ્યારે શત્રુનું બળ વધારે હોય ત્યારે અકબર જાતે સેનાપતિ થઇને જતો હતો. ખંડ ઊઠયું હોય ત્યાં કોઇને જાણ નહિ પડવા દેતાં એકદમ જતો અને પોતાની જાત જોખમમાં નાખી, બળવાખોરોમાં ફેલાએલા ગભરાટનો લાભ લેતો. આમ છતાં તેને લડાઇ ચલાવવાનો શોખ નહોતો. તે લડાઇનું કામ શરૂ કરી સેનાપતિઓને સૂચના આપી પાછો ફરતો. વિજય થયા પછી હારેલા રાજા પર તે જુલમ કરતો નહિ, પણ તેને સન્માન આપી પ્રાંતની સુબેદારી આપતો. પકડાએલા શત્રુને તે કદી મારતો નહિ અને ગુલામ બનાવતો નહિ. તેણે રજપૂતોને વશ કરી પોતાના મિત્ર અને મદદગાર બનાવ્યા, અને તેમની કન્યાઓ સાથે પરણી રજપૂતોને મોટા સુબેદારોની જગાઓ આપી હતી.

**૧૩. અકબરનું મરણ**—તે પોતાના છેલ્લા વખતમાં અપ્રિય ઉમરાવોનું શાંત રીતે કાસળ કાઢવા સારી અને ઝેરવાળી એમ બે જાતની ગોળીઓ રાખતો હતો. તેમાંની સારી ગોળી પોતે ગળતો અને જેને મારી નાખવો હોય તેને ઝેર વાળી ગોળી આપતો. આ પ્રમાણે સિંધમાં ઠઠ્ઠાના ગવર્નર ગાઝીખાનને મારી નાખવા ઝેર વાળી ગોળીને બદલે ભૂલથી સારી ગોળી આપી દીધી અને પોતે ઝેરવાળી ગોળી ખાવાથી અજાણતાં ૬૩ વર્ષ રાજ્ય કરી ૫૦ વર્ષે મરણ પામ્યો. તેની પછી તેનો દીકરો સલીમ ગાદીએ બેઠો.

જહાંગીર. (સલીમ)—ઈ. સ. ૧૬૦૫–૧૬૨૭—જહાંગીર (દુનીઆ જીતનાર) ની મા રજપૂતાણી હોવાથી તે અડધો રજપૂત હતો. ભાઈ દાનીઆલ અને મુરાદ પહેલાં મરણ પામ્યા હતા, પણ જોધબાને પેટે જન્મેલા તેના દીકરા ખુશરૂએ માનસિંગ અને ખાન્‌આઝમની મદદથી રાજ્ય લેવા પ્રયત્ન કર્યો હતો તેમાં તે ફાવ્યો નહિ.

તેના મુખ્ય બનાવો. (૧) ખુશરુનો બળવો. (૨) નૂરજહાન. (૩) શાહજહાનનો બળવો. (૪) મહોબતખાનનું બંડ. (૫) સરટોમસરો. (૬) તેનાં લક્ષણ.

૧. ખુશરૂનો બળવો—જહાંગીર ગાદીએ બેઠો કે તરતજ ખુશરૂએ લશ્કર એકઠું કરી લાહોર તરફ કુચ કરી. જહાંગીરે પાછળ જઈ તેને હરાવ્યો અને સિંધુ નદી ઓળંગતાં પકડી લીધો. પછી ૧૬ વર્ષ કેદમાં રાખી ખુરમને સોંપી દીધો. તેણે તેને મારી નાખ્યો. વળી જહાંગીરે તેના ૭૦૦ સાથીઓને રીબાવીને માર્યા.

૨. નૂરજહાન—એનો બાપ તુર્કસ્તાનનો રહીશ હતો, પણ આજીવિકા માટે હિંદમાં આવ્યો હતો. તેને લાહોરમાં તેનો એક જુનો મિત્ર મળ્યો. તેની મદદથી તે અકબરના દરબારમાં દાખલ થયો અને પોતાની હોશિઆરીથી મોટો કિલ્લેદાર બન્યો હતો. તેને મિહર–ઉન–નિસા (સ્ત્રીઓમાં સૂર્ય) નામે રૂપવંતી દીકરી હતી. તેનો વિવાહ બંગાળાના સુબા શેર અફઘાન સાથે કર્યો હતો. સલીમ તેના ઉપર મોહિત થયો અને પરણવા માટે અકબરને કહ્યું પણ તેણે ના પાડી અને તેને તેના બાપે શેરઅફઘાન સાથે પરણાવી દીધી, પણ અકબરના મરણ પછી શેરઅફઘાનને મારી નાખી તેની સાથે પરણ્યો. આ વખતે તેનું નામ બદલી નૂરમહાલ (મહેલનું તેજ)

પાડ્યું. તે સ્ત્રી પોતાના ધણીના મૃત્યુથી ૭ વર્ષ સુધી જહાંગીરને મળી પણ નહિ, પરંતુ પાછળથી લગ્ન કર્યું. આ વખતે તેનું નામ નૂરજહાન (દુનીઆનું તેજ) રાખ્યું, અને રાજ્યનો બધો કારભાર તેને સોંપી દીધો. તે જે કરે તેમાં જહાંગીર વચ્ચે પડતો નહિ. તેણે તેના બાપને મુખ્ય પ્રધાન અને ભાઇ અસફખાનને મુખ્ય અમીર બનાવ્યો હતો. આ રાણીએ ગુલાબના અત્તરની પહેલી શોધ કરી. તેણે ડહાપણથી રાજ્ય કર્યું તેથી હિંદુસ્તાનને લાભ થયો તેમજ જહાંગીરનું રાજ્ય સારૂં કહેવાયું.

૩. **શાહજહાનનો બળવો**—નૂરજહાનની શેરઅફખાનથી થએલી બેટી સહરિઆરને પરણાવી હતી, તેથી નૂરજહાને ખુરમને પડતો મૂકી સહરિઆરને ગાદી આપવાનું ઠરાવ્યું. ખુરમના પર બાપની પ્રીતિ છતાં નૂરજહાન અદેખાઇથી તેને લડાઇમાં મોકલતી; આથી ખુરમે શાહજહાન નામ ધારણ કરી ગાદી લેવા પ્રયત્ન કર્યો. નૂરજહાને તેને પકડવા મહાબતખાનને મોકલ્યો એટલે શાહજહાન દક્ષિણમાં નાશી ગયો.

૪. **મહાબતખાનનું બંડ**—મહાબતખાન રાજા થવા પ્રયત્ન કરશે એવી બીક લાગવાથી નૂરજહાને તેને મારી નાખવા દરબારમાં બોલાવ્યો, પણ તે ચેતી જવાથી લશ્કરની ટુકડી સાથે ગયો અને જહાંગીરને ૧૬૨૬ માં પકડી લીધો. તેની સાથે મહાબતખાન સારી રીતે વર્ત્યો. પાછળથી જહાંગીર છુટી નૂરજહાનને જઇ મળ્યો. હવે મહાબતને ખાતરી લાગવાથી તે દક્ષિણમાં જઇ શાહજહાનને મળી ગયો.

૫. **સરટૉમસરો**—ઇ. સ. ૧૬૧૫ માં ઈંગ્લાંડના પહેલા જેમ્સે સરટૉમસરોને જહાંગીરના દરબારમાં હિંદમાં વેપાર કરવાની પરવાનગી

મોકલ્યો. જ્યારે બાદશાહ પાસે રજા માગી ત્યારે તેણે એ કામ રાણીનું છે એમ કહ્યું. તેને નૂરજહાન પાસેથી પરવાનગી મેળવતા પહેલાં તેના ભાઇ અસફખાનને એક જવાહીર આપવું પડયું હતુ. તે ૧૬૧૫ ના જાન્યુઆરી માસમાં સુરત બંદરે ઉતર્યો ત્યારે ત્યાંના સુબાએ તેના સામાનની જડતી લઇ પડાવી લેવા પ્રયત્ન કર્યો; તેથી તેણે કહ્યું કે હું મોટા સ્વતંત્ર રાજાનો એલચી છું. દરીઆ કાંઠે આવી ગેરવ્યવસ્થા ચાલતી હતી. તે જહાંગીરના દરબારમાં ૩ વર્ષ રહ્યો. તે કહેછે કે અકબરના જેવો રાજ્યકારભાર નહોતો. રાજ્યના મુલકો સુબાઓને ઇજારે અપાતા હતા. એ સુબાઓ લોકો ઉપર જુલમ કરી પૈસા કઢાવતા હતા. જહાંગીરનો દરબાર ખટપટ અને લાંચથી ભરેલો હતો. જહાંગીરના જન્મ દિવસે તેની તુલા થતી તથા તેની સવારીમાં બહુ દબદબો અને અવ્યવસ્થા હતી. દેશ લુટારાથી ભરપુર હતો, હાકેમો ખરાબ રીતે વર્તતા હતા અને બાદશાહ રત્નજડિત આસન ઉપર બેસતો હતો. તેણે જહાંગીરના લક્ષણની નોંધ કરી છે.

લક્ષણ—સરટોમસરો કહે છે કે તે બુદ્ધિમાન, સારા અંતઃકરણ વાળો અને હુન્નરકળાનો શોખીન હતો. જહાંગીર સઘળા મોગલ પાદશાહોમાં સૌથી વધારે દારૂડીઓ ને એશઆરામી હતો. તે નાનપણમાં લગભગ વીસ પ્યાલા દારૂ પીતો હતો, પણ ગાદીએ બેઠા પછી ફક્ત પાંચ-છ પ્યાલા પીતો હતો. દરબારીઓની મારફત વિના તેણે બારોબાર ફર્યાદ સાંભળવા સારૂ એક ઘંટ રાખ્યો હતો જેની સાંકળનો સંબંધ પોતાના ઓરડામાં ટાંગેલા સોનાના ઘંટ સાથે કર્યો હતો.

**વિશેષ હકીકત**—આ રાજ્યમાં ઘણેખરે ઠેકાણે બળવા થયા. એક વખત કનોજમાં ૩૦૦૦૦ બળવાખોરોને મારી નાખવામાં આવ્યા હતા, ૧૦૦૦૦ માથાં દિલ્હી મોકલવામાં આવ્યાં હતાં અને ૧૦૦૦૦ માણુસોને ઊંધે મસ્તકે ઝાડ પર લટકાવવામાં આવ્યાં હતાં. હરેકોઇ પ્રાંતમાં ઓછામાં ઓછા ૫ લાખ બળવાખોરોને મારી નાખવામાં આવ્યા હતા.

તેના મરણુ પછી શાહજહાને ગાદીએ બેસી નૂરજહાનને વર્ષો-શન બાંધી આપ્યું. એને ચાર દીકરા હતા. ખુશરૂ, ખુરમ કે શાહ-જહાન, સહરિઆર ને પરવીઝ. એના વખતમાં ૧૬૧૨ માં અંગ્રેજોએ સુરતમાં કોઠી ઘાલી હતી.

**શાહજહાન.** ( મહેલો બાંધનાર ) ૧૬૨૭–૧૬૫૮ તેની મા રજપૂત ઓલાદની અને બાપ અડધો રજપૂત હોવાથી તેનામાં રજપૂતનો વિશેષ અંશ હતો. બીજા મોગલ પાદશાહો કરતાં તેનો દબદબો વધારે હતો. ગાદીએ બેઠા પછી પોતાના બધા ભાઇ તથા તેમનાં બાળકો મારી નંખાવ્યાં. તેણે આવાં ઘાતકી કામ કર્યાં છતાં રાજ્યવહીવટ સારી રીતે ચલાવ્યો. તેના વખતમાં અકબર ને જહાંગીરના કરતાં દેશમાં શોભા ને શાંતિ સારી હતી. તે દારૂ-ડીઓ ને સુસ્ત નહોતો, અને અકબરની માફક હિંદુ અને મુસલ-માનને સરખા ગણુતો હતો.

તેના મુખ્ય બનાવ. (૧) ખાનજહાન લોદીનો બળવો. (૨) **મુમતાઝમહાલ. (૩) ઇમારતો તથા મયુરાસન. (૪) જીતેલો મુલક. (૫) દીકરાઓની ખટપટ.**

૧. ખાનજહાન લોદીનો બળવો—શાહજહાન ગાદીએ બેઠો કે તરતજ અહમદનગરના રાજાને પક્ષમાં લઇ દક્ષ્ખણના સુબેદાર ખાનજહાને બળવો કર્યો. શાહજહાને મહોબતખાનને મોકલ્યો. તેણે ૧૦ વર્ષ લડી લોદીને માર્યો અને અહમદનગર ૧૬૩૭ માં મોગલ રાજ્યમાં જોડી દીધું.

૨. મુમતાઝ મહાલ—(મહેલમાં શ્રેષ્ઠ પદવી પામેલી) આ બાઇ નૂરજહાનની ભત્રીજી હતી. તેની સાથે શાહજહાને લગ્ન કર્યું. તે ધણી પ્રત્યે ઘણો પ્રેમ ધરાવતી હતી. લગ્ન થયા પછી ૧૪ વર્ષે મરણ પામી. પાછળથી તેના કહ્યા મુજબ શાહજહાન બીજી સ્ત્રી પરણ્યો નહિ, અને તેનું નામ અમર રાખવા માટે તેની કબર પર તાજમહેલ બંધાવ્યો.

૩. ઈમારતો તથા મયુરાસન.(જાહોજલાલી)

૧. તાજમહેલ—તે આગ્રામાં જમના નદીને કિનારે આવેલો છે, અને હજી પણ જાણે હમણાંજ બાંધ્યો હોય તેવો દેખાય છે તેનો બાંધનાર વેનિસનો કારીગર હતો. પોતાની બેગમનું વચન પાળવા તેની કબરપર આ રોજો બંધાવ્યો હતો. તેની બાંધણીમાં સફેદ આરસના હિરાજડીત પત્થર વાપરેલા છે. તેને બંધાઇ રહેતાં ૨૦ વર્ષ લાગ્યાં અને ૩૦ લાખ પૌંડ ખર્ચ થયું.

૨. જુમામસ્જિદ—એને મોટીમસ્જિદ કહે છે તે દિલ્હીમાં છે.

૩. મોતીમસ્જિદ—એ દુનીઆમાં સૌથી સુંદર પ્રાર્થના મંદિર છે. તે આગ્રામાં છે.

૪. વળી તેણે રાજમહેલ ને ખાનગી મુલાકાતનો મહેલ બંધાવ્યા છે.

૫. **મયુરાસન.** ( તખ્તેતાઉસ )—આ તખ્ત ઘણું સુશોભિત હતું. ટેવર્નિઅર કહે છે કે તે ૬ ફુટ લાંબુ અને ચાર ફુટ પહોળું હતું. તેમાં નીલમ, પાનાં, મોતી ને હીરા જડવામાં આવ્યા હતા. તેની કીંમત ૬૦ લાખ પૌંડ થઇ હતી. તેને ઈ. સ. ૧૭૩૯ માં નાદિરશાહ લઇ ગયો.

૪. **શાહે જીતેલો મુલક**—ઇ સ ૧૬૩૭ માં તેણે અહમદનગર જીત્યું. વળી બિજાપુર જીતી ત્યાંના રાજા પાસેથી ખંડણી લેવાની કબુલ કરાવી. ઔરંગઝેબે ગોવળકોંડા જીત્યું અને બિડરનો કિલ્લો લીધો. ફરીથી ઔરંગઝેબ બિજાપુર ગયો પણ પોતાના પિતાની માંદગીની જાણ થવાથી પાછો ફર્યો. અહીં દખ્ખણના લોકોએ તેને દુઃખ દેવા મુલક ઉજ્જડ કર્યો હતો.

૫. **દીકરાઓની ખટપટ**—તેના ચાર છોકરા જુદા જુદા પ્રાંતોમાં સુબેદારો હતો. સૌથી મોટો દારા બહાદુર, નિખાલસ ને ઉદાર પણ મગરૂર અને અવિચારી હતો. બીજો સુજા બહાદુર અને હોશિઆર પણ દારૂડીઓ હતો. ત્રીજો **ઔરંગઝેબ** સત્તાનો લોભી, લુચ્ચો ને ઘાતકી તથા ચુસ્ત મુસલમાન હતો અને હિંદુઓને ધિક્કારતો હતો. ચોથો **મુરાદ** દારૂ ને શિકારનો શોખીન હતો. ઔરંગઝેબે રાજ્ય મેળવવા માટે મુરાદને કહ્યું કે મારે રાજ્ય જોઇતું નથી અને મક્કે જઇ સાહેબની બંદગીમાં વખત ગાળવો છે પણ તને રાજ્ય અપાવવાનો મારો વિચાર છે. આ કહેણુ ઉપર વિશ્વાસ લાવી મુરાદ તેને મળી ગયો. જ્યારે શાહજહાન ૭૦ વર્ષે માંદો પડયો ત્યારે ઔરંગઝેબે શાહજહાનને કેદમાં નાખી મુરાદની મદદથી સુજાને હરાવ્યો. દારા

બહાદુર સરદાર જસવંતસિંહની આગેવાની નીચે સામો આવ્યો. પણ લડાઈમાં તેનો હાથી ઘાયલ થવાથી ઘોડા ઉપર બેઠો. આ વખતે તેના લશ્કરે દારાને નહિ જોવાથી નાશ ભાગ કરી અને ઉજ્જન તથા આગ્રા આગળ ૧૬૫૭ માં હાર ખાધી. ત્યાંથી દારા નાશી ગયો પણ તેને પકડી આણી મારી નાખ્યો. સુજા આસામમાં જતો રહ્યો ત્યાં તેના રાજાએ તેને મારી નાખ્યો. આખરે મુરાદને કેદમાં નાખી ઔરંગઝેબ ગાદીએ બેઠો. પાછળથી મુરાદને પણ મારી નંખાવ્યો. શાહજહાન ૭ વર્ષ કેદખાનામાં રહી આગ્રામાં ૧૬૬૬ માં મરણ પામ્યો.

મોગલ રાજ્યના પહેલા ૭ રાજાઓમાંના પહેલા બે અને છેલ્લા બે વચ્ચે કેટલો બધો તફાવત ! બાબરે હુમાયુને જીંદગી આપી. વળી હુમાયુએ જીંદગી તાકતા એવા પોતાના ભાઈઓને વારંવાર માફી આપી, પણ શાહજહાન તથા ઔરંગઝેબ બાપની સામે થયા અને ભાઈઓનું કાસળ કાઢી નાખ્યું.

## મોગલાઈ રાજ્યની પૂર્ણ કળા.

**ઔરંગઝેબ. ઈ. સ. ૧૬૫૮-૧૭૦૭**—આ રાજાના વખતમાં મોગલાઈ રાજ્યનો વધારેમાં વધારે વિસ્તાર થયો. તેનામાં અકબરનો એકપણ ગુણ નહોતો. તેણે રાજ્ય લોભથી પોતાના બાપને કેદ કરી, ભાઈઓને મારી નાખ્યા અને ૫૦ વર્ષ રાજ્ય કર્યું.

તેના વખતના બનાવ (૧) ધર્માંધ રાજ્ય નીતિ. (૨) ફતેહના મુલક. (૩) મરાઠા. (૪) શીખ. (૫) લશ્કર

૧. ધર્માંધ રાજ્યનીતિ—તેણે બધા હિંદુઓને મુસલમાન કરવાનો તેમજ શિયાપંથીઓને સુન્નીપંથમાં લાવવાનો વિચાર કર્યો. વળી હિંદુઓને નોકરીમાંથી કાઢી મુકી મુસલમાનોને રાખ્યા. તથા શિયાપંથીઓને આપેલી જમીન લઇ લીધી. તેણે હિંદુઓનાં દેવળો તોડી પાડયાં, પુજારીને મારી નાખ્યા અને મૂર્તિઓ જમીનમાં દાટી દીધી. તથા અકબરે બંધ કરેલો જજીઆવેરો ચાલુ કરવાથી લોકો અરજ કરવા ગયા ત્યારે તેમને હાથીના પગ તળે કચરાવી નાખ્યા. વળી હિંદુઓનાં ઘર બાળી મૂકયાં, તેમનાં ફળ ઝાડ કાપી નાખ્યાં, દેવળે ગાયો મારી નાપાક કર્યાં અને તેમને ઘોડે, હાથીપર કે પાલખીમાં બેસવાની મના કરી.

૨. જીતેલો મુલક—દક્ષ્ખણના રાજ્યમાં બીડર, વરાડ અને અહમદનગર ઔરંગજેબે ગાદીએ બેસતા પહેલાં જીત્યાં હતાં. બાકી રહેલાં બિજાપુર અને ગોવળકોંડાનાં પઠાણ રાજ્યો લેવા તેના સરદારોએ ૨૫ વર્ષ પ્રયત્ન કર્યો પણ કંઇ વળ્યું નહિ ત્યારે પોતે ૬૫ વર્ષની ઉંમરે દક્ષ્ખણમાં ગયો અને ૧૬૮૮ માં જીતી મોગલ રાજ્યમાં જોડી દીધાં.

રજપૂતો સાથે લડાઇ—હિંદુઓ ઉપર જુલમ ગુજારવાથી તથા પક્ષપાતથી રજપૂતો નારાજ થયા હતા. વળી રજપૂત સરદાર જશવંતસિંહ મરણ પામવાથી તેનાં બૈરાં છોકરાં ઉપર જુલમ કર્યો, આથી રજપૂતો સામે થયા. બાદશાહે તેમની સામે શાહજાદા અકબરને ૭૦ હજારનું લશ્કર આપી મોકલ્યો પણ તેને રજપૂત સરદાર દુર્ગાદાસે ફોડ્યો માટે ઔરંગજેબ રજપૂતો સાથે જાતે લડ્યો

સલાહ કરી. વળી જોધપુરના રાજાએ બાદશાહને જજીઆવેરો નહિ લેવા શિખામણ પત્ર લખ્યો અને જણાવ્યું કે તમે અકબર અને તમારા બાપ દાદા પેઠે નહિ વર્તતાં હિંદુ પ્રજાને પગ તળે છુંદી નાખો છો.

૩. **મરાઠા**—આ લોકોનો રાજા શિવાજી હતો. તેણે પાદશાહને બહુ પજવ્યો. શંભાજીને પાદશાહ દિલ્હી પકડી ગયો પણ મરાઠા શાંત થયા નહિ. મરાઠા સાથે લડવાથી તેનું લશ્કર થાકી ગયું હતું. સઘળા કુવાઓમાં ઝેર નાખેલુ હોવાથી પાણી પીવાનું મળે નહિ. તેનો એક છોકરો મરાઠા સાથે મળી ગયો હતો અને બીજો ઇરાન નાશી ગયો હતો, આથી તેને બીજા કોઇની મદદ રહી નહોતી.

**ખામી**—તેના રાજ્યમાં મુખ્ય ખામી એ હતી કે દખણનાં પઠાણ રાજ્યો લેવાને બદલે તેમને મદદમાં લઇ મરાઠા બળ તોડયું હોત તો તેના મરણ પછી મોગલ રાજ્યના ટુકડા થઇ જાત નહિ.

૪. **શીખ**—તેના વખતમાં પંજાબમાં શીખ નામે નવી પ્રજા ઉત્પન્ન થઇ. તેમનો મૂળ પુરૂષ **નાનક** બાબરના વખતમાં થયો હતો. મુસલમાન અને હિંદુઓ વચ્ચેનો કજીઓ શાંત કરવાને તેણે નવો ધર્મ સ્થાપ્યો. તેમાં ઘણા માણસો ભળ્યા. તેમને નાનકે શિષ્ય કે શીખ નામ આપ્યું. ઔરંગજેબ તેમની સામે થયો, અને તેમના ગોવીંદ નામના ગુરૂને મારી નાખ્યો; આથી તેઓ સામા થયા પણ હાર્યા. વખત જતાં ઉત્તર હિંદમાં તેમની જોરાવાર પ્રજા બની.

૫ લક્ષણ—તે સખ્ત, નિર્દય અને વજ્ર જેવી છાતીવાળો હતો. તથા હિંદુઓને ધિક્કારતો હતો. તેનામાં અમીરાઈ નહોતી. તેને મોજમઝા બહુ ગમતાં. પોતે ટોપી બનાવી ગુજરાન જેટલું કમાતો અને સાદો પોશાક પહેરતો. તેના છોકરા પણ તેનાથી બીતા હતા. તે અત્યંત કામેલ ઉદ્યોગી અને બાહોશ તથા વહેમ અને કપટનું પુતળું હતો. વળી સાંકડા મનનો અને તેનું રોમેરોમ દ્વેષથી ભરેલું હતું.

એક વખત તેનો એક શિક્ષક કંઇ ઇનામની આશાએ તેની પાસે ગયો ત્યારે ઇનામતો કયાં રહ્યું પણ ઉલટું તેનું વર્ષાસન બંધ કર્યું, અને કહ્યું કે 'તમે મને ફકત વાંચતાં, લખતાં, અને કુરાન પઢતાં શીખવ્યું છે. તથા થોડી ઘણી હિંદની ભૂગોળ અને અરબી ભાષાના વ્યાકરણના કેટલાક નિયમો શીખવ્યા છે;

તેને ગાનતાનપર બહુ ચીઢ હતી. તેણે પોતાના દરબારના ગવૈયાઓને રજા આપી ત્યારે ગવૈયાઓ ઠાઠડી બનાવી તેની બારી આગળ થઇ રડતા રડતા ચાલ્યા. બાદશાહે બહાર ડોકીયું કરી પૂછ્યું કે 'આ કોનું શબ જાયછે?' ગવૈયાઓએ કહ્યું કે ગાયન વિદ્યા મરણ પામી છે તેને દાટવા જઇએ છીએ. ત્યારે બાદશાહે કહ્યું કે "મહેરબાની કરીને ઊંડી દાટજો કે ફરીથી બહાર નીકળી આવે નહિ."

મરણ—તેને મરતી વખતે ઘણો પસ્તાવો થયો. તેણે ૯૦ વર્ષની ઉંમરે પોતાના એક છોકરાને લખ્યું કે—"હું રાજ્યના રક્ષક તરીકે વર્ત્યો નથી; મેં કરેલાં પાપ સાથે લેતો જ-

છશ અને પરલોકમાં ઇશ્વર કોણ જાણે મને કેવી ઘોર શિક્ષા કરશે !" તે જીંદગીથી કંટાળી ઈ. સ. ૧૭૦૭ માં મરણ પામ્યો. તેના પાંચ છોકરા બહાદુરશાહ, આજીમ, કામબક્ષ, મહમદ ને અકબર હતા. આ રાજાને આલમગીર પણ કહેતા હતા.

## મોગલ પાદશાહીની પડતી. ૧૭૦૭-૧૭૪૮.

આ વંશના છઠ્ઠા પાદશાહ ઔરંગજેબના વખતમાં મોગલાઇ રાજ્ય વધારેમાં વધારે વિસ્તાર પામ્યું; પરંતુ તેના જુલમી અમલથી ઘણા દુશ્મનો ઉભા થયા અને મરાઠા, શીખ તથા રજપૂતોએ બંડ કર્યો. તથા પ્રાંતોના સુબા સ્વતંત્ર થયા.

( ૨ ) ઔરંગજેબ પછીના પાદશાહ નબળા નીવડયા. અને માંહોમાંહે લડી પડયા.

( ૩ ) ઔરંગજેબે દક્ષણનાં પઠાણ રાજ્યોને મદદમાં લેવાને બદલે તોડી પાડવાથી મરાઠાને પુરતી મળી.

( ૪ ) જજીઆવેરો ચાલુ રાખવાથી લોકો ગુસ્સે થયા.

( ૫ ) હિંદુઓ ઉપર જુલમ ગુજારી તેમને નોકરીમાંથી કાઢી મૂકયા.

( ૬ ) કુટુંબ અને ભાઇઓમાં કુસંપ કર્યો.

( ૭ ) નાદિરશાહની ચઢાઇ.

બહાદુરશાહ. ઇ. સ. ૧૭૦૭-૧૭૧૨—તેના બે ભાઇ અકબર તથા મહમદ મરણ પામ્યા હતા તથા ત્રીજા આજીમને આગ્રા આગળ અને કામબક્ષને હૈદ્રાબાદ આગળ હરાવી ગાદીપર બેઠો. તેણે રાજ્યનો બધો કારભાર જુલફીકારખાનને સોંપ્યો હતો. એના વખતમાં શીખ લોકોએ બંદાએ બંડ કર્યું માટે તેને દુઃખ દીધું.

જહાંદારશાહ. ઈ. સ. ૧૭૧૨-૧૭૧૩—તે બહાદુરશાહનો મોટો શાહજાદો હતો. તેણે પોતાના ભાઈઓને મારી નાખ્યા પણ તેનો ભત્રીજો ફરૂખશીઆર ઉભરી ગયો. તેણે સૈયદ અબદુલા અને સૈયદ હુસેનની મદદથી જહાંદારશાહને મારી ગાદી મેળવી.

ફરૂખશીઆર. ઈ. સ. ૧૭૧૩-૧૭૧૯—એ માત્ર નામનોજ રાજા હતો. તેને સૈયદોએ ગાદી આપી માટે સૈયદો "બાદશાહ બનાવનાર" કહેવાય છે. પાછળથી તકરાર થવાથી પાદશાહને સૈયદોએ મારી નાખ્યો. પછીના ૮ માસમાં રફિયુદ્દરજાત અને રફિયુદ્દૌલા થયા. તે પણ મરણ પામ્યા. છેવટે ૧૭૧૯ માં મહમદશાહને ગાદી મળી.

મહમદશાહ. ઈ. સ. ૧૭૧૯-૧૭૪૮—આ પાદશાહના વખતમાં સૈયદોની પડતી આવી. ખરૂં જોતાં પાદશાહ માત્ર દિલ્હીનોજ રાજા હતો. દરેક સુબેદાર બાદશાહને પોતાની નજરમાં આવે એટલી ખંડણી મોકલતો. એના ઉપર ૧૭૩૯ માં નાદિરશાહ ચઢી આવ્યો અને મયુરાસન, મુગટો તથા બીજું જવાહીર મળી આશરે ૩૦-૩૨ કરોડ રૂપીઆનો માલ લઈ ગયો. વળી અહમદ દુરાનીએ ચડાઈ કરી સરહિંદ જીતી લીધું તેને શાહજાદા અહમદે હરાવી પાછો કાઢયો. એના વખતમાં દક્ષિણમાં હૈદ્રાબાદનો સરદાર નિઝામ-ઉલ-મુલ્ક, અયોધ્યામાં સાદતખાન અને બંગાળામાં મુર્શીદકુલીખાન તથા કર્ણાટકનો નવાબ સ્વતંત્ર થયા.

## મોગલ રાજ્યનો અંત. ઈ. સ. ૧૭૪૮.

અહમદશાહ. ઈ. સ. ૧૭૪૮-૧૭૫૪—એ મહમદશાહનો દીકરો હતો. તેના વખતમાં અહમદ દુરાની બીજી વાર ચઢી આવ્યો

આરે તેને પંજાબ પ્રાંત આપી પાછો કાઢ્યો. તેણે મલ્હારરાવ હોલ્કર તથા સિંધીઆને ચોથ ઉઘરાવવાની રજા આપી તેના બદલામાં તેમણે રોહિલાને વશ કર્યા. તે માત્ર નામનોજ પાદશાહ હતો. તેની આંખો ફોડી નાખી ગ્યાસુદ્દીન વજીરે મારી નાખ્યો અને આલમગીરને ગાદીએ બેસાડ્યો.

**આલમગીર બીજો**—ઇ. સ. ૧૭૫૪-૧૭૫૯—એના વખતમાં અબદલ્લીએ ત્રીજી વાર ચઢી આવી મથુરામાં લૂટ ચલાવી અને નજીમદૌલાને સુબો ઠરાવી પાછો ગયો. જેણે તેને ગાદી આપી તેજ ગ્યાસુદ્દીને એને મારી નંખાવ્યો અને એના નાના બાળક શાહઆલમને ગાદીએ બેસાડ્યો.

**શાહઆલમ.** ઇ. સ. ૧૭૫૯-૧૮૦૬—આ પાદશાહે સુજાદૌલાને લઇ બંગાળાપર હુમલો કર્યો પણ મેનર કર્નાંકે તેને ફરીથી હરાવ્યો. વળી ત્રીજી વખત સુજાદૌલા અને મીરકાસમને લઇ બંગાળા પર ચઢાઈ કરી પણ ૧૭૬૪ માં બકસર આગળ હારી ગયો, આથી કલાઇવે ૨૫ લાખ રૂપીઆનું વર્ષાસન આપી અલ્લાહબાદમાં રાખ્યો. એમ મોગલ રાજ્યનો અંત આવ્યો, પણ પાછળથી સિંધીઆના કહેવા મુજબ દિલ્હીમાં જઇ ગાદીએ બેસવાથી તેનું ૨૫ લાખનું વર્ષાસન બંધ કર્યું. એક વખત સિંધીઆ ગ્વાલીઅર ગયો હતો ત્યારે એક અફઘાન સરદાર કાદરે ચઢી આવી ૧૭૮૬ માં બુઢ્ઢા પાદશાહની આંખો ફોડી નાખી, આથી સિંધીઆએ આવી કાદરને મારી નાખ્યો આ પાદશાહને ૧૮૦૩ માં અંગ્રેજોએ મરાઠાના કબજામાંથી છોડાવી પેન્શન આપી તેના જુના મહેલમાં રાખ્યો. એના

વખતમાં અહમદશાહ અબદલ્લી ૧૭૬૧ માં પાંચમી વાર ચઢી આવ્યો હતો.

**અકબર બીજો.** ઇ. સ. ૧૮૦૬–૧૮૩૭—એ શાહઆલમનો છોકરો હતો. તેનું અંગ્રેજસરકારે સારી રીતે રક્ષણ કર્યું. તે ૧૮૩૭ માં ગુજરી ગયો.

**મહમદ બહાદુરશાહ.** ઇ. સ. ૧૮૩૭–૧૮૫૭—એ ૧૮૫૭ ના બળવામાં સામેલ થયો, માટે અંગ્રેજોએ તેને રંગુનમાં કેદ કર્યો. એનું ૧૮૬૨ માં મોત થયું.

**મોગલરાજ્યમાં હિંદની સ્થિતિ**—અકબર અને શાહજહાન પાદશાહના વખતમાં લોકોની સ્થિતિ સારી હતી. તેમણે રૈયતને સુખી કરવા, ન્યાય આપવા તથા આબાદાનીમાં લાવવા મહેનત કરી હતી. આ રાજાઓએ હિંદુઓ ઉપરથી જાત્રાવેરો તથા જજીઆવેરો કાઢી નાખ્યો અને મોટી મોટી જગાઓ આપી તેમના ઘાતકી રિવાજ બંધ કર્યાં, પણ ઔરંગજેબ પાદશાહના વખતમાં દેશની ખરાબી થઈ અને સર્વત્ર જુલમ વ્યાપી રહ્યો તેણે હિંદુઓને ઘોડે, હાથીપર કે પાલખીમાં બેસવાની મના કરી, તેમના વરઘોડા બંધ કર્યાં અને દેવળો તોડી પાડયાં તથા નોકરીઓ લઇ લીધી. તેના પછીનાં ૫૦ વર્ષમાં આખા દેશમાં લૂટારા ટોળાંબંધ ફરતા અને લોકોને મારી માલ પડાવી લેતા હતા. તેમનાથી બચવાને દરેક ગામની આસપાસ કોટ કે થુવેરની વાડ કરવામાં આવતી. ખેડુતો પોતાની પાસે હથિઆર રાખી જમીન ખેડતા કેમકે લૂટારાઓ આવી બી લઇ જતા. વળી ચોકીને માટે ઉંચા માળા બાંધી લૂટારોની તપાસ કરતા અને ઢોલ વગાડી બધાને ખબર આપતા હતા.

કોઈ રસ્તો સહીસલામત નહોતો. વળાવા લીધા સિવાય મુસાફરી થઈ શકતી નહિ. વળી રસ્તા તૂટી ગએલા હોવાથી ગાડાં ચાલતાં નહિ, માટે ઘોડા કે પોઠી પર જવું પડતું. તેમની પાસેથી ઠાકોરો દાણ લેતા. આવી રાહદારી લગભગ ૨૦ માઈલમાં ૧૨ વખત આપવી પડતી. વળી ઠગ તથા લૂટારા પૈસા મનાવવા રૈયતને મોઢે મરચાંના તોબરા બાંધતા, નાક કે કાન કાપતા, દાંત ખેંચી લેતા તથા તેલવાળાં કપડાં કરી સળગાવી મૂકતા; આથી બિચારા ગામડાના લોકો લૂટારાના આવી જતા સુધી જંગલમાં સંતાઈ રહેતા હતા.

નાદિરશાહ. (નાદિરખાન) ઈ. સ. ૧૭૩૯—એ ઈરાનનો રાજા હતો. તેણે અફઘાનિસ્તાન જીતી મહમદશાહના દરબારમાં એલચી મોકલ્યો પણ તેનું અપમાન કરવાથી તેણે મહમદશાહ ઉપર તમે જજીઆવેરો લેતા નથી અને મરાઠાને ચોથ આપો છો એવા ગુના મૂક્યા અને અફઘાનો તથા ઈરાનીઓનું લશ્કર લઈ ચઢી આવ્યો. નાદિરશાહનો વિચાર નુકશાન કરવાનો નહોતો, પણ તેના માણસોને ઊંઘતાં રાત્રે મારી નાખવાથી રીસે ભરાઈ દિલ્હીમાં ફરી લોકોની કતલ કરી અને ઘરો બાળી નાખ્યાં. પછી જ્યારે મહમદશાહ આવી નાદિરશાહને પગે પડ્યો ત્યારે કતલ બંધ કરી. તે મયુરાસન, સોનાના મુગટો અને બીજું કેટલુંએક જવાહીર મળી આશરે ૩૦-૩૨ કરોડ રૂ. નો માલ લઈ ગયો. આમાંનો કેટલોક પૈસો તેણે સિપાઈઓને બક્ષિસ કર્યો. તેની ચઢાઈથી મોગલાઈ રાજ્ય ઘણું નબળું પડી ગયું. આ નર ૬ ફુટ ઉંચો, તેનો ચહેરો કાળો, બિહામણો અને ભવ્ય હતો. તથા તેની આંખો વીજળી જેવી ચળકતી, અવાજ ગર્જના જેવો અને ભવાં પહોળાં હતાં.

# મરાઠાના વંશજો.

૧. શિવાજી. (૧૬૬૪–૧૬૮૦)

૨. સંભાજી. (૧૬૮૦–૧૬૮૯)

૫. શાહુ. (૧૭૦૮–૧૭૪૮)
(સતારાનો રાજા)

૬. રામરાજા. (૧૭૪૮–૧૭૭૭)

૭. શાહુ બીજો. (૧૭૭૭–૧૮૧૮)

૮. પ્રતાપસિંહ. (બાબાસાહેબ)
(૧૮૧૮–૧૮૩૯)

૯. શાહજી. (આપાસાહેબ)
(૧૮૪૦–૧૮૪૯)

૩. રાજારામ. (૧૬૮૯–૧૭૦૦)

૪. શિવાજી.
(૧૭૦૦–૧૭૦૮)

સંભાજી.
(૧૭૬૦ માં મરી ગયો)
કોલ્હાપુરનો રાજા.

શિવાજી.
(૧૮૧૨ માં મરી ગયો)

બાબાસાહેબ.
(૧૮૨૨ માં મરી ગયો)

બાવાસાહેબ.
(૧૮૨૮ માં મરી ગયો)

શિવાજી. (બાબાસાહેબ)
(૧૮૬૨ માં મરી ગયો)

રાજારામ.
(૧૮૭૦માં મરી ગયો)

શિવાજી
(૧૮૮૩ માં મરી ગયો)

શાહજી. (બાબાસાહેબ)

## ૧૨. મરાઠાનો ઉદય.

ઉત્પત્તિ—મરાઠા એ નામ મહારાષ્ટ્ર ઉપરથી પડ્યું છે. તેઓ ઠીંગણા, ઉંચા, મજબૂત, બહાદુર, ચાલાક અને રીતભાતમાં સાદા હતા. દક્ષિણના મુસલમાની રાજ્યમાં ઘણા મરાઠા સરદારો હતા. એ સરદારોમાંથી ભોંસલે વંશનો માલોજી બહાદુરીથી ઉંચી પદવીએ ચઢયો, અને પોતાના દીકરા શાહજીનું લગ્ન નિઝામશાહી વંશના જાદવરાયની દીકરી જીજીબાઇ સાથે કર્યું. આ બાઇએ શિવાજીને જન્મ આપ્યો. તેણે મરાઠા કોમોની એક પ્રજા બનાવી.

શિવાજી. ઇ. સ. ૧૬૬૪–૧૬૮૦—એના મુખ્ય બનાવો.— (૧) શિવાજીનો ઉદય. (૨) રાજ્યનીતિ.

૧. શિવાજીનો ઉદય—એનો જન્મ ૧૬૨૭ માં જુન્નરના કિલ્લામાં થયો હતો. તેને ઉછેરવાનું કામ દાદાજી કોંડદેવને સોંપવામાં આવ્યું હતું. તેણે પુનામાં રાખી ઉછેર્યો. ત્યાં તે ભણતાં શીખ્યો નહિ પણ ઘોડે બેસતાં, બંદુક ફોડતાં, મલ્લકુસ્તી કરતાં, તરવાર ને ખંજર વાપરતાં તથા ભાલા મારતાં અને તીર ફેંકતાં શીખ્યો. તે ૨૦ વર્ષની વયે કેટલાક માણસોની ટોળીનો ઉપરી બન્યો અને પુરંધરનો કિલ્લો લીધો. ત્યાર પછી તેણે એક પછી એક એમ કેટલાક કિલ્લા તાબે કરી હથિઆર અને પૈસો ભેગો કર્યો તથા પોતાની કીર્તિ ફેલાવી.

અફઝલખાનને માર્યો—બિજાપુરના રાજાને દહેશત લાગવાથી તેણે અફઝલખાનને ૧૬૫૯ માં લશ્કર આપી મોકલ્યો. આ વખતે શિવાજીએ ડોળ કરી કહ્યું કે ખાન એકલો હથિઆર વગર મને મળવા આવે તો હું શરણ થઇશ; આથી અફઝલખાન ફક્ત એક

માણુસ સાથે મલમલનો ઝભ્ભો પહેરી તેને મળવા ગયો પણ શિવાજીએ પોષાક તળે બખ્તર પહેર્યું હતું, અંદર વાઘ નખ રાખ્યા હતા અને બાંયમાં કટાર સંતાડી રાખી હતી. મળતી વખત શિવાજી તેના ઉપર વાઘની માફક તુટી પડયો, અને વાઘ નખ ભોકી કટારથી તેનો પ્રાણ લીધો. પછી શિવાજીનાં સંતાઇ રહેલાં માણુસોએ બહાર આવી તેના સિપાઇઓને હરાવીને નસાડયા. પછી શિવાજી બધે લુટવા લાગ્યો. મરાઠા સરદારોએ તેને દખ્ખણનો મોટો હિંદુ સરદાર માન્યો અને બિજાપુરના રાજાએ કોકણનો રાજા માની સલાહ કરી.

**શાઇસ્તખાન**—ઔરંગજેબે પોતાના મામા શાઇસ્તખાનને લસ્કર આપી શિવાજીની સામા પુને મોકલ્યો. આ વખતે શિવાજીએ વીશ માણુસ સાથે ભિખારીનો વેષ લઇ તેના ઘરમાં છાની રીતે પ્રવેશ કર્યો. શાઇસ્તખાન બારીએથી કુદકો મારી નાઠો. શિવાજીએ તેની પાછળ પડી બે આંગળીઓ કાપી નાખી; આથી તે પુના છોડી ચાલતો થયો અને શિવાજી દેશમાં ફરી વધારે મુલક તાબે કરી શકયો.

વળી શિવાજીએ ૧૬૬૩–૬૪ માં સુરતમાં ૭ દિવસ લુટ ચલાવી, પણ જયારે અંગ્રેજોની કોઠીપર હલ્લો કર્યો ત્યારે તેને હઠાવી પાછો કાઢયો.

**રાજા થાય છે**—ઇ. સ. ૧૬૬૪ માં શાહજીના મરણ પછી રાજ્યપદ ધારણ કરી પોતાના નામના શિક્કા પાડવા માંડયા.

૧૬૬૬ માં ઔરંગજેબે ભોળવી પોતાના દરબારમાં બોલાવ્યો. ત્યાં માન મળશે અને કંઇ ઇજા નહિ થાય એવું જેપુરના રાજા જયસિંહે વચન આપવાથી શિવાજી ને તેનો પુત્ર સંભાજી દિલ્લી ગયા.

અહીં શિવાજીને કપટ લાગવાથી માંદગીનું બહાનું કાઢી એક ઘરમાં બેઠા અને બારી બારણાં બંધ કર્યાં. પાછળથી બને મિઠાઈના ટોપલામાં બેશી નાશી છૂટ્યા. ચોકીદારોને ટોપલામાં બરફી છે એમજ લાગ્યું. પછી શિવાજી દાઢી મૂછ બોડાવી નાખી, શરીરે રાખ ચોળી અને જોગી વેષે પોતાના મુલકમાં જતો રહ્યો.

૧૬૭૪ માં શિવાજી એ 'મરાઠાનો રાજા' ખિતાબ ધારણ કરી રાયગઢમાં ફરીથી રાજ્યાભિષેક કરી ગાદીએ બેઠા, અને મ્હેસુર તથા કર્ણાટક ના ઘણાકિલ્લા જીંજી, વેલોર, આર્ની, બેંગલોર અને બલ્લારી લીધા ૧૬૭૬.

૧૬૮૦ માં ૫૩ વર્ષની ઉંમરે રાયગઢમાં મરણ પામ્યો. તેને સંભાજી ને રાજારામ નામે બે છોકરા હતા.

ગુણ—તે હિંદુ ધર્મને માટે મગરૂર હતો છતાં બીજા ધર્મના અનુયાયીઓને હેરાન કરતો નહિ. તેણે મોગલોની સત્તા તોડી પાડવાનો પ્રયત્ન કર્યો પણ તેમના ધર્મની નિંદા કરી નથી (તેમજ) મસ્જિદો તોડી નથી. વળી તે દયાળુ ને યુક્તિબાજ હતો અને ગોબ્રાહ્મણનું રક્ષણ કરવા માટે લડતો હતો. પોતાની સામે થઈ ન શકે એવાને મારતો નહિ. ટુંકામાં તેણે હિંદુઓને મુસલમાનોના ત્રાસથી બચાવ્યા. કહેવત છે કે—

"કાશીકી કલા ગઇ, મથુરાં મસીદ ભઇ;
શિવાજી ન હોત તો, સુનત હોત સબકી."

રાજ્યનીતિ—શિવાજીએ ડહાપણ ભરેલી રીતે મરાઠી રાજ્યનો પાયો એવો મજબુત કર્યો કે પછીના નબળા રાજકર્તાઓના હાથમાં તે લાંબી મુદત ટકી રહ્યું. તેની પછીના રાજાઓ તેની રાજનીતિને

અનુસરીને વર્ત્યો નહિ માટે રાજ્ય ખોઈ બેઠા. તેથી રાજ્યનીતિનાં કેટલાંક સ્વરૂપ અંગ્રેજી રાજ્યમાં જોવામાં આવે છે તે નીચે મુજબ છે.

(૧) કાઉન્સિલની મદદથી રાજ્ય વહિવટ કરવો. શિવાજી પોતાના આઠ પ્રધાનની સંમતિથી દરેક કામ કરતો હતો.

(૨) રાજ્યની મોટી જગ્યાઓ વંશપરંપરા નહિ આપતાં લાયક માણસોનેજ આપતો.

(૩) લશ્કરી કે મુલકી અમલદારોને તેમનાં કામ પેટે પગાર આપવો, જાગીર આપવી નહિ.

(૪) રેવન્યુ ઉપજ જમીનદારો મારફત વસુલ નહિ કરતાં બારોબાર રાજ્યના નોકરો મારફત વસુલ કરવી.

મરાઠાનું લશ્કર—તેની પાસે ઘાટી (માવલી) સીપાઈનું લશ્કર તથા હિંદુ સવાર હતા. તેઓ ચોમાસું પુરૂં થયા પછી કાપણી કરી રહીને ટોળાબંધ હથિઆર લઈને ફરતા હતા. શિવાજી તેમને લુટમાંથી ભાગ આપતો એટલે પગાર આપવાની જરૂર પડતી નહિ. તેઓ સામે મોઢે લડતા નહિ, પણ છુટક છુટક લશ્કર વડે શત્રુને ઘેરી લેતા અને વખત આવે ખસી જતા હતા.

સંભાજી. ઈ. સ. ૧૬૮૦–૧૬૮૯—તે ૨૩ વર્ષની વયે ગાદીએ બેઠો અને કલુષા નામના એક બ્રાહ્મણની સોબતથી મોજમઝામાં પડ્યો. આ રાજા ઘાતકી ને સુસ્ત હતો. જ્યારે તે નિશામાં હતો ત્યારે ઔરંગઝેબે સંગમેશ્વરના કિલ્લામાંથી તેને પકડી લીધો, અને મુસલમાન થવા કહ્યું. ત્યારે તેણે કહ્યું કે તારી શાહજાદી મને પરણાવે તો થાઉં. તેથી પાદશાહે તેને ૧૬૮૯ માં મારી નાખ્યો તથા તેના છોકરા શાહુને પોતાના દરબારમાં કેદ રાખ્યો.

**રાજારામ.** ઈ. સ. ૧૬૮૯-૧૭૦૦—તે જીંજીગઢમાં રહી મુસલમાનોને પજવતો હતો, તેથી મોગલોએ તે કિલ્લો ૧૬૯૮ માં જીતી લીધો. આથી રાજારામે પોતાની ગાદી સતારામાં કરી ત્યાં ચોથ ઉઘરાવવા લાગ્યો. તે ઈ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો. એના પછી એનો છોકરો શિવાજી બીજો ૧૦ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો અને તેની મા તારાબાઇ કારભાર કરવા લાગી.

**શિવાજી બીજો.** ઈ. સ. ૧૭૦૦-૧૭૦૮—તે નાનો હોવાથી કારભાર તેની મા તારાબાઇ ચલાવતી હતી.

**મરાઠી રાજ્યના બે ભાગ**—ઔરંગઝેબ મરી જવાથી તેના પુત્ર આઝીમે શાહુને મોગલ પાદશાહના કાબુમાં રહી રાજ્ય કરવા છૂટો કર્યો. એટલે શાહુએ આવી રાજ્યનો દાવો કર્યો ત્યારે તારાબાઇએ વાંધો લઇ કહ્યું કે તું કોઇ ઠગારો છે, પણ શાહુને મરાઠા સરદારોની મદદ મળવાથી સતારાનું રાજ્ય મળ્યું અને તારાબાઇને કોલ્હાપુરનું રાજ્ય આપી મરાઠી રાજ્યના બે ભાગ પાડયા.

**શાહુ.** ઈ. સ. ૧૭૦૮-૧૭૪૮—તેને ઔરંગઝેબે શાહુ [પ્રામાણિક] નામ આપ્યું હતું, કેમકે તે શિવાજીની માફક છાનોમાનો નાશી ગયો નહોતો. તે મોગલ દરબારમાંથી છુટીને આવ્યો ત્યારે પહેલાં તારાબાઇએ ઠગારો કહી તેને ગાદી આપી નહિ, પરંતુ પાછળથી સતારાની ગાદી આપી પોતે કોલ્હાપુરમાં રાજ્ય કરવા ગઇ.

**પેશ્વાની શરૂઆત**—શાહુરાજા નબળો અને દમ વિનાનો હતો. તેને મોજમઝા બહુ ગમતાં; તેથી સઘળી સત્તા પોતાના બ્રાહ્મણ પ્રધાન બાલાજીરાવને સોંપી દીધી. આ પ્રધાન પેશ્વા કહેવાયો. આ વખતથી પેશ્વાનો હોદ્દો વંશપરંપરા થવાથી મરેઠી અને પેશ્વા એવા

બે વંશ ચાલ્યા. વળી લડાઇ કે સલાહ કરવાનું કામ પેશ્વાનાજ હાથમાં હતું, આથી આખી મરાઠી પ્રજા તેને પોતાનો રાજા માનવા લાગી.

## મરાઠી રાજ્યનો અંત.

**રામરાજા.** ઈ. સ. ૧૭૪૮–૧૭૭૭—શાહુરાજાને પુત્ર ન હોવાથી બાલાજી બીજાએ કોલ્હાપુરવાળા ભાયાત રામરાજાને ગાદીએ બેસાડ્યો. તેણે સ્વતંત્રપણે ચાલવાનો પ્રયત્ન કર્યો ત્યારે બાલાજીએ શાહુ રાજાના વખતનું વસીઅતનામું રજુ કર્યું. તેમાં લખ્યું હતું કે શિવાજીના વંશમાં ગાદી રહેતાં બધો કારભાર પેશ્વા કરે. આથી રાજારામે કંટાળી સતારાની આજુબાજુનો મુલક પોતે રાખી બાકીનો મુલક પેશ્વાને સોંપ્યો. આ વખતથી પેશ્વાની સ્વતંત્ર ગાદી પુનામાં થઇ એટલે પુના ને સતારા જુદાં પડ્યાં.

**શાહુ રાજા** ઇ. સ. ૧૭૭૭–૧૮૧૮—રામરાજાને સંતાન ન હોવાથી ભોંસલે કુળના શાહુને દત્તક લીધો. તેણે ઇ. સ. ૧૮૦૧ માં પેશ્વાથી સ્વતંત્ર થવાને મહેનત કરી, આથી પેશ્વાએ તેને તથા તેના બે દીકરાને કેદ કર્યા.

**બાળાસાહેબ.** (પ્રતાપસિંહ) ઇ. સ. ૧૮૧૮–૧૮૩૭—શાહુ કેદખાનામાં મરી જવાથી તેના કુંવર પ્રતાપસિંહને અંગ્રેજ સરકારે ગાદી આપી તથા રૂ. ૧૫ લાખની ઉપજનો મુલક આપ્યો, પણ તેના ઉપર ૧૮૩૭ માં રીતરસનું તહોમત આવવાથી ગાદીએથી ઉઠાડી મૂકી તેના ભાઇ આપાસાહેબને ગાદી આપી.

**શાહુજી.** (આપાસાહેબ) ઇ. સ. ૧૮૩૭-૧૮૪૯—તે ૧૮૪૮ માં મરવાથી તેનું રાજ્ય ઇ. સ. ૧૮૪૯ માં અંગ્રેજે ખાલસા કર્યું. કોલ્હાપુરના રાજ્યની નાની શાખા હજુ હયાત છે.

---

**મરાઠી રાજ્યનો ઉદય**—મહારાષ્ટ્રમાં મરાઠા લોક રહેતા હતા. તેમના ઘણા સરદારો હતા. આમાંના શિવાજીનામે સરદારે મરાઠા કોમોની એક પ્રજા બનાવી. શિવાજી નાનપણમાં ભણવાનું નહિ શીખતાં લડાઇનું કામ સારું શીખ્યો અને લુટફાટ કરવા લાગ્યો. શરૂઆતમાં તેણે પુરંધરનો કિલ્લો તાબે કર્યો. ત્યાર પછી એક પછી એક એમ તોરણા, સિંહગઢ, પ્રતાપગઢ, રાયગઢ વગેરે ઘણા કિલ્લા લીધા અને હથિઆર તથા પૈસો મેળવી ખ્યાત ફેલાવી.

તેણે બિજાપુરના રાજાના સરદાર અફઝલખાનને કપટથી મારી તેના લશ્કરને હરાવ્યું, એમ તેનું જોર દિવસે દિવસે વધતું ચાલ્યું. વળી ઔરંગઝેબના મામા શાઇસ્તખાનને ઘાયલ કરી નસાડયો અને સુરત લુટયું. ઔરંગઝેબે તેને તથા તેના પુત્ર શંભાજીને બોલાવી કપટથી કેદ કર્યા પણ તે મિઠાઇના ટોપલામાં બેશી નાશી છુટયા. પછી મરાઠાનો રાજા ખિતાબ ધારણ કરી ગાદીએ બેઠા અને મ્હૈસુર તથા કર્ણાટકના સઘળા કિલ્લા જીંજી, વેલોર, આર્નો, બેંગલોર તથા બલારી લીધા. વળી દક્ષિણનાં મુસલમાન રાજ્યો પાસેથી ચોથ લેવા માંડી. એવામાં તે મરણ પામ્યો.

**મરાઠા રાજ્યની વૃદ્ધિ**—પછી શાહુ રાજાના વખતમાં બાલાજીરાવ પેશ્વાએ દખ્ખણમાંથી ચોથ લેવા માંડી, અને બાજીરાવે

૧૭૩૮ માં મોગલ સલ્તનતના લશ્કરને ભોપાળ આગળ હરાવ્યું. વળી આખા હિંદમાંથી ચોથ લેવાનો આરંભ કર્યો. તથા મરાઠા સરદારોએ નબળા સુબેદારો અને નવાબોને કાઢી મૂકી પોતે રાજ્ય કરવા માંડયું, એ રીતે સત્તા દિનપર દિન વધતી ગઈ અને છેવટે પાંચ મરાઠા રાજ્યો બન્યાં.

**મરાઠા રાજ્યની પડતી અને અંત**—પાણીપતની પાંચમી લડાઈમાં ઘણા મરાઠાઓ માર્યા ગયા. તથા પછીના મરાઠા રાજાઓ નબળા નીકળ્યા અને દમ વગરના હોવાથી મોજમઝામાં પડી બધી સત્તા પેશ્વાને સોંપી દીધી. શિવાજીની રાજ્યનીતિ મરાઠાની પડતી અટકાવવામાં સહાયભૂત થતી તથા નાના ફડનવીસ, માધવરાવ પેશ્વા અને મહાદજીએ પડતી અટકાવવા બહુ પ્રયત્નો કર્યા, પણ તેમના મરણ પછી મરાઠા સરદારોમાંથી અંકુશ જતો રહ્યો, અને માંહોમાંહે કુસંપ પેઠો; તેથી તેમની પડતી થઈ.

રામરાજાના દત્તક પુત્ર શાહુ બીજાએ પેશ્વાથી સ્વતંત્ર થવાને પ્રયત્ન કર્યો; તેથી પેશ્વાએ તેને તથા તેના બે દીકરાને કેદ કર્યા. પછી જ્યારે અંગ્રેજ સરકારે પેશ્વાનું રાજ્ય ૧૮૧૮ માં ખાલસા કર્યું ત્યારે બાળાસાહેબને ગાદી આપી. તેના ઉપર ૧૮૩૭ માં ફીતુરનું તહોમત આવવાથી તેના ભાઈ આપાસાહેબને ગાદીએ બેસાડયો. તે ૧૮૪૮ માં અપુત્ર મરવાથી અંગ્રેજ સરકારે ૧૮૪૯ માં ખાલસા કરી મરાઠી રાજ્યની (સતારાના) આખર આણી.

## પેશ્વાના વંશજો. ૧૭૧૪-૧૮૧૮.




---

**બાલાજીરાવ. ૧૭૧૪-૧૭૨** —તે પ્રથમ તલાટીનું કામ કરતો હતો. તેને ૧૭૧૪ માં શાહુએ પેશ્વા બનાવ્યો. તેણે મહમદશાહ પાસેથી આખા દક્ષિણ હિંદમાં ચોથ ઉઘરાવવાની પરવાનગી મેળવી.

**બાજીરાવ. ૧૭૨૦-૧૭૪૦**—તેણે મરાઠા સરદારોને જુદીજુદી દિશામાં ચોથ ઉઘરાવવા મોકલ્યા. તેઓ દિલ્હીમાં ન આવે માટે મહમદશાહે તેમને બીજે ઠેકાણે ચોથ ઉઘરાવવાની રજા આપી. વળી

આ પેશ્વાએ ૧૭૩૮ માં નિઝામની આગેવાની નીચેના મોગલ લશ્કરને હરાવ્યું હતું.

**પાંચ મરાઠી રાજ્યો**—આ પેશ્વાના વખતમાં મરાઠા સરદારોએ દમ વિનાના સુબેદારો તથા નવાબ પાસેથી ચોથ લીધી એટલું જ નહિ પણ તેમના મુલક લઇ લઇ ત્યાં પોતે રાજ્ય કરવા લાગ્યા. આ રીતે પાંચ મોટાં મરાઠી રાજ્યો બન્યાં. (૧) પુનામાં પેશ્વાનું (મરાઠા નામનો હતો) હતું. (૨) વડોદરામાં ગાયકવાડ. (૩) ઈંદોરમાં હોલ્કર. (૪) નાગપુરમાં ભોંસલા. (૫) ગ્વાલીઅરમાં સિંધીઆ.

આ મરાઠા સરદારો પહેલાં ચોથ ઉઘરાવી પેશ્વાને મોકલતા પણ થોડા વખત પછી ચોથ મોકલવી બંધ કરી. આ રાજ્યોમાંથી ગુજરાત, (વડોદરા) ગ્વાલીઅર અને ઈંદોર આજ સુધી ટકી રહ્યાં છે. આની સંપૂર્ણ હકીકત પેશ્વા વંશ પછી આવશે. મરાઠાએ હૈદ્રાબાદ લેવા ઘણા પ્રયત્ન કર્યા પણ લઇ શકયા નહિ. વળી નિઝામ પાસે તેઓ ચોથ માગતા તે પણ તે બનતા સુધી આપતો નહિ.

**ખામી**—બાજીરાવે હોશિઆરીથી મરાઠી રાજ્યની કીર્ત્તિ વધારી, પરંતુ બંદોબસ્ત રાખીને ઇન્સાફ બરાબર મળે છે કે નહિ તેની તપાસ રાખી નહિ, એ એની આબરૂને ઝાંખી પાડે છે. બાકી મરાઠામાં શિવાજી અને પેશ્વામાં બાજીરાવ જેવા બીજા પુરૂષો થયા નથી. તેને બે દીકરા બાલાજી બાજીરાવ ને રઘુનાથરાવ કે રાઘોબા હતા.

**બાલાજી બાજીરાવ.** ૧૭૪૦–૧૭૬૧—એના વખતમાં રાઘોબાએ ૧૭૫૮ માં પંજાબ ઉપર ચઢાઇ કરી તૈમુરશાહ જે અબદાલીનો સુબો અને પુત્ર હતો તેને કાઢી મૂક્યો તથા ૧૭૬૦ માં સદાશીવરાવે નિઝામને ઉદગીર આગળ હરાવ્યો. આ પેશ્વાએ ખાનદેશથી તુંગભદ્રા

સુધીના પ્રદેશમાં પોતાની પાકી જમાવટ કરવાનો અને હૈદ્રાબાદના નિઝામને નબળો પાડવાનો ઘણો પ્રયત્ન કર્યો.

**પેશ્વાએ સ્વતંત્ર રાજ્ય મેળવ્યું**—આ પેશ્વાના વખતમાં મરાઠા રાજા રામરાજાએ સ્વતંત્રપણે ચાલવાનો પ્રયત્ન કર્યો. આ વખતે બાલાજી બીજાએ શાહુરાજાના વખતનું જુઠું વસીઅતનામું રજુ કર્યું. તેમાં લખ્યું હતું કે શિવાજીના વંશમાં ગાદી રહેતાં બધો કારભાર પેશ્વા કરે; આથી રામરાજાએ કંટાળી સતારાની આજુબાજુનો મુલક પોતે રાખી બાકીનો મુલક પેશ્વાને સોંપ્યો. આ વખતથી પેશ્વાની સ્વતંત્ર ગાદી પુનામાં થઇ.

**પાણીપતનું છેલ્લું યુદ્ધ. ૧૭૬૧**—રાઘોબા પેશ્વાએ અહમદ દુરાનીનો પંજાબ પ્રાંત લઇ લેવાથી તેને સજા કરવાને દુરાની પાંચમી વાર ૧૭૬૧ માં હિંદ ઉપર ચઢી આવ્યો. આ હિંદુ મુસલમાનની લડાઇ હિંદની પાદશાહત કોને હાથ જશે તે નક્કી કરવાની હતી. શરૂઆતમાં ભાઉ તથા વિશ્વાસરાવે દિલ્હીનો કિલ્લો લઇ વિશ્વાસરાવને અભિષેક કરવાનો વિચાર કર્યો; આથી રજપૂતો તથા જાટ મરાઠાથી જુદા પડી અલગ રહ્યા, અને ઉત્તર હિંદના બધા મુસલમાનો એકત્ર થઇ ગયા. પેશ્વા તરફ સદાશિવભાઉ સેનાપતિ તથા મદદમાં ઇબ્રાહિમગાર્દી, વિશ્વાસરાવ, સિંધીઆ, હોલ્કર અને ગાયકવાડ વગેરે હતા. પેશ્વા પાસે ૧૫૦૦૦ કવાયતી લશ્કર, ૫૫૦૦૦ હજાર સ્વાર, બે લાખ લુટારા તથા નોકરો અને ૨૦૦ તોપો હતી. અહમદશાહ પાસે ૪૬૮૦૦ સ્વાર, ૩૮૦૦૦ પાયદળ અને ૭૦ તોપો હતી

રજપૂતો અને મરાઠા સરદારોની મરજી શિવાજીની પદ્ધતિ પ્રમાણે સામે મોઢે યુદ્ધ ન કરતાં આસપાસનો મુલક ઉજ્જડ કરવો

અને દુશ્મનો ધસી આવે વિખરાઇ જવાની હતી. આ વાત સદાશિવ-ભાઉને ગમી નહિ તેથી સામે મોઢે લડતાં મરાઠાઓએ પાણીપતના મેદાનમાંથી નાશ ભાગ કરી અને અબદલ્લીને જય મળ્યો. આમાં ભાઉ તથા વિશ્વાસરાવ મરાયા તથા ઇબ્રાહિમ અને બીજાં બે લાખ માણસો રણમાં પડયાં; આથી મહારાષ્ટ્રમાં ઘેર ઘેર રડારોળ થઇ રહી.

ગુણ—આ પેશ્વા બહાદુર, પહોંચેલો પણ આળસુ ને વિષયી હતો. એને ત્રણ પુત્ર વિશ્વાસરાવ, માધવરાવ અને નારણરાવ હતા.

માધવરાવ. ૧૭૬૧–૧૭૭૨—બાળાજીનો મોટો પુત્ર વિશ્વાસરાવ લડાઇમાં મરાયાથી તેનો બીજો પુત્ર માધવરાવ ગાદીએ બેઠો. તે નાનો હોવાથી રાજ્યકારભાર રાઘોબા ચલાવતો હતો. તેણે ૧૭૬૪ માં નિઝામને હરાવ્યો અને ૧૭૬૯ માં રજપૂત, જાટ વગેરે પાસેથી ખંડણી લઇ રોહિલાનો મુલક ઉજ્જડ કર્યો. તથા ૧૭૬૫–૬૭ ને ૭૨ માં હૈદરને હરાવી દંડ લીધા.

ગુણ—તે હોશિયાર અને લડાઇમાં શૂરો હતો તથા પાણી-પતના મેદાનમાં ગએલી આબરૂ પાછી મેળવવાને પ્રયત્ન કરતો હતો. તેણે ભાગી પડેલી પેશ્વાઇ સજીવન કરી. એણે વેઠ કરાવવાની બંધી કરી અને પ્રજાનું રક્ષણ કરી તથા ન્યાય આપી જુલમ અટકાવ્યો.

## પેશ્વાની પડતી.

નારણરાવ. ૧૭૭૨–૧૭૭૩—માધવરાવ અપુત્ર મરવાથી તેનો ભાઇ નારણરાવ ગાદીએ આવ્યો. તેનું રાઘોબાએ પોતાની સ્ત્રી આનંદીબાઇની શીખવણીથી ખૂન કરાવ્યું અને પોતે પેશ્વાપદ ધારણ કરી કારભાર કરવા લાગ્યો.

**સવાઇ માધવરાવ.** ૧૭૭૪-૧૭૯૫—નારણરાવના ખૂનનો ગરબડાટ ચાલતો હતો, એવામાં તેની ગર્ભવંતી સ્ત્રીને પુત્ર પ્રસવવાથી તેને સવાઈ માધવરાવ નામ આપી નાનાફડનવીસે ગાદીએ બેસાડયો અને રાઘોબા સાથે વિગ્રહ શરૂ કર્યો.

**મરાઠી પહેલો વિગ્રહ.** ૧૭૭૫-૧૭૮૨—સવાઇ માધવરાવ તથા રાઘોબા વચ્ચે ગાદી માટે તકરાર થવાથી આ વિગ્રહ શરૂ થયો. રાઘોબાએ ૧૭૭૫ માં સુરત મુકામે મુંબાઇના ગવર્નર સાથે સલાહ કરી અને મદદ બદલ વસાઇ તથા સાલસેટ ટાપુ આપવાનું નક્કી કર્યું. આ બાબત મુંબાઇ સરકારે હિંદ સરકારની સંમતિ નહિ લેતાં ઈસ્ટ ઈંડિઆ કંપનીને બારોબાર લખી જણાવી; આથી હિંદ સરકારે તે મંજુર નહિ રાખતાં તેના સામાવાળીઆ નાનાફડનવીસ સાથે ૧૭૭૬ માં પુરંધર મુકામે સાલસેટ લેવાની શરતે સલાહ કરી, પણ કંપનીને સુરતના કરારની ખબર પહેલી મળવાથી તે મંજુર રાખ્યા. આથી મુંબાઇનું લશ્કર કીટીંગની સરદારી નીચે રાઘોબાની મદદે ગયું, પરંતુ તેને સિંધીઆએ હરાવ્યું માટે વારગામની સલાહ કરવી પડી. એવામાં હિંદ સરકાર તરફથી કેપ્ટન પોપહામે આવી સિંધીઆને હરાવી ગ્વાલીઅર જીતી લીધું; આથી નાનાફડનવીસે સાલબાઇ મુકામે ૧૭૮૨ માં સલાહ કરી રાઘોબાને પેન્શન બાંધી આપ્યું તથા મરાઠા અને અંગ્રેજોએ અરસપરસ મદદ કરવા કબુલ કર્યું. એમાં વસાઈ ને સાલસેટ અંગ્રેજોને મળ્યા.

આ પેશ્વાએ ૧૭૯૫ માં નિઝામને કુર્દલા (ખર્ડા) આગળ હરાવ્યો હતો. આ લડાઈ નાની હતી તો પણ મરાઠી ઇતિહાસમાં નોંધી

રાખવા લાયક છે કેમકે બ્રાહ્મણ, મરાઠા સરદારો, જાગીરદારો વગેરેએ આ લડાઇમાં નાનાફડનવીસના હુકમને માન આપી ભાગ લીધો હતો. ત્યાર પછી તે ફરી એકઠા થયા નથી.

## પેશ્વાઇનો અંત.

**બાજીરાવ બીજો.** ૧૭૯૫-૧૮૧૮—આ છેલ્લો પેશ્વા બાયલો અને અવિચારી હતો. તે રાઘોબાનો પુત્ર હતો. એણે અંગ્રેજો સાથે વસાઇની સલાહ કરી તેથી સિંધીઆ તથા ભોંસલાએ મરેઠી બીજો અને હોલ્કરે મરેઠી ત્રીજો વિગ્રહ શરૂ કર્યો. તેમાં તેઓ હાર્યા અને અંગ્રેજોને જય મળ્યો. આની સંપૂર્ણ હકીકત આગળ માર્કવિસ વેલેસલીના વખતમાં આવશે.

**વસાઇની સલાહની** અસર—બાજીરાવે અંગ્રેજો સાથે વસાઇ મુકામે સલાહ કરી, તેથી પેશ્વા પરતંત્ર થયો. વળી સિંધીઆ તથા ભોંસલા મરાઠા સરદારોનાં મન ઉંચાં થઇ ગયાં અને તેમણે અંગ્રેજો સાથે મરેઠી બીજો વિગ્રહ શરૂ કર્યો. તેમાં તેઓ હાર્યા અને અંગ્રેજો વિજયી થયા. તથા અંગ્રેજોને દેવગામ તથા સરજીઅંજેની સલાહ થવાથી કેટલોક મુલક મળ્યો. પાછળથી બાજીરાવ સ્વતંત્ર થવા ગયો, પણ મરાઠી ચોથા વિગ્રહમાં તેની સત્તાનો અંત આવ્યો, અને અંગ્રેજે તેનું રાજ્ય ખાલસા કર્યું.

**મરાઠી ચોથો વિગ્રહ.** ૧૮૧૭-૧૮૧૮—વસાઇની સલાહ કર્યા પછી બાજીરાવ અંગ્રેજના તાબામાંથી નીકળી જવાને યુક્તિઓ કરતો હતો. (૨) ગાયકવાડે મહેસુલ સંબંધી તકરારનો નિકાલ કરવા અંગ્રેજની બાંહેધરીથી દિવાન ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો.

સેને બાજીરાવના મસલતીઆ ત્ર્યંબકજી ડેંગલેએ મરાવી નાખ્યો. (૩) બાજીરાવે એલ્ફિન્સ્ટનની છાવણી ઉપર હુમલો કર્યો; આથી તેની સાથે વિગ્રહ શરૂ થયો. તેમાં બાજીરાવ ૧૮૧૮ માં ખડકી તથા કોરેગામ આગળ હાર્યો, અને માલ્કમ સાહેબને શરણે ગયો. તેણે તેને આઠ લાખનું વર્ષાસન બાંધી આપી બિઠુરમાં રાખ્યો. એ રીતે પેશ્વાઈનો અંત આવ્યો.

આ પેશ્વા ૧૮૫૩ માં મરી ગયો. તેના મરણ પછી વર્ષાસન બંધ થવાથી તેનો દત્તક પુત્ર નાનાસાહેબ ૧૮૫૭ ના બળવામાં સામેલ થયો પણ હારીને નાશી ગયો.

---

## મરાઠી રાજ્યનાં પાંચ અંગ.

(૧) પેશ્વા—એ મરાઠાના મુખ્ય પ્રધાન હતા. શાહુના વખતથી તેઓ પેશ્વા કહેવાયા. પહેલો પેશ્વા બાલાજી થયો. વળી બાલાજી બીજાએ શાહુની સહીના લેખ પ્રમાણે પુનામાં સ્વતંત્ર ગાદી સ્થાપી. તેઓ જાતે બ્રાહ્મણ હતા. છેલ્લો પેશ્વા બાજીરાવ બીજો થયો તે બાયલો હોવાથી રાજસત્તા ખોઇ.

(૨) સિંધીઆ—એમની વંશાવળી નીચે પ્રમાણે છે.

૧. રાણોજી. ... ... ૧૭૩૮. ... ... ૧૭૫૦.

૨. જયાજી. ... ... ૧૭૫૦. ... ... ૧૭૬૧.

૩. મહાદજી. ... ... ૧૭૬૧. ... ... ૧૭૯૪.

૪. દોલતરાવ. ... ... ૧૭૯૪. ... ... ૧૮૨૭.

૫. જંકોજી બીજો ... ૧૮૨૭. ... ... ૧૮૪૩.

६. જયાજીરાવ. ... ...૧૮૪૩. ... ...૧૮૮૬.

૭. માધવરાવ. ... ...૧૮૮૬ થી રાજ્ય કરે છે.

આ રાજ્યનો સ્થાપનાર રાણોજી કરીને પહેલા બાજીરાવનો ખાસદાર હતો. તેણે ગ્વાલીઅરમાં ૧૭૩૮ માં રાજ્ય સ્થાપ્યું. તેના પછી જંકોજી આવ્યો. તે ૧૭૬૧ માં પાણીપતમાં મરાયો; તેથી તેનો દીકરો મહાદજી સિંધીઆ ગાદીએ બેઠો. તેણે રોહિલખંડ, દિલ્હી, આગ્રા વગેરે પ્રાંતો જીતી દિલ્હીના બાદશાહને આપ્યા હતા. તેની પાછળ તેનો ભત્રીજો દોલતરાવ ૧૭૯૪ માં ગાદીએ બેઠો. તેની સાથે અંગ્રેજોને ૧૮૦૩ માં લડાઈ થઈ હતી. પછી જંકોજી બીજો થયો. એની કેડે તેનો દત્તક પુત્ર જીયાજીરાવ થયો. છેલ્લો સિંધીઆ ૧૮૮૬ થી ગ્વાલીઅરની ગાદીએ રાજ્ય કરે છે.

(૩) હોલકર—એની વંશાવળી નીચે પ્રમાણે.

૧. મલ્હારજી ... ... ... ૧૭૨૮ ... ... ૧૭૬૬

૨. તુકાજી ... ... ... ...૧૭૬૬ ... ... ૧૭૯૭

૩. યશાવંતરાવ ... ... ...૧૭૯૭ ... ... ૧૮૧૧

૪. મલ્હારરાવ ... ... ...૧૮૧૧ ... ... ૧૮૩૩

૫. હરીહરરાવ ... ... ...૧૮૩૩ ... ... ૧૮૪૩

૬. તુકાજી બીજો ... ... ૧૮૪૩ ... ... ૧૮૮૬

૭. શિવાજીરાવ ... ... ...૧૮૮૬ થી ઇંદોરની ગાદીએ છે.

બાજીરાવ પહેલાનો ઘોડેસ્વાર મલ્હારજી કરીને ભરવાડ હતો. તેણે ઇંદોરમાં ૧૭૨૮ માં રાજ્ય સ્થાપ્યું. તેના મરણ અગાઉ તેનો પુત્ર ખંડેરાવ ગત થયો હતો, તેથી ખંડેરાવની વિધવા સ્ત્રી અહલ્યાબાઈએ તુકાજીને દત્તક લઇ રાજ્ય કરવા માંડ્યું. તુકાજીના મરણ

પછી યશવંતરાવ થયો તેણે ૧૮૦૪ માં અંગ્રેજ સાથે લડાઇ જોડી. તેમાં દીગને ફરૂક્કાબાદ આગળ હારી ગયો. તેની પછી મલ્હારરાવ ગાદીએ બેઠા. તેણે ઈ. સ. ૧૮૩૭ માં અંગ્રેજ સાથે લડાઇ કરી તેમાં હારી અંગ્રેજ છાવણી રાખવાની હા પાડી. પછી હરીહરરાવ અને તુકાજી અનુક્રમે થયા. હાલમાં ઈંદોરની ગાદીએ તુકાજીના પુત્ર શિવાજીરાવ રાજ્ય કરે છે.

(૪) ભોંસલા—એ વંશની વંશાવળી નીચે પ્રમાણે છે.

| | | | |
|---|---|---|---|
| ૧. | રાઘોજી | ૧૭૫૩ | ૧૭૫૫ |
| ૨. | દાનોજી | ૧૭૫૫ | ૧૭૮૫ |
| ૩. | રાઘોજી બીજો | ૧૭૮૫ | ૧૮૧૬ |
| ૪. | પરશાજી | ૧૮૧૬ | ૧૮૧૭ |
| ૫. | આપાસાહેબ | ૧૮૧૭ | ૧૮૧૮ |
| ૬. | રાઘોજી ત્રીજો | ૧૮૧૮ | ૧૮૫૩ ખાલસા. |

બાજીરાવના સરદાર રાઘોજીએ ઈ. સ. ૧૭૫૩ માં નાગપુરમાં ગાદી કરી. ત્રીજો રાજા રાઘોજી બીજો સ્વતંત્ર મનનો હતો. તેણે ૧૮૦૩ માં અંગ્રેજ સાથે લડાઈ કરી હતી. પછી પરશાજી ગાદીએ આવ્યો. તે ગાંડા જેવો હોવાથી તેનો પિત્રાઈ આપાસાહેબ કારભાર કરવા લાગ્યો. તે ૧૮૧૭ માં અંગ્રેજની સાથેની લડાઇમાં હારી ગયો. એની પછી રાઘોજી ત્રીજો આવ્યો. તે અપુત્ર મરવાથી ૧૮૫૩ માં અંગ્રેજે નાગપુર ખાલસા કર્યું.

(૫) ગાયકવાડ—આ રાજ્યનો સ્થાપનાર પીલાજી પહેલા બાજીરાવનો સરદાર હતો. તેણે ૧૭૩૧ માં વડોદરામાં ગાદી કરી.

એની પાછળ દામાજી, ફતેસિંહ, માનાજી અને ગોવિંદરાવ થયા. છઠ્ઠો ગાયકવાડ આણંદરાવ હતો. તેણે ધોળકા, નડિઆદ, માતર અને મહુધા અંગ્રેજ સરકારને આપ્યાં. એના વખતથી પહેલી અંગ્રેજ છાવણી વડોદરામાં થઈ. પછી શિયાજીરાવ બીજો, ગણપતરાવ અને ખંડેરાવ થયા. દશમા ગાયકવાડ મલ્હારરાવ ઉપર રેસીડેન્ટ કર્નલ ફેર સાહેબને ઝેર દીધાનું તહોમત આવ્યું, આથી તેને મદ્રાસમાં કેદ કર્યો. એની પાછળ થનાર શિયાજીરાવ હાલ વડોદરાની ગાદીએ રાજ્ય કરે છે.

## ૧૩. યુરોપ અને હિંદ વચ્ચેનો શરૂઆતનો વેપાર. ૧૫૦૦-૧૭૦૦.

**હિંદમાં અંગ્રેજો ક્યારે, કેવી રીતે અને કેમ આવ્યા:**— અંગ્રેજો આશરે ૩૦૦ વર્ષ પર યુરોપમાં ન થતી ચીજો ખરીદવાને અહીંઆં આવ્યા હતા. તેઓ મરી, ચોખા, આદુ, તેજાનો, અફીણ અને ખાંડ લઈ તેને બદલે પોતાના દેશમાંથી તાંબું, પારો, લોઢાનો સામાન વગેરે લાવતા હતા. આ માલ અસલના વખતમાં જમીન માર્ગે અફગાનિસ્તાન, ઇરાન અને એશિઆ માઇનરની હદમાં થઇને જતો હતો, પણ પાછળથી આરબ અને ખ્રિસ્તિઓ વચ્ચે લડાઇ થવાથી ખ્રિસ્તી વેપારીઓ જમીન માર્ગે માલ મોકલી શકયા નહિ; આથી યુરોપી વેપારીઓને જળમાર્ગ શોધવાની જરૂર પડી.

## પોર્ટુગીઝ.

**જળ માર્ગની શોધ અને વાસ્કોડીગામા**—જળમાર્ગે પહેલ વહેલાં કોલંબસે ૧૪૯૨ માં હિંદમાં આવવા પ્રયત્ન કર્યો હતો; પરંતુ

તેનાં વહાણુ અમેરિકા તરફ ઘસડાઇ ગયાં. ત્યાર પછી પોર્ટુગીઝ લોકોએ હિંદના જળ માર્ગની શોધ કરવા વાસ્કોડીગામાને મોકલ્યો. તે ૧૪૯૮ માં કેપ આવ ગુડહોપને રસ્તે થઈ કાલીકટ બંદરે આવી પહોંચ્યો. તેને મૂર અથવા આરબ લોકો સાથે વિરોધ થયો. આ વખતે કાલીકટનો રાજા ઝામોરીન હતો. તેણે પોર્ટુગાલના રાજા ઉપર પત્ર લખી આપ્યો કે મારા રાજ્યમાં તજ, લવિંગ, મરી અને આદુ પુષ્કળ થાય છે. તે આપી તમારા દેશમાંથી સોનું, રૂપું, પરવાળાં અને કીરમજી રંગનાં લુગડાં લેવા ઇચ્છું છું.

ત્યાર પછીનાં સો વર્ષ સુધી એટલે ૧૫૦૦–૧૬૦૦ સુધી હિંદનો બધો વેપાર પોર્ટુગીઝ લોકોના હાથમાં રહ્યો. તેમનો પહેલો ગવર્નર ૧૫૦૫ માં આલ્મીડા આવ્યો હતો. બીજો આલ્બુકર્ક ૧૫૦૯ માં આવ્યો. તેણે ૧૫૧૦ માં ગોવા જીતી ત્યાં મજબૂત કિલ્લો બાંધ્યો. તે ૧૫૧૫ માં મરણ પામ્યો.

હિંદ સાથેના વેપારથી પોર્ટુગીઝ લોકોને ઘણો નફો થએલો જોઈ ફ્રાન્સ, ડેન્માર્ક, જર્મની અને સ્વીડનના યુરોપી વેપારીઓએ પોતાનાં વહાણો મોકલ્યાં. તેમાં ઈંગ્લાંડ, હોલાંડ અને ફ્રાન્સને કંઇ પણ ફતેહ મળી. બાકીનાને કંઈ ન મળવાથી તેમણે વેપાર બંધ કર્યો.

વલંદા—તેઓ યુરોપના હોલાંડ દેશના રહીશ છે. તેમનું જોર હાલમાં ઘણું નરમ છે; પરંતુ ૩૦૦ વર્ષ પર તેમનાં વહાણ અને ખલાસી યુરોપમાં શ્રેષ્ઠ ગણાતાં હતાં. તેઓ પોર્ટુગીઝના કરતાં જોરાવર હતા. તેમણે આવીને પોર્ટુગીઝોને ગોવા સિવાય બધેથી કાઢી

મૂકયા. ૧૬૦૦ થી ૧૭૦૦ સુધીનો હિંદનો ઘણોખરો બધો વેપાર તેમના હાથમાં રહ્યો. તે સમયમાં તેમણે ફ્રામેસા, મલાકા, નાગ્પના- પટમ વગેરે કબજે કર્યાં. પાછળથી કેટલાંક કારણથી તેમની પડતી થઈ. તેમના વેપારનાં મથક કોચીન, સીલોન, જાવા અને સુમાત્રા હતાં.

## અંગ્રેજો.

**યુનાઇટેડ ઇસ્ટઇંડિઆ કંપની**—વલંદા લોકો હિંદમાંથી આવતા માલ ઉપર નફો ચઢાવીને યુરોપમાં વેચતા હતા, પણ જ્યારે ઘણો નફો લેવા માંડયો ત્યારે અંગ્રેજોને બારોબાર હિંદ સાથે વેપાર કરવાનું મન થયું. આથી લંડનના આશરે સો વેપારીઓએ ૧૬૦૦ માં ઠરાવ કરી **ઇંગ્લિશ ઇસ્ટઇંડિઆ કંપની** સ્થાપી, ઇલીઆબેથ રાણીની પરવાનગી માગી. તે વખતે હિંદમાં અકબર બાદ- શાહ રાજ્ય કરતો હતો. આ કંપનીએ ૧૬૧૨ માં સુરતમાં કોઠી ઘાલી અને થોડા વખત પછી રક્ષણને માટે કોઠીની આસપાસ કિલ્લો બાંધી ઉપર તોપો ગોઠવી. તેમને ઘણો નફો થએલો જોઈ બીજી ઘણી મંડળીઓ ઉભી થઈ પણ તે બધી ૧૭૦૦ માં જોડાઈ જઈ યુનાઇ- ટેડ ઇસ્ટઇંડિઆ કંપની બની. પછી આ કંપનીએ હિંદ સાથે વેપાર કરવાનો કુલ હક ઇંગ્લાંડના રાજા પાસેથી મેળવ્યો.

**આમ્બોયનાની કતલ**—૧૬૨૩ ના ફેબ્રુઆરી માસમાં મસાલાના બેટોમાં અંગ્રેજ ને વલંદા વચ્ચે વેપારની સાટમારી ચાલી. તેમાં વલંદાએ ૯ અંગ્રેજ, ૯ જાપાની અને ૧ ખલાસીને પરહેજ કર્યા, આથી કતલ થએલા અંગ્રેજોના વારસોને રૂ. ૩૬૧૫૦ વલંદાએ આપવા એમ ઠરાવ્યું.

**મદ્રાસમાં અંગ્રેજની વખારો (કોઠીઓ)**—આ ઇલાકામાં તેમની ફોર્ટસેંટ ડેવીડ તથા મછલીપટ્ટણમાં વખારો હતી. મદ્રાસ પહેલાં માછી લોકોનું ગામડું હતું. તેને ૧૬૩૯ માં ચંદ્રગીરીના રાજા પાસેથી અંગ્રેજોએ વેચાતું લઇ ત્યાં મજબૂત કિલ્લો બાંધ્યો, અને તેનું નામ ફોર્ટસેંટ જ્યોર્જ પાડ્યું.

**મુંબાઇમાં અંગ્રેજની કોઠીઓ (થાણાં)**—આ ઇલાકામાં સુરત ને મુંબાઇમાં પહેલી વખારો થઇ. પહેલાં તેમનું મુખ્ય સ્થળ સુરત હતું. જ્યારે ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સનું લગ્ન ૧૬૬૨ માં પોર્ટુગાલના રાજાની કુંવરી કેથેરાઇન સાથે થયું ત્યારે પહેરામણીમાં મુંબાઇ બેટ અંગ્રેજોને મળ્યો. પછી ૬ વરસે વરસ દહાડે રૂ. ૧૦૦ લેવાની શરત કરી કંપનીને આપ્યો. ત્યાર પછી કંપનીએ સુરતમાંથી કોઠી ઉપાડી મુંબાઇમાં કરી.

**બંગાળામાં કોઠીઓ (વ્યાપારનાં મથકો)**—અંગ્રેજોએ શાહજહાનના વખતમાં ૧૬૪૦ માં હુગલીમાં કોઠી ઘાલી અને બીજાં ત્રણ ગામડાં સુટાન્ટી, કાલીઘાટ ને ગોવીંદપુર ખરીદ્યાં. આમાંનું કાલીઘાટ પાછળથી કલકત્તા થયું. આ જગાએ ૧૬૯૦ માં ફોર્ટ સેંટ વિલિયમનો કિલ્લો બાંધ્યો. આ સિવાય પટણા, ઢાકા અને કાશીમબજારમાં પણ તેમની વખારો હતી.

**ફ્રેંચોની કોઠીઓ**—માહી, પાંડિચેરી અને ચંદ્રનગરમાં હતી.

**વલંદાની કોઠીઓ**—કોચીન, પુલીકટ ને ચિન્સુરામાં હતી.

**પોર્ટગીજનું વ્યાપારનું મથક**—ગોવા.

## ૧૪. અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચે ઝઘડા.

ફ્રેંચ તથા અંગ્રેજોએ હિંદમાં રાજ્ય મેળવવાને ૧૮ મા સૈકાની અધવચમાં દક્ષિણનાં રાજ્યોની વચમાં પડી લડાઇઓ કરી. તેમાં અંગ્રેજોને જય મળ્યો અને ફ્રેંચોની સત્તાનો અંત આવ્યો.

**અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચેનો ( આર્કાટનો ) પહેલો વિગ્રહ.** ૧૭૪૪–૧૭૪૮—આ વિગ્રહ થવાનાં ત્રણ કારણ છે. (૧) ૧૭૪૪ માં યુરોપમાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લડાઈ જાગી તેની અસર હિંદમાં દાખલ થઇ. (૨) અંગ્રેજોને વેપારમાં ઘણો નફો મળતો જોઇ ડુપ્લે તેમને હિંદમાંથી કાઢી મૂકવા માગતો હતો. (૩) દક્ષિણ હિંદમાં ડુપ્લેને રાજ્ય કરવાને ઉમેદ હતી; આથી લડાઇ સળગી.

ડુપ્લેએ ૪૦૦૦ કેળવાએલા લડવૈયા લઇ મદ્રાસ તરફ કુચ કરી ૧૭૪૬ માં લીધું, તેથી કલાઇવ ડેવિડ કિલ્લામાં નાશી ગયો. ત્યાર પછી ફ્રેંચોએ ફોર્ટ સેંટડેવિડ લેવાને ત્રણ વાર પ્રયત્ન કર્યો પણ કલાઇવની મદદે મેજરલારેન્સ આવી પહોંચવાથી પાછા હઠવું પડ્યું, પછી અંગ્રેજોએ ફ્રેંચોનું પાંડિચેરી લેવાને પ્રયત્ન કર્યો. પણ ફાવ્યા નહિ. એવામાં ૧૭૪૮ માં યુરોપમાં અંગ્રેજને ફ્રેંચ વચ્ચે એલાશાપેલની સંધી થવાથી લડાઈ બંધ પડી અને અંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું.

**રોબર્ટ કલાઇવ. (હિંદમાં અંગ્રેજી રાજ્ય સ્થાપનાર)**—એનો જન્મ ૧૭૨૫ માં ઇંગ્લાંડના શ્રોપશાયર પરગણાંમાં થયો હતો. તે ૧૯ વર્ષની વયે ૧૭૪૪ માં કંપનીમાં કારકુન તરીકે રહ્યો હતો.

તેની પાસે પ્રથમ પૈસા ટકો નહોતો. તે થોડા વખતમાં મોટો સેનાધિપતિ થયો. જ્યારે ફ્રેંચોએ મદ્રાસ લીધું ત્યારે તે ડેવિડ નાશી ગયો અને તેનો બચાવ કર્યો હતો, આથી કલાઇવને એન્સાઇનની જગા આપી હતી. પાછળથી તે સાબિતજંગ (સાબિત=દૃઢ+જંગ=લડાઈ) નામથી ઓળખાવા લાગ્યો.

**નિઝામની અને કર્ણાટકની ગાદી માટે વાંધો**—૧૭૪૮ માં હૈદ્રાબાદનો **નિઝામ-ઉલ-મુલ્ક** ૧૦૪ વર્ષની ઉંમરે મરણ પામ્યો. ત્યારે તેનો દીકરો **નાઝીરજંગ (નાશીરજંગ)** ગાદીએ બેઠો, પણ તેના ભત્રીજા મુઝફ્ફરજંગે ગાદી લેવા ફ્રેંચોની મદદ માગી. તેજ વખતે કર્ણાટકના નવાબ અન્વરૂદીનની ગાદી લેવા ચંદાસાહેબે ડુપ્લેની મદદ માગી.

હવે ડુપ્લીએ બુસીને લશ્કર આપીને મોકલ્યો. તેણે નાઝીરજંગને મારી નાખ્યો, આથી નવા નિઝામે ફ્રેંચોને ઉત્તર સરકારનો મુલક આપ્યો. વળી ફ્રેંચોએ અન્વરૂદીનને મારી નાખ્યો અને ડુપ્લેને કર્ણાટકના ગવર્નરનો ખિતાબ આપી તેના તાબામાં ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવ્યો. આથી તેણે ફ્રેંચોને કેટલીક જમીન તથા પૈસા આપ્યા. હવે અન્વરૂદીનનો દીકરો મહમદઅલી ત્રિચીનાપલ્લીમાં નાસી ગયો. ત્રિચિનાપલ્લીને ફ્રેંચો તથા ચંદાસાહેબે ઘેરો ઘાલ્યો માટે મહમદઅલીએ અંગ્રેજોની મદદ માગી. અંગ્રેજ ગવર્નરે કલાઇવ સાથે થોડા લશ્કરની મદદ મોકલી. કલાઇવ ત્રિચિનાપલ્લીમાં પેસતાં તથા નીકળતાં બહાદુરીથી લડયો માટે તેને કપ્તાન બનાવવામાં આવ્યો.

**આર્કટનો પ્રખ્યાત ઘેરો** ૧૭૫૨—ચંદાસાહેબ અને ફ્રેંચોએ ત્રિચિનાપલ્લીને ઘેરો ઘાલ્યો. તેથી મહમદઅલીએ અંગ્રેજોની મદદ

આગી. આ વખતે ક્લાઇવે મદ્રાસના ગવર્નરને કહ્યું કે મહમદઅલી ટકી શકે નહી એવો નબળો છે. વળી ફ્રેંચોનું લશ્કર ત્રિચીનાપલ્લી, પાંડિચેરી અને હૈદ્રાબાદમાં વહેંચાએલું છે અને આર્કોટમાં ફક્ત થોડાંજ માણસ છે. માટે જો તે શહેર જીતી લેવામાં આવે તો ચંદાસાહેબ ત્રિચીનાપલ્લી છોડી આર્કોટ પાછું લેવા આવશે, એટલે મહમદઅલી છુટો થશે. આ કામ કેપ્ટન ક્લાઇવે માથે લીધું. અને ૨૦૦ અંગ્રેજ તથા ૪૦૦ દેશી સિપાઇઓ લઇ ૭૦ માઇલની મુસાફરીમાં કેળવી ૬ દિવસે આર્કોટ આવી પહોંચ્યો. ક્લાઇવ શહેરમાં પેઠા કે તરતજ દુશ્મનનું લશ્કર બીજે દરવાજે થઇ નાશી ગયું. આ વાત ચંદાસાહેબે સાંભળી ત્યારે પોતાના દીકરા રાજાસાહેબને ૧૦૦૦૦ માણસ આપી આર્કોટ લેવા મોકલ્યો. તેણે ૫૦ દિવસ ઘેરો ઘાલ્યો પણ કંઇ વળ્યું નહિ. પછી અંગ્રેજોની મદદે નવું લશ્કર આવે છે એવું સાંભળી તેણે કિલ્લો લેવાને મહોરમ (તાબુત) ને દિવસે છેલ્લો પ્રયત્ન કર્યો પણ તેનાં ૪૦૦ માણસો માર્યાં જવાથી નાસીપાસ થઇ સપડાઇ જવાની બીકથી પાછો ગયો. આ વખતથી દક્ષિણ હિંદમાં અંગ્રેજનો ઇતિહાસ બદલાયો અને ફ્રેંચોની સત્તા નરમ પડી, માટે આ લડાઇ ઇતિહાસમાં પ્રખ્યાત છે.

ત્યાર પછી મેજરલારેન્સ અને ક્લાઇવે ત્રિચીનાપલ્લી લીધું અને મહમદઅલીને કર્ણાટકનો નવાબ બનાવ્યો. ચંદાસાહેબ તાંજોર નાશી ગયો, ત્યાં તેને મરાઠા રાજાએ મારી નાખ્યો. પછી ક્લાઇવની તબીયત બગડવાથી ઈંગ્લાંડ ગયો. ત્યાં તેને રાજાએ લશ્કરમાં કર્નલની

પદવી આપી અને કંપનીએ ૫૦૦ પૌંડની રત્નજડિત તરવાર ભેટ આપી. વળી અંગ્રેજોએ 'આર્કાટનો વીર' એવું નામ આપ્યું.

**સિરાજુદ્દૌલ્લા.** (રાજ્યનો દીવો)—૧૭૫૬ માં બંગાળાનો નવાબ અલીવર્દીખાન મરણ પામ્યો, તેથી તેનો પુત્ર સિરાજુદ્દૌલા (ચૅરાગ-દૌલા) ૨૦ વર્ષની ઉંમરે ગાદીએ બેઠો. તે દયા વિનાનો, મૂર્ખ, ઘાતકી અને સ્વછંદી હતો. વળી અંગ્રેજોને ધિક્કારતો હતો. ગાદીએ બેઠા કે તરતજ અંગ્રેજો સાથે લડવાનાં બહાનાં ખોળવા લાગ્યો. એવામાં અંગ્રેજોએ ફ્રેંચોની બીકથી નવાબની પરવાનગી સિવાય ફોર્ટ વિલિયમનો કિલ્લો સમરાવ્યો હતો તથા તેના ખત્રીજીના દિવાનનો પુત્ર કિસનદાસ અંગ્રેજને શરણે ગયો હતો, તે પાછો સોંપ્યો નહિ આથી નવાબ ગુસ્સે થયો.

**કલકત્તાનું કારાગૃહ.** ૧૭૫૬—ઉપરના કારણથી ગુસ્સે થઇ નવાબ ૫૦ હજાર લશ્કર લઇ કલકત્તા પર ચઢયો. તે વખતે કિલ્લામાં માત્ર ૧૭૦ સિપાઇઓ હતા. જ્યારે તેમનાથી ટકી શકાયું નહિ ત્યારે ઘણાખરા સિવિલિઅનો જતા રહ્યા અને માત્ર ૧૪૬ માણસો પકડાયાં. તેમને ૨૧ મી જુને ૨૧ ચોરસફુટથી પણ નાની, નીચી અને માત્ર બે નાનાં જાળીઆં વાળી અંધારી કોટડી જેને બ્લૅકહોલ (કારાગૃહ) કહેતા હતા તેમાં પુર્યાં. બીજે દિવસે સવારે બારણું ઉઘાડયું ત્યારે ૨૨ પુરૂષ અને ૧ સ્ત્રી જીવતાં જણાયાં; બાકીનાં ૧૨૩ માણસ રાત્રે હવા ન મળવાથી મરી ગયાં. તેમની લાસને એક મોટા ખાડામાં ફેંકી દેવામાં આવી.

**અંગ્રેજો કલકત્તા પાછું લે છે**—મદ્રાસના અંગ્રેજો કલકત્તાના કારાગૃહના માઠા સમાચાર સાંભળી ગુસ્સે થયા અને કલાઇવને લશ્કર

આપી જમીન માર્ગે તથા વૉટસનને દરિઆ માર્ગે મોકલવામાં આવ્યાં. તેમણે ત્રણ માસમાં આવી પહોંચી ફૉર્ટ વિલિયમ તથા હુગલી લીધાં. આથી સિરાજુદૌલ્લાએ ગભરાઇ કેદીઓને છોડી મૂક્યા અને નુકશાની પાછી આપવાની કબુલ કરી સલાહ કરી, પણ તેજ વખતે ફ્રેંચોની મદદ માગી. માટે અંગ્રેજોએ ચંદ્રનગર જીતી લીધું.

**કલાઇવનું કાવતરૂં**—સિરાજુદૌલ્લાના ખરાબ અમલથી લોકો કંટાળ્યા હતા, આથી તેને ઉઠાડી મૂકી મીરજાફરને ગાદી આપવા કલાઇવ, વૉટસન, જગતશેઠ અને ખજાનચી રાયદુર્લભ વગેરે છાની મસલત કરતા હતા. આ વાત નવાબના વકીલ અમીચંદના જાણવામાં આવી. તેને કલાઇવે ૩૦ લાખ રૂપીઆ આપવાના કરી છેતર્યો અને બે ખત બનાવ્યાં. તેમાંના ખરા ખતમાં અમીચંદનું નામ નહોતું. તેની અંદર કલાઇવે વૉટસન રેસીડેન્ટની જુઠી સહી કરી અમીચંદને ખુશી કર્યો. પાછળથી તેને કંઇ ન મળવાથી ગાંડો થઇ મરણ પામ્યો. એમાં મીરજાફરે જબરૂં લશ્કર લઇ કલાઇવને મળી જવાનું કબુલ કર્યું હતું.

**પ્લાસીનું યુદ્ધ. ૧૭૫૭**—મીરજાફરે અંગ્રેજોને મદદ કરવા કબુલવાથી પ્લાસીના મેદાનમાં નવાબ અને અંગ્રેજો વચ્ચે લડાઇ થઇ. નવાબ પાસે ૫૦૦૦૦ પાયદળ, ૧૮૦૦૦ ઘોડેસ્વાર, ૫૦ તોપો અને થોડા ફ્રેંચ લડવૈયા હતા. કલાઇવ પાસે ૧૮૦૦ અંગ્રેજો અને ૨૦૦૦ દેશી સિપાઇઓ તથા ૧૦ હલકી તોપો હતી. કલાઇવે પોતાનો મુકામ પ્લાસીની આંબાવાડીમાં કર્યો હતો. તેમાં મીરજાફર કબુલાત મુજબ ન વર્તતાં તટસ્થ ઉભો રહ્યો. ૧૭૫૭ ના જુન માસની ૨૩

મી તારીખે લડાઇ શરૂ થઇ. અંગ્રેજોએ દુશ્મનો ઉપર તોપોનો મારો ચાલુ કર્યો. બપોરે વરસાદનું સખત ઝાપટું પડવાથી નવાબનો દારૂગોળો પલળી ગયો. તે વખતે કલાઇવે અણધાર્યો છાપો માર્યો, આથી નવાબ નાઠો અને તેના લશ્કરમાં નાશભાગ થઇ રહી, એટલે અંગ્રેજોને જય મળ્યો. ઉત્તર હિંદમાં આ લડાઇ સૌથી વધારે પ્રસિદ્ધ છે.

નવાબ નાઠો પણ એક માણસનું તેણે નાક કાપી નાખ્યું હતું તેણે તેને પકડી મીરજાફરના છોકરા મિરાનને સોંપ્યો. તેણે તેને મારી નાખ્યો. પછી અંગ્રેજોએ મીરજાફરને ગાદીએ બેસાડયો. તેણે અંગ્રેજોને નુકશાનીનો બદલો તથા કેટલીક ભેટ આપી. વળી કંપનીને કલકત્તાની આસપાસનો ૨૪ પરગણાંનો મુલક આપ્યો, જે બે વરસ પછી કંપનીએ કલાઇવને સોંપ્યો. તે કલાઇવની જાગીર કહેવાઇ. તેનો હક કલાઇવને જીવતા સુધી મળ્યો. અંગ્રેજોને હિંદમાં પ્રથમ આ મુલક મળ્યો. તે પાછળથી બંગાળા ઇલાકો થયો.

કર્ણાટકનો **બીજો વિગ્રહ.** (ફ્રેંચ લોકોની છેલ્લી હાર) ૧૭૫૬–૧૭૬૩––યુરોપમાં કેટલીક પ્રજાઓ વચ્ચે સાત વર્ષની લડાઇ થઇ તેમાં અંગ્રેજો ફ્રેંચોની સામા ઉતર્યા. શરૂઆતમાં કલાઇવે ચંદ્રનગર લીધું પણ ફ્રેંચ સરદાર કાઉંટ લાલીએ ૧૭૫૮ માં ડેવિડ તરફ કુચ કરી કિલ્લાનો નાશ કર્યો અને લાલી તથા બુસીએ મદ્રાસ પર હુમલો કર્યો, તેનો મેજર લારેન્સે બચાવ કર્યો. એવામાં કર્નલ કુટે આવી ૧૭૬૦ માં વૅાંડિવૅાશ (અંગ્રેજ ને ફ્રેંચોની મોટામાં મોટી લડાઈ) આગળ ફ્રેંચોને હરાવ્યા અને ૧૭૬૧ માં પાંડિચેરી લીધું. વળી કર્નલ ફોર્ડે ફ્રેંચોને ઠેકાણે ઠેકાણે હરાવી મછલીપટ્ટણ લીધું. આ પ્રમાણે ૧૭૫૯ માં અંગ્રેજોના હાથમાં ઉત્તર સરકાર પ્રાંત

આવ્યો અને મદ્રાસ ઇલાકાની શરૂઆત થઈ. એવામાં ૧૭૬૩ માં સલાહ થવાથી ફ્રેંચોને ચંદ્રનગર તથા પાંડિચેરી વેપારના મથક તરીકે પાછાં મળ્યાં.

આ યુદ્ધની શરૂઆત પહેલાં મદ્રાસપર હુમલો કરી ફ્રેંચોએ કરી હતી. તેનું પરિણામ એ આવ્યું કે અંગ્રેજોને વિશાળ મુલક મળ્યો અને દક્ષિણ હિંદમાં સૌથી જોરાવર બન્યા તથા ફ્રેંચ સત્તા નસ્ટ પામી.

## ફ્રેંચો હિંદમાં કાયમ રાજસત્તા કેમ ભોગવી શકયા નહિ?

(૧) ડુપ્લે અને લાબોર્ડોન તથા લાલી અને બુસી એ ફ્રેંચ સરદારોમાં સંપ નહોતો, તેથી તેઓ ઐકયતાથી વર્તી શકયા નહિ અને એકમેકનું ઉંચું દીલ હોવાથી ધારેલું કામ થતું નહિ; કેમકે સંપ અને ઐકય વગર જય કયાંથી હોય?

(૨) અંગ્રેજોને હિંદના વેપારમાં બહુ નફો થતો જોઇ ડુપ્લે તેમની અદેખાઇ કરતો અને તેમને કાઢી મૂકી પોતે રાજ્ય કરવા માગતો હતો.

(૩) ફ્રેંચોએ દેશી રાજાઓ સાથે મિત્રાચારી રાખી નહિ. ફક્ત બુસીએજ નિઝામના રાજ્યમાં થોડીઘણી વગસગ રાખી હતી; પરંતુ તેને અવિચારી લાલીએ પાછો બોલાવી લીધો. આથી નિઝામના રાજ્યમાંથી ફ્રેંચ સત્તા પડી ભાગી.

(૪) ફ્રેંચો ખટપટીઆ અને અહંકારી હતા.

---

**મીરજાફર. ૧૭૫૮-૧૭૬૧**—કલાઇવે દિલ્હીના પાદશાહની રજા સિવાય મીરજાફરને ગાદીએ બેસાડયો તથા નજરાણું મોકલ્યું

નહિ; માટે પાદશાહે અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાની મદદ લઈ મીરજાફર ઉપર ચઢાઇ કરી પણ તેની મદદે ક્લાઇવ આવ્યાની વાત સાંભળી સુજાઉદ્દૌલા પાછો નાશી ગયો. હવે બાદશાહને ક્લાઇવે ૫૦૦ સોના મહોરો ભેટ આપી પાછો કાઢયો.

મીરજાફર આળસુ અને ઉડાઉ હતો. તેની પાસે લશ્કરને પગાર આપવા પૈસા નહિ હોવાથી બંગાળાના સરાફોને તે લુટતો હતો, તેને ક્લાઇવે અટકાવ્યો તેથી તેણે વલંદાની મદદ માગી. વલંદાએ જાવાથી સાત મોટાં વહાણ લશ્કર સાથે લાવી અંગ્રેજોનાં વહાણ કબજે કર્યાં, અને કેટલીક વખારો બાળી મૂકી. આ વખતે ક્લાઇવે કર્નલ ફૉર્ડને મોકલ્યો. તેણે ૧૭૫૯ માં ચિન્સુરા આગળ વલંદાને હરાવ્યા અને તેમનાં વહાણ કબજે કર્યાં. પછી સલાહ થવાથી ચિન્સુરામાં લશ્કર રાખ્યા સિવાય વલંદાને વેપાર કરવાની પરવાનગી આપી તથા મીરજાફરને માફી આપી ક્લાઇવ ૧૭૬૦ માં ઇંગ્લાંડ ગયો. તેના ગયા પછી શાહઆલમ બીજાએ અયોધ્યાના નવાબ સુજાઉદ્દૌલાને લઇ બંગાળા પર ચઢાઇ કરી. તેમને કેપ્ટન નૉક્સને પટણા આગળ હરાવ્યા.

**મીરકાસમ.** ૧૭૬૧–૧૭૬૫—મીરજાફર રાજ્ય કરી શકશે નહિ એમ લાગવાથી તેને પદભ્રષ્ટ કરી કલકત્તાના ગવર્નર વાન્સીટાર્ટે મીરકાસમને ગાદીએ બેસાડયો. તેના બદલામાં તેણે અંગ્રેજોને બરદ્વાન ચિતાગાંગ અને મેદનીપુર આપ્યાં. પહેલાં મીરકાસમે દેશમાં બંદોબસ્ત રાખી સારી રીતે રાજ્ય કર્યું અને મીરજાફરનું સઘળું દેવું પતાવ્યું, પણ પાછળથી ફ્રેંચોને મદદમાં રાખી પોતાનું લશ્કર કેળવી, અંગ્રેજોના કબજામાંથી છુટા થવાનો વિચાર કર્યો અને રાજધાની ફેરવી મોંગીરમાં રાખી લડાઇનાં છીડાં ખોળવા લાગ્યો.

**મીરકાસમ સાથે લડાઈ-પટણાની કતલ**—પ્લાસીની લડાઇ પછી કંપનીના નોકરોને દાણુ સિવાય માલ લઇ જવાની પરવાનગી આપી હતી અને રૈયત પાસે દાણુ લેવાતું હતું, આથી દેશી વેપારીઓ કંપનીના નોકરોને લાંચ આપી પોતાનો માલ દાણુ આપ્યા સિવાય લઇ જવા લાગ્યા તેથી નવાબની ઉપજને ધોકો પહોંચ્યો. જ્યારે આ વાત નવાબે જાણી ત્યારે તેણે દેશી વેપારીઓનું દાણુ માફ કર્યું. તે કંપનીના નોકરોને ગમ્યું નહિ. વળી મીરકાસમે લડાઇ માટે તૈયારી કરી શાહઆલમ અને સુજાદૌલાની મદદ માગી.

આથી કલકત્તાની કાઉન્સિલે મીરજાફરને ફરીથી ગાદીએ બેસાડ્યો તથા મેજર ઍડમ્સે ૬૦૦ અંગ્રેજ તથા ૧૦૦૦ દેશીનું લશ્કર લઇ નવાબના લશ્કરને બે જબરી રસાકસી વાળી લડાઇઓમાં હરાવ્યા પછી ઘેરીઆ આગળ ૧૭૬૩ માં ફરી હરાવ્યું અને મોંગીર તરફ જવા નીકળ્યો. આ વખતે મીરકાસમ પટણા ગયો અને મેજર ઍડમ્સને કહેવડાવ્યું કે 'જો તમે મોંગીર તરફ વધશો તો હું તમારા સઘળા કેદીઓને ઠાર કરીશ'. કેદીઓના ઉપરી મિ. ઍલિસ બહાદુરે મરણની બીક નહિ રાખતાં ઍડમ્સને લખી જણાવ્યું કે તમારે અમારી દરકાર નહિ રાખતાં જવું. એટલે ઍડમ્સે આવી મોંગીર લીધું, તેથી મીરકાસમે ક્રોધે ભરાઇ સમરૂ નામે જર્મન પાસે એલિસ અને પટણાના ૧૫૦ અંગ્રેજ કેદીઓને ઠાર કરાવ્યા. આને 'પટણાની કતલ' કહે છે. કારાગૃહના ખુનરેજી કૃત્ય કરતાં પણ આ કર્મ વધારે ઘોર હતું.

પછી અંગ્રેજોએ તરત પટણા લીધું, આથી શાહઆલમ તથા સુજાદૌલાની મદદ મેળવી મીરકાસમ સામો આવ્યો. એ ત્રણેના લશ્કરને

૧૭૬૪ માં બક્સર આગળ મેજર મનરોએ હરાવ્યું. આ લડાઈ પ્લાસીની લડાઈથી ઉતરતી એટલે પ્રસિદ્ધમાં બીજા નંબરની છે. એમાં અંગ્રેજોએ પહેલી અને છેલ્લી વખત દિલ્હીના મોગલ બાદશાહને હરાવ્યો અને ઉત્તરહિંદમાં સૌથી વધારે જોરાવર બન્યા. હવે મીરકાસમ નાઠો અને શાહઆલમ ફરીથી શરણે આવ્યો. સુજાઉદ્દોલાએ નાશી જઇ ફરીથી લશ્કર ભેગું કર્યું પણ કોરા આગળ હાર્યો અને શરણે આવ્યો.

**કંપનીના નોકરો**—કંપની કારકુનોને મહિને ૧૦, આડતીઆઓને ૨૦, વેપારીઓને ૪૦ અને ગવર્નરને માત્ર ૪૦૦ રૂપીઆ પગાર આપતી હતી. આવા થોડા પગારને બદલે કંપનીએ નોકરોને ખાનગી વેપાર કરવાની છૂટ આપી હતી પણ તેઓ ઇંગ્લાંડ માલ મોકલી શકતા નહિ.

**નજમુદ્દૌલા**—મીરજાફરના મરણ પછી કલાઇવે તેને કંપનીના તાબામાં રહી કામ કરવા બંગાળા અને બહારનો નવાબ નીમ્યો. દેશી અમલદારો રાખી કારભાર કરવો અને કરવેરા ઉઘરાવી તમામ રકમ અંગ્રેજોને ભરવી એ કામ તેને કરવાનું હતું. પાછળથી તેણે સારી રીતે અમલ કર્યો નહિ માટે તેના હાથ નીચે બંગાળા અને બહારમાં એક એક મદદનીશ રાખ્યા હતા અને રક્ષણ માટે લશ્કર રાખ્યું હતું.

**લૉર્ડ કલાઇવ.**—(બીજીવાર ગવર્નર) ૧૭૬૫-૧૭૬૭—પટણાની કતલના સમાચાર ઇંગ્લાંડ પહોંચવાથી રાજાએ કલાઇવને લૉર્ડનો ખિતાબ અને કંપનીએ ગવર્નર તથા સેનાધિપતિ બનાવી ફરીથી હિંદમાં મોકલ્યો. તેણે આવીને શાહઆલમ તથા સુજાઉદ્દૌલા સાથે સલાહ કરી. આ સલાહ અલાહબાદના કોલકરારને નામે ઓળખાય છે.

**અલ્લાહબાદના કોલકરાર**—(૧) લડાઈનું ખર્ચ લઈ સુજા-ઉદ્દૌલાને તેનો અયોધ્યાનો મુલક પાછો આપવો.

(૨) શાહઆલમને ગંગા ને જમના વચ્ચેનો કોળ-દુપ દુઆબ આપવો.

(૩) શાહઆલમને મોગલ બાદશાહ તરીકે દરવરસે ૨૫ લાખ રૂપીઆ આપવાના કરી તેના બદલામાં કંપનીને બંગાળા, બહાર ને ઓડીસાની વસુલાત (દીવાની) અપાવી. આમાંનો ઓડીઆ મરાઠાના કબજામાં હોવાથી અંગ્રેજો લાંબી મુદ્દત સુધી લઈ શકયા નહિ.

(૪) મીરકાસમનો બંગાળા ને બહારનો મુલક કંપની માટે રાખવો.

**દ્વિ ( બે ) રાજ્યસત્તા પદ્ધતિ**—નજમુદ્દૌલા નવાબના ખરાબ અમલથી તેના હાથ નીચે બંગાળા ને બહારમાં એક એક મદદનીશ રાખ્યા હતા. તે કરવેરા ઉઘરાવી બંગાળાના ગવર્નરને મોકલતા અને ગવર્નર નોકરોને પગાર આપતો. વળી મરાઠા હુમલાથી બંગાળાનું રક્ષણ કરવા એક લશ્કર રાખવામાં આવ્યું હતું. આ રીતે બંગાળામાં નવાબ અને કંપની એમ બે રાજ્યકર્તા થયા. આવી અર્ધી અંગ્રેજી અને અર્ધી દેશી રાજ્યપદ્ધતિ ૧૭૬૫ થી ૧૭૭૨ સુધી ૭ વર્ષ ચાલી, પણ તે ફ-તેહમંદ નીવડી નહિ, કેમકે દરેક અમલદાર અને નવાબના નોકરો એક બીજાને છેતરીને પૈસાદાર થવા માગતા અને ન્યાયાધિશો બધે લાંચ લેતા હતા. આ પદ્ધતિ વોર્નહેસ્ટિંગ્સે બંધ કરી,

**સુધારા**—(૧) ક્લાઇવે કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની તેમજ દેશીઓ પાસેથી નજરાણાં લેવાની રીત બંધ કરી, પણ તેના બદલામાં તેમનો પગાર વધાર્યો.

(૨) લશ્કરીનું ડબલ ભથ્થું બંધ કરી લશ્કરનો ખર્ચ ઓછો કર્યો. ભથ્થું બંધ કરવાથી ૨૦૦ લશ્કરી અમલદારોએ રાજીનામાં આપ્યાં. આ વખતે ક્લાઇવે નહિ ગભરાતાં તે મંજુર કરી મદ્રાસથી નવાં માણસ બોલાવ્યાં.

(૩) કંપનીને બંગાળા, બહાર ને ઓરીસાની દિવાની અપાવી.

(૪) લડાઇનું ખર્ચ લઇ સુજાદૌલાને તેનો અયોધ્યાનો મુલક પાછો આપ્યો.

પછી ૧૭૬૭ માં ક્લાઇવ ઇંગ્લાંડ ગયો. હિંદની ગરમ હવા અને સખત કામથી તેની તબીયત હેરાન થઇ હતી. તે શરીરે નબળો ને માંદો રહેતો હતો. તેણે આપઘાત કરી ૫૦ વર્ષે જીંદગીનો અંત આણ્યો.

---

**અહમદશાહ અબદલી. ઈ. સ. ૧૭૬૧**— નાદિરશાહના મરણ પછી અફઘાનોએ તેને ઇરાનનો રાજા બનાવ્યો હતો. એણે મોગલ રાજ્યને નબળી સ્થિતિમાં જોઇને હિંદુસ્તાન ફરીથી અફઘાનોની સત્તા નીચે આણી દિલ્હીમાં રાજ્ય કરવાનો વિચાર કર્યો, અને ૧૭૫૨ માં પંજાબ તાબે કર્યું. તેણે હિંદુસ્તાન ઉપર અનુક્રમે ૧૭૪૮–૫૨–૫૬–૫૯ ને ૬૧ માં પાંચ સ્વારીઓ કરી હતી. તેના અફઘાન સરદારો કતલ કરતા, ઘરો બાળતા અને લૂટફાટ કરતા આવતા હતા. તેમણે હિંદુ દેવળોનો નાશ કર્યો અને તેમાં ગાયોનો વધ કરી અપવિત્ર બનાવ્યાં.

જયારે અહમદશાહ કાબુલ પાછો ગયો ત્યારે બાલાજી બાજીરાવે વિચાર કર્યો કે અફઘાનોના આવવાથી ચોથ ઉઘરાવી શકાશે નહિ એમ ધારી રાઘોબાને મોકલ્યો. તેણે આવી પંજાબ જીતી લીધું. આ ખબર સાંભળી ફરીથી અબદલ્લીએ ચઢી આવી રાઘોબાને હાંકી કાઢયો આથી હિંદુ, મરાઠા તથા રજપૂતો તેની સામે થયા. પાણીપતના મેદાનમાં ૧૭૬૧ માં ભારે યુદ્ધ થયું. તેમાં મરાઠા હાર્યા અને તેમનાં બે લાખ માણસ માર્યાં ગયાં. આ લડાઇની સંપૂર્ણ હકીકત બાલાજી બાજીરાવના વખતમાં આવી ગઈ છે.

**૧૭૪૮ ની સાલની પ્રખ્યાતિ**—(૧) દિલ્લી પાદશાહ મહમદશાહ ૧૭૪૮ માં મરણ પામ્યો. (૨) હૈદ્રાબાદનો નિઝામ ઉલમુલ્ક મરણ પામ્યો, માટે તેની ગાદી માટે વાંધો ઉઠયો. (૩) મરાઠા રાજા શાહુ મરણ પામ્યો. (૪) અહમદશાહ અબદલ્લીએ પંજાબ પર સ્વારી કરી તથા (૫) અંગ્રેજને ફ્રેંચો વચ્ચે સલાહ થવાથી અંગ્રેજોને મદ્રાસ પાછું મળ્યું. એ પ્રમાણે તે વખતે જુદાં જુદાં રાજ્યો હતાં.

**૧૭૬૧ ની સાલની પ્રખ્યાતિ**—(૧) પાંડિચેરી જવાથી ફ્રેંચોની સત્તા પડી ભાગી. (૨) સલાબતજંગને મારી નિઝામઅલી નિઝામની ગાદીએ બેઠો. (૩) પાણીપતના મેદાનમાં પાંચમીવાર અફઘાનોએ મરેઠાનો ઘાણ કાઢી નાખ્યો. (૪) ત્રીજો સત્તાવાન પેશ્વા બાલાજી બાજીરાવ મરણ પામ્યો અને માધવરાવ નવો પેશ્વા થયો. (૫) હૈદરઅલી મ્હૈસુરનો સુલતાન થયો. (૬) મીરજાફરને પદભ્રષ્ટ કરી મીરકાસમને બંગાળાનો નવાબ બનાવ્યો, તેથી તેણે

કંપનીને બરદ્વાન, ચિતાગાંગ ને મેદનીપુર આપ્યાં. એ પ્રમાણે તે વખતે જુદાં જુદાં રાજ્યો હતાં.

**હૈદરઅલી.** ૧૭૬૧-૧૭૮૨—તેનો જન્મ ૧૭૦૨ માં કોલારમાં થયો હતો. તેના પિતાનું નામ ફત્તેહમહમદ હતું. તે વાંચી લખી જાણતો નહોતો પણ બહાદુર ને હોશિયાર હતો. તેણે કેટલાક માણસોની ટુકડી સાથે રહી લૂટફાટ શરૂ કરી. તે તેમને પગાર નહિ આપતાં લૂટમાંથી અમુક ભાગ આપતો હતો. થોડા વખતમાં તેની પાસે માણસ વધી જવાથી મ્હૈસુરના હિંદુ કૃષ્ણરાજાએ તેને નોકરીમાં રાખી તેના લશ્કર બદલ પગાર આપ્યો. એમ ચડતાં ચડતાં છેવટે મોટો સેનાધિપતિ થયો. હવે મ્હૈસુરના રાજાને તેનો કાકો નંદરાજ જે રાજ પ્રતિનિધિ હતો તેની સાથે તકરાર થઈ. હૈદરે રાજાનો પક્ષ લેવાનું ડોળ કરી નંદરાજને વશ કર્યો અને બધી સત્તા પોતાના હાથમાં લીધી. પછી રાજાને કેદ કરી પોતે ગાદીએ બેઠો. તેણે બેદનુર ને કાલિકટ લૂટી પુષ્કળ પૈસો મેળવ્યો હતો. આ વખતે નિઝામ, મરાઠા અને અંગ્રેજ જોરાવર હતા.

**મ્હૈસુરનો પહેલો વિગ્રહ.** ૧૭૬૭-૧૭૬૯—હૈદરે અંગ્રેજના રક્ષણ નીચેના કર્ણાટકના નવાબના કેટલાક કિલ્લા જીતી લીધા તથા અંગ્રેજના મિત્ર નિઝામ ઉપર ચઢાઇ કરી આથી પહેલો વિગ્રહ શરૂ થયો. તેથી નિઝામ, મરાઠા તથા અંગ્રેજ લશ્કરે બેંગલોર તાબે કર્યું. હવે હૈદરે પ્રથમ મરાઠાને ભારે રકમ આપી પાછા કાઢયા અને નિઝામને કર્ણાટક જીતવામાં મદદ આપવાનું કહી પક્ષમાં લીધો, આથી અંગ્રેજ સરદાર કર્નલ સ્મિથ નહિ લડતાં બેંગલોર છોડી મદ્રાસ તરફ

પાછો ફર્યો. તેના ઉપર હૈદર ૭૦ હજારનું લશ્કર લઇ તુટી પડ્યો; પરંતુ સંગ્રામ ત્રીનોમાલી ને અંબુર આગળ હારી ગયો. પછી તેણે સલાહ કરી અને એક બીજાને મદદ કરવાનું તથા જીતેલો મુલક પાછો આપવાનું કબુલ કર્યું. વળી નિઝામે પણ આવીને સલાહ કરી.

પછી હૈદરે ફરીથી અંગ્રેજો સાથે લડાઇ કરી આથી મ્હૈસુરનો બીજો વિગ્રહ શરૂ થયો. તે વાત આગળ વોર્નહેસ્ટિંગ્સનામાં આવશે.

## બંગાળાના ગવર્નરો.

| | | | |
|---|---|---|---|
| ક્લાઇવ. | ૧૭૫૮-૧૭૬૦. | હેરીવેરેલ્સ્ટ. | ૧૭૬૭-૧૭૬૯. |
| વાન્સીટાર્ટ. | ૧૭૬૦-૧૭૬૫. | જાનકાર્ટિયર | ૧૭૬૯-૧૭૭૨. |
| ક્લાઇવ બીજીવાર. | ૧૭૬૫-૧૭૬૭ | વોર્નહેસ્ટિંગ્સ. | ૧૭૭૨-૧૭૭૪. |

૧. ક્લાઇવ પછી વાન્સીટાર્ટ થયો. તેણે મીરજાફરને ખસેડી મીરકાસમને ગાદી આપી. તેના વખતમાં બંગાળામાં અંધેર ચાલતું હતું.

૨. ક્લાઇવની બીજી વખત પછી હેરીવેરેલ્સ્ટ ગવર્નર થયો. એના વખતમાં મ્હૈસુરનો પ્હેલો વિગ્રહ થયો.

૩. પછી જાનકાર્ટિયર ૧૭૬૯ માં આવ્યો. એના વખતમાં ૧૭૬૯-૭૦ માં બંગાળામાં સખત દુકાળ પડવાથી ત્રીજા ભાગના લોકો મરણ પામ્યા, અને કંઇ પણ નહિ પાકવાથી કર ભરી શકયા નહિ. વળી નવાબના નોકરો અને દેશી અમલદાર ગેરવર્તણુક ચલાવવા લાગ્યા

૪. વોર્નહેસ્ટિંગ્સે ૧૭૭૨ થી ૧૭૭૪ સુધી ગવર્નરનું કામ કર્યું. પછી રેગ્યુલેટિંગ આકટ પસાર થવાથી ૧૭૭૪ થી ગવર્નર જનરલ ગણાવા લાગ્યો. તેનો એકંદર કારભાર ૧૭૭૨ થી ૧૭૮૫ સુધી ગણાય. તે છેલ્લો ગવર્નર અને પહેલો ગવર્નર જનરલ હતો.

## ૧૫. ગવર્નર જનરલો.

વોર્નહેસ્ટિંગ્સ. ઈ. સ. ૧૭૭૪-૧૭૮૫—તે ૧૭૫૦ માં કંપનીના ગુમાસ્તા તરીકે કલકત્તે આવ્યો હતો અને ચડતાં ચડતાં છેવટે બધા નોકરોનો ઉપરી બન્યો. તે કલાઈવનો ભરોસાદાર અમલદાર અને હિંદના વતનીઓની વિશેષ માહિતી વાળો હતો.

તેના મુખ્ય બનાવ. (૧) રેગ્યુલેટિંગ એકટ. (૨) હેસ્ટિંગ્સ ઉપર મુકરદમો. (૩) ૧ લો મરાઠા વિગ્રહ. (૪) બીજો મ્હૈસુર વિગ્રહ. (૫) અયોગ્ય કામ. (૬) પીટનું બીલ-બોર્ડ ઓવ કન્ટ્રોલ. (૭) હેસ્ટિંગ્સની રાજ્યનીતિ.

૧. વિલાયતની પાર્લામેન્ટમાં હિંદનો રાજ્યવહિવટ ચલાવવા એક કાયદો મંજુર થયો તેને રેગ્યુલેટિંગ એકટ કહેછે. તેની કલમો—

(૧) બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલ કહેવો અને તેની નિમણુક ઇંગ્લાંડના પ્રધાનના હાથમાં રાખી. વળી મુંબાઇ ને મદ્રાસના ગવર્નરો તેના તાબામાં રહી કામ કરે.

(૨) કલકત્તામાં મોટી સદર અદાલત સ્થાપવામાં આવી અને તેના ન્યાયાધિશોની નિમણુક લંડનની સરકારને સોંપી.

(૩) સરકારી નોકરોએ કોઇ પણ જાતનો ધંધો કરવો નહિ તેમજ કોઇ પાસેથી બક્ષીસ લેવી નહિ.

( ४ ) ગવર્નર જનરલને મદદ કરવા ચાર સભાસદોની એક કાઉન્સિલ નીમી. તેની નિમણુક લંડનની સરકારને સોંપવામાં આવી.

આ સભાસદો મિ. બાર્વેલ, મિ. ફ્રાન્સિસ, મિ. ક્લેવરીંગ અને જનરલ મોન્સન હતા આમાંના ત્રણ બીન અનુભવી હોવાથી મિ. ફ્રાન્સિસની સલાહથી આડે માર્ગે દોરાયા અને હેસ્ટિંગ્સની વિરુદ્ધ પડયા. ફ્રાન્સિસ હેસ્ટિંગ્સની ઇર્ષ્યા કરતો અને તેને કઢાવી પોતે ગવર્નર જનરલ થવા માગતો હતો.

૨. **હેસ્ટિંગ્સ ઉપર મુકરદમો**—મિ. ફ્રાન્સિસે હિંદમાં આવી રાજા **નંદકુમાર** નામના બંગાળી બ્રાહ્મણ પાસે તેના ઉપર જુઠાં તહોમત મૂકાવ્યાં. નંદકુમાર જ્યારે મેમ્બર હતો ત્યારે હેસ્ટિંગ્સે તેના ઉપર ગેર રીતિ ચલાવવાનું તહોમત મૂક્યું હતું, તેથી નંદકુમારને તેના ઉપર દ્વેષ હતો; પણ આ બ્રાહ્મણે પહેલાં ખોટો દસ્તાવેજ બનાવેલો તેનો ગુન્હો સાબિત થવાથી તેને ફાંસી દીધી. વળી મિ. ફ્રાન્સિસે ૬–૭ વર્ષ પછી ઇંગ્લાંડ જઇ તેનાં ગેર કૃત્યો સામે કંપનીને ફરિયાદ કરી. આમાં તેને સખત ઠપકો મળવાથી તે હોદ્દાનું રાજીનામું આપી ઇંગ્લાંડ ગયો. ત્યાં પાર્લમેંટમાં ૭ વર્ષ કેસ ચાલ્યા પછી છેવટે હેસ્ટિંગ્સ તહોમતમાં નિર્દોષ ઠર્યો.

૩. **૧ લો મરાઠા વિગ્રહ**—સવાઇ માધવરાવની વાત વાંચો.

૪. **બીજો મ્હેસુર વિગ્રહ.** ૧૭૮૦–૧૭૮૪—હૈદરે નિઝામ તથા મરાઠાની છુપી મદદ માગી ૧૭૮૦ માં ૧ લાખ માણસનું લસ્કર ભેગું કર્યું, અને કર્ણાટકનું ઘુસી ઘણોખરો મુલક ઉજ્જડ કર્યો. તથા કેટલાંક ગામ ખાળી મૂકયાં અને પાકનો નાશ કર્યો.

વળી આગળ જઈ મુન્રો કર્નલ બેલીને અભયવચન આપી પોલીલોર આગળ તેની ટુકડીનો નાશ કર્યો તથા કર્નલ બ્રેથવેટની પણ એજ દશા કરી. પાછળથી વાંડિવાશના વીર સર આયર કૂટે ૧૭૮૧ માં પોર્ટોનોવો, પોલીલોર અને શોલીંગર આગળ તથા ૧૭૮૨ માં આર્ની આગળ હૈદરના લશ્કરને હરાવ્યું. એવામાં ચિતુરમાં હૈદરનું મરણ થવાથી તેના છોકરા ટીપુએ ૧૭૮૪ માં મેંગલોર મુકામે સલાહ કરી અને જીતેલો મુલક પાછો આપી કેદીઓને છોડી દેવાનું કબૂલ કર્યું.

૫. મૈસુર ને મરાઠા વિગ્રહમાં ખર્ચ થવાથી પૈસા મેળવવા હેસ્ટિં-ગ્સને કેટલાંક અયોગ્ય કામ કરવાં પડ્યાં.

અયોગ્ય કામ—(૧) દિલ્હીના પાદશાહ શાહઆલમ મરાઠાને કબજે ગયો માટે તેનું રૂ. ૨૫ લાખ વર્ષાસન બંધ કર્યું અને તેનો કુઆણ કે અલ્હાબાદનો મુલક રૂ. ૫૦ લાખ લઈ અયોધ્યાના નવા-બને આપી દીધો.

(૨) અયોધ્યાના નવાબને રોહિલા લોકો પજવતા હતા માટે હેસ્ટિંગ્સે નવાબનો પક્ષ પકડી રોહિલાને હરાવ્યા અને મદદ બદલ નવાબ પાસેથી રૂ. ૪૦ લાખ લીધા.

(૩) કાશીના રાજા ચૈતસિંહ પાસે હેસ્ટિંગ્સે ફોજના ખર્ચ-માં મદદ કરવા માટે નાણાં માગ્યાં. તેણે નાણાં આપવાની ના પાડ-વાથી હેસ્ટિંગ્સ બનારસ ગયો. ત્યારે ચૈતસિંહ અને તેની રૈયતે બળવો કર્યો. આ વખતે હેસ્ટિંગ્સ મોતના પંજામાંથી બચી ગયો. પછી તેને પદભ્રષ્ટ કરી તેના ભત્રીજા મહીપનારાયણને ગાદી આપી.

(૪) કંપનીનું અયોધ્યાના નવાબ પાસે લેણું હતું. તે પુરૂં કરવા નવાબે પોતાની મા અને દાદી (અયોધ્યાની બેગમો) તથા નોકરો પાસે લેવાની હેસ્ટિંગ્સ પાસે રજા લીધી અને ઘણી નિર્દયતા વાપરી પૈસા કઢાવ્યા.

(૫) બંગાળાના નવાબનું અર્ધું પેન્શન બંધ કરી ૧૬ લાખ બચાવ્યા.

**(૬) પીટનું બીલ-બૉર્ડ ઓવ કન્ટ્રોલ.** ૧૭૮૪—ફોક્સનું બીલ નાપાસ થવાથી તેમાં ફેરફાર કરી ઇંગ્લાંડના મુખ્ય પ્રધાન પીટ પીટનું હિંદનું બીલ ઘડી કાઢ્યું. આથી બૉર્ડ ઓવ કન્ટ્રોલ (હિંદના રાજ્ય કારભાર પર દેખરેખ રાખનારી મંડળી) નીમવામાં આવ્યું. (૧) તેમાં ૬ સભાસદો રાખી તેમને હિંદના રાજ્ય વહીવટની દેખરેખ સોંપવામાં આવી. (૨) પાર્લમેંટની પરવાનગી સિવાય હિંદના કોઇ રાજા સાથે લડાઇ કે સલાહ થઇ શકે નહિ. (૩) ૧૭૮૪ થી હિંદનો વહીવટ કંપની પાસેથી બૉર્ડ ઓવ કન્ટ્રોલના હાથમાં આવ્યો. (૪) હિંદની કાઉન્સિલમાંથી એક મેમ્બર કમી કરી મુંબઇ ને મદ્રાસના ગવર્નરોને એકેક કાઉન્સિલ આપી.

**૭. રાજ્યનીતિ**—તેણે આવીને તરતજ દ્વિરાજ સત્તા પદ્ધતિ બંધ કરી અને દેશી તથા નાયબ નવાબોને બદલે વસુલાત ઉઘરાવવા અંગ્રેજ કલેક્ટરો નીમ્યા. તેઓ ન્યાયાધિશ (જજ) નું કામ પણ કરતા હતા. તેમને મદદ કરવા હિંદુ પંડિતો અને મુસલમાન કાજી કે વ્યવહાર શાસ્ત્ર જાણનાર રાખ્યા. વળી ઘણા કર કઢી નાખી દઢતા અને ઉત્સાહથી અંગ્રેજી રાજ્યની મજબુતી કરી, પણ નાણાંની ખોટ પૂરવા કેટલાક અન્યાય કર્યા તથા રોહિલાનો નાશ કરાવ્યો એ કામ તેનાં નિંદા પાત્ર થયાં.

**લૉર્ડ કૉર્નવાલિસ. ૧૭૮૬–૧૭૯૩**—તે અમીરી કુટુંબનો હતો અને હિંદમાં પહેલાં કદી આવ્યો નહોતો.

તેના મુખ્ય બનાવ. (૧) મ્હેસુર ત્રીજો વિગ્રહ. (૨) સ્થાયી જમાબંધી. (૩) સુધારા

**૧. મ્હેસુરનો ત્રીજો વિગ્રહ. ૧૭૯૦–૧૭૯૨**—ટીપુએ અંગ્રેજના દોસ્ત ત્રાવણકોરના રાજા ઉપર ચઢાઈ કરી; આથી અંગ્રેજે તેને હેરાન ન કરવાનું કહ્યું છતાં તેણે માન્યું નહિ અને ઘણો મુલક ઉજ્જડ કર્યો; માટે કૉર્નવાલિસે નિઝામ તથા મરાઠાને લઈને કુચ કરી અને બેંગલોર તથા તેની પાસેના કેટલાક કિલ્લા જીતી લીધા. તથા ટીપુને શ્રીરંગપટ્ટણ આગળ હરાવ્યો માટે તેણે ૧૭૯૨માં શ્રીરંગપટ્ટણ મુકામે સલાહ કરી પોતાનો અર્ધો મુલક તથા ૩૦ કરોડ રૂપીઆ અંગ્રેજોને આપવા કબુલ્યા, અને તે રૂપીઆ આપતા સુધી તેણે પોતાના બે છોકરા બાંહેધરી દાખલ અંગ્રેજોને સોંપ્યા. આ અર્ધા મુલકમાંથી અંગ્રેજોએ સેલમ, મલબાર ને મદુરા રાખી બાકીનો નિઝામ તથા મરાઠાને વહેંચી આપ્યો.

**૨. સ્થાયી જમાબંધી** અને **જમીનદારો**—મોગલોના વખતમાં જમીનનો માલીક બાદશાહ ગણાતો હતો અને જમીનદારો તો માત્ર પગારદાર નોકરો જેવા હતા. તથા તેમને ગુલામ માફક ગણી તેમની સાથે ઘાતકી રીતે વર્તતા હતા. કાર્નવાલિસે આ રીત કાઢી નાખી અને મહેસુલ બદલ જમીન બક્ષીસ કરી તથા મહેસુલનો આંકડો હંમેશ માટે ઠરાવ્યો. આ પ્રમાણે **જમીનદારોનો** એક વર્ગ ઊભો થયો એટલે બંગાળાના જમીનદારો ઇંગ્લાંડના અમીરો જેવા થયા અને જમીનના માલીક બન્યા,

૨. સુધારા—આ ગવર્નર જનરલે દરેક પરગણામાં એક ન્યાયાધિશ અને મહેસુલ વસુલ કરવા માટે કલેકટર નીમ્યા તથા બંગાળાના જમીનદારોને જમાબંધી બાંધી આપી.

**સર જૉન શોર. ૧૭૯૩–૧૭૯૮**—તે પ્રથમ કંપનીની મુલકી નોકરીમાં હતો. તેને ઈંગ્લાંડની સરકાર તરફથી એવો હુકમ મળ્યો હતો કે બધે સલાહશાંતિ રાખવી અને દેશી રજવાડામાં હાથ ઘાલવો નહિ, તેથી તેના વખતમાં કંઇ ભારે ફેરફાર થયો નથી.

જ્યારે મરાઠાએ નિઝામ પાસે ચોથ માગી ત્યારે નિઝામે શોરની મદદ માગી પણ તેણે આપી નહિ. હવે પેશ્વાએ બીજા મરાઠા સરદારોને મદદમાં લઇ નિઝામ ઉપર ચઢાઇ કરી, અને તેને ૧૭૯૫ માં કુર્દલાના (ખર્ડાના) મેદાનમાં હરાવી અર્ધો મુલક તથા ચોથ લીધી. પાછળથી મળેલી લૂટ વહેંચી લેતાં તકરાર થવાથી મરાઠા રાજ્યો એક બીજા સાથે બે ત્રણ વરસ સુધી લડ્યાં.

**માર્કવિસ વેલેસ્લી. ૧૭૯૮–૧૮૦૫**—તેણે અંગ્રેજોને હિંદમાં સૌથી વધારે સત્તાવાન અને બળવાન બનાવ્યા. તેના સાથે તેનો બહાદુર ભાઇ કર્નલ વેલેસ્લી આવ્યો હતો. તે પાછળથી સર આર્થર વેલેસ્લી, ડ્યુકઑવ વેલિંગ્ટન અને છેવટે ઈંગ્લાંડનો મુખ્ય પ્રધાન બન્યો હતો.

**તેના મુખ્ય બનાવો.** (૧) સહાયકારી લશ્કરની યોજનાની રાજ્યનીતિ. (૨) ચોથો મ્હેસુર વિગ્રહ. (૩) ટીપુના રાજ્યની વહેંચાણ. (૪) બીજો મરાઠા વિગ્રહ. (૫) ત્રીજો મરાઠા વિગ્રહ. (૬) ખાલસા રાજ્યો. (૭) ભરતપુરનો પહેલો ઘેરો.

૧. **સહાયકારી લશ્કરની યોજનાવાળી રાજ્યનીતિ**—વેલ-સ્લીએ આ રાજયનીતિથી અંગ્રેજી રાજ્ય હિંદમાં દૃઢ કર્યું. તેણે દેશી રાજ્યોને અંગ્રેજી સૈન્યની સહાય આપી કંપનીના રક્ષણ નીચે મૂક્યાં અને હિંદમાં અંગ્રેજી સત્તા સર્વોપરિ કરી. આ વિચાર અમલમાં મૂકવા તેને લાગ્યું કે અંગ્રેજો સૌથી વધારે ડાહ્યા, જોરાવાર ને સુધરેલા છે માટે તેમણે બધી લડાલડી બંધ કરવી જોઇએ. વળી બધી સત્તાઓ તેમના હુકમો પાળે, લડાઇ ન કરે તથા બંદોબસ્ત રાખે એવી તેમની કબુલાતો લેવી જોઇએ, અને જે કબુલાત ન આપે તેને ફરજ પાડવી જોઇએ. તેથી તેણે આખા હિંદમાં સલાહ-શાંતિ તથા બંદોબસ્ત રાખવા સહાયકારી લશ્કરની યોજના કરી. તે લશ્કર જે મુલકમાંથી દુશ્મનોને હાંકી કાઢે તેના રાજા પાસેથી ખર્ચ લેતું હતું. આ યોજનાથી રૈયતની પાયમાલી થતી અટકી અને જાનમાલનું રક્ષણ થયું; પણ રાજાઓ બળહીન, બાયલા અને પરાધીન થયા.

આ વખતે પેશ્વા, સિંધીઆ, હોલ્કર, ગાયકવાડ ને ભોંસલા એ પાંચ મરાઠા સરદારો તથા નિઝામ અને ટીપુ પ્રબળ હતા અને શીખ લોકોનું બળ વધતું જતું હતું. વળી ફ્રેંચ પ્રજાએ બળવો કરી પોતાનાં રાજારાણીને મારી નાખી નેપોલીઅનને ગાદીએ બેસાડ્યો હતો. તે યુરોપના ઘણાખરા દેશો જીતી ઇંગ્લાંડ પર ચઢવાની તૈયારીમાં હતો. હવે વેલેસ્લીએ નિઝામ, મરાઠા ને ટીપુ પાસે એવી કબુલાત માગી કે તમારે ફ્રેંચોને નોકરીમાંથી દૂર કરી સલાહશાંતિ માટે સહાયકારી લશ્કર રાખવું. ત્રણેમાં સૌથી નબળો નિઝામ હતો

તથી તેણે મરાઠાના હુમલા અને ચોથમાંથી બચવા સહાયકારી લશ્કર બોલાવી હૈદ્રાબાદમાં રાખ્યું. ત્યારથી તે નિર્ભયપણે અમલ કરે છે અને અંગ્રેજોનો દૃઢ મિત્ર તથા મદદગાર છે.

૨. **ચોથો મ્હૈસુરનો વિગ્રહ. ૧૭૯૯**—ટીપુએ સહાયકારી લશ્કર રાખવાની ના પાડી અને ફ્રેંચો સાથે ખટપટ કરવા માંડી. તથા અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવા નેપોલીઅનની મદદ માગી આથી ચોથો મ્હૈસુર વિગ્રહ શરૂ થયો. અંગ્રેજ સરદાર જનરલ હેરિસ અને કર્નલ વેલેસ્લી હતા. તેમના ઉપર ટીપુએ હુમલો કર્યો પણ હાર્યો. પછી તેને શ્રીરંગપટ્ટણમાં ઘેરી બેયર્ડ સાહેબ કે જેને ટીપુએ શ્રીરંગપટ્ટણમાં કેદ રાખી દુઃખ દીધું હતું તે સાત મિનિટમાં લશ્કર લઈ કોટ ઉપર ચઢ્યો અને તે શહેર ૧ કલાકમાં લીધું. અહીં ટીપુ લડતાં લડતાં દરવાજા આગળ મરાયો.

૩. **ટીપુના રાજ્યની વહેંચણી**—આ વહેંચણ ત્રણ ભાગે કરી. (૧) મ્હૈસુરનો જુનો મુલક પાંચ વર્ષના કૃષ્ણ રાજાને આપી તેનો રક્ષક આર્થર વેલેસ્લીને નીમ્યો. (૨) અંગ્રેજોએ કાનડા અને કોઈમ્બતુર લીધાં અને (૩) બાકીનો મુલક નિઝામ તથા મરાઠાને વહેંચી આપ્યો. તથા ટીપુના બે કુંવરોને વર્ષાસન આપી વેલોરમાં રાખ્યા.

૪. **બીજો મરાઠા વિગ્રહ. ૧૮૦૩-૧૮૦૪**—વેલેસ્લીએ બાજીરાવ પેશ્વાને સહાયકારી લશ્કર રાખવાનું કહ્યું તે તેણે નાના ફડનવીસની સલાહથી માન્યું નહિ, પણ જ્યારે હોલ્કરે પુના લીધું ત્યારે બાજીરાવે વસાઈ મુકામે અંગ્રેજ સાથે સલાહ કરી અને મરાઠા સાથે

સંબંધ નહિ રાખવા તથા અંગ્રેજી લશ્કર રાખવા કબુલ કર્યું. (૪) વળી ગાયકવાડે પણ સહાયકારી લશ્કરની પદ્ધતિ કબુલ રાખી. આ વાત સિંધીઆ તથા ભોંસલાને નહિ ગમવાથી તેમણે હોલ્કરને પક્ષમાં લેવા પ્રયત્ન કરી લડાઈની તૈયારી કરી, માટે આર્થર વેલેરલી અને કર્નલ સ્ટીવનસને કુચ કરી. પછી કર્નલ વેલેરલીએ ૫૦૦૦ માણસ લઈ સિંધીઆ તથા ભોંસલાના ૫૦ હજાર લશ્કરને અસાઈ અને આરગામ આગળ ૧૮૦૩ માં હરાવ્યું. વળી જનરલ લેકે સિંધીઆને લાસવારી આગળ હરાવી દિલ્હી તથા આગ્રા લીધાં, તેથી સિંધીઆએ સરજીઅંજે (અંજેગામ) અને ભોંસલાએ દેવગામ આગળ સલાહ કરી.

આ વખતે દિલ્હીમાં મોગલ બાદશાહ શાહઆલમ આંધળો જે સિંધીઆ પાસે કેદીની અવસ્થામાં હતો. તેને અંગ્રેજે છોડાવી વર્ષાસન આપ્યું અને તેના જુના મહેલમાં રહેવા દીધો.

૫. ત્રીજો મરાઠા વિગ્રહ. ૧૮૦૪—યશવંતરાવ હોલ્કરને વેલેરલીએ ના કહ્યા છતાં તેણે રજપૂતોને પજવવા માંડયા અને ચોથ ઉઘરાવવા માંડી, આથી કર્નલ મોન્સન લશ્કર લઈ તેની સામે ગયો પણ દુશ્મનનું લશ્કર મોટું હોવાથી તે મહામુશીબતે પાછો આગ્રે ગયો. એવામાં હોલ્કરે દિલ્હી ઉપર હુમલો કરી આસપાસનો મુલક લૂટવા માંડયો. તેથી જનરલ લેકે આવી ૧૮૦૪ માં હોલ્કરને દીગ આગળ હરાવી તે કિલ્લો લીધો.

૬. ખાલસા રાજ્યો—૧૭૯૯ માં બહારી ને કડપા નિઝામ પાસેથી સહાયકારી લશ્કર બદલ મળ્યાં. (૨) તાંજોરનો જુલમી રાજા અપુત્ર મરણ પામ્યો, તેથી તેનો સારો બંદોબસ્ત રાખવા તેના

વારસોને પેન્શન આપી ૧૮૦૦ માં ખાલસા કર્યું. (૩) ૧૭૯૯ માં કાનડા ને કોઇંબતુર મળ્યાં. (૪) કર્ણાટકનો નવાબ ઉમદાત ઉલ ઉમરા અપુત્ર મરણ પામ્યો. તેના ખરાબ રાજ્ય કારભારને લીધે તથા હૈદર અને ટીપુને છુપી મદદ કરવાથી તેના સગા આઝમદૌલાને ભારે વર્ષાસન આપી કર્ણાટક ૧૮૦૦ માં ખાલસા કર્યું. આ પ્રમાણે મદ્રાસ ઇલાકો સંપૂર્ણ સ્થિતિએ પહોંચ્યો, કારણ કે ૧૭૫૯ માં ક્લાઇવે ઉત્તર સરકાર લઇ શરૂઆત કરી હતી. વળી ૧૭૯૨ માં કાર્નવાલિસે મલબાર, સેલમ ને મદુરા ઉમેર્યાં અને વેલેસ્લીએ તેમાં કાનડા, કોઇંબતુર અને તાંજોર ઉમેરી મદ્રાસ ઇલાકો પૂરો કર્યો. (૫) ૧૮૦૧ માં અયોધ્યાના નવાબે સહાયકારી લશ્કર બદલ ગંગા જમના વચ્ચેનો દોઆબ આપ્યો, આથી વાયવ્ય પ્રાંતોની (હાલના આગ્રા તથા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો) શરૂઆત થઇ. (૬) ૧૮૦૦ માં સુરતના નવાબ મીરનાસરૂદ્દીનને ૧ લાખ રૂપીઆ આપવાના કરી ખાલસા કર્યું.

આ પ્રમાણે વેલેસ્લીએ ઘણો મુલક મેળવી હિંદમાં અંગ્રેજી રાજ્યનો વધારો કર્યો. એટલે પહેલાંના કરતાં તેના વખતમાં હિંદુસ્તાનના નકશામાં અંગ્રેજી રાજ્યનો વધારો થયો; માટે "વેલેસ્લીએ હિંદુસ્તાનનો નકશો રચ્યો" એમ પણ કહી શકાય.

**૭. ભરતપુરનો પહેલો ઘેરો.** ૧૮૦૫—ભરતપુરનો રાજા હોલ્કરના પક્ષમાં હોવાથી ૧૮૦૫ માં લૉર્ડ લેકે ભરતપુરને ઘેરો ઘાલ્યો. આ કિલ્લો ઘણો મજબૂત ગણાતો હતો. તેનો ભરતપુરના રાજાએ થોડો વખત બહાદુરીથી બચાવ કર્યો પછી હાથમાંથી જશે એમ લાગવાથી ૨૦ લાખ રૂપીઆ આપી આખરે સલાહ કરી,

**લૉર્ડ કૉર્નવાલિસ બીજીવાર. ૧૮૦૫-૧૮૦૫**—ટીપુ અને મરાઠા સાથેની લડાઇમાં બહુ ખર્ચ થવાથી કૉર્નવાલિસને બીજીવાર મોકલ્યો. તેને હોલ્કર સાથે સલાહ કરવાની અને હિંદુ રાજાના કામમાં નહિ પડવાની સલાહ આપી હતી. તે ફરીથી આવ્યો ત્યારે ૭૦ વર્ષનો હતો. વૃદ્ધ ઉંમરે બંગાળાની ગરમ હવામાં તેનાથી રહી શકાય તેમ નહોતું. તે લોર્ડ લેકને મળવા જતાં રસ્તામાં ગાઝીપુર આગળ મરણ પામ્યો અને પુરા ત્રણ માસ પણ હિંદમાં જીવી શક્યો નહિ.

**સર જ્યૉર્જ બાર્લો. ૧૮૦૫-૧૮૦૭**—તે કામ ચલાઉ (ઍક્ટિંગ) ગવર્નર હોવાથી તેને ઇંગ્લાંડથી મળેલા હુકમો પ્રમાણે વર્તવું પડતું હતું. તેણે હોલ્કર સાથે રાયપુરઘાટ આગળ સલાહ કરી અને સિંધીઆ સાથે સલાહ કરી ગ્વાલીઅરનો કિલ્લો પાછો આપ્યો તથા તેના અને અંગ્રેજના મુલક વચ્ચે ચંબલ નદીની હદ ઠરાવી. તેનો મુખ્ય બનાવ વેલોરનું બંડ છે.

**વેલોરનું બંડ. ઇ. સ. ૧૮૦૬**—આ બંડ થવાનાં ઘણાં કારણ છે. (૧)ટીપુના છોકરા સુલેમાન તથા ગુલામ મહમદે વેલોરના કિલ્લામાં રહી દેશી સિપાઇઓને ઉશ્કેર્યા. (૨) સરકાર મોકલે ત્યાં જઇ દેશી સિપાઇઓએ નોકરી કરવી. (૩) પલટણનાં માણસોએ દાઢી મુછ એક સરખાં રાખવાં, ચોક્સ ઘાટની પાઘડી બાંધવી અને કપાળમાં ટીલાં ટપકાં કરવાં નહિ. આવાં ઘણાં કારણથી કિલ્લાના દેશી સિપાઇઓએ બંડ કર્યું અને કેટલાક અંગ્રેજોને મારી નાખ્યા. પણ આર્કોટથી મદદ આવી પહોંચવાથી ગેલેસ્પી સાહેબે બંડ સમાવી દીધું. તથા ટીપુના કુંવરોને કલકત્તે લઇ જઇ કેદમાં રાખ્યા.

**લૉર્ડ મિન્ટો. ૧૮૦૭ થી—૧૮૧૩—**તેણે ઈંગ્લાંડથી મળેલા હુકમો પ્રમાણે વર્તી દેશી રાજ્યમાં હાથ ઘાલ્યો નહિ. એનું માત્ર લશ્કરી કામ મોરિશ અને જાવા બેટ જીત્યા તે હતું. તેનો મુખ્ય બનાવ કંપનીની નવી સનંદ છે.

**કંપનીને નવી સનંદ અને વેપારની છુટ—**રેગ્યુલેટિંગ એકટની રૂએ કંપનીની સનંદ વીસ વીસ વર્ષે બદલવાનો ઠરાવ થયો હતો, પરંતુ હિંદમાં વેપાર કરવાનો ૧૮૧૩ સુધી કુલ હક કંપનીને હતો. આથી બીજા કોઇ વેપારી ખરીદી વેચાણ કરી શકતા નહિ, માટે મિન્ટોએ તેમાં ફેરફાર કરી દરેક માણસને હિંદમાં વેપાર કરવાની પરવાનગી આપી પરંતુ આ છૂટનો લાભ પછીનાં ૨૦ વર્ષ સુધી લેવાયો નહિ, કારણ કે કંપનીના જુના ઠરાવ મુજબ તેના તાબાના મુલકમાં કોઇ અંગ્રેજ પરવાનગી વગર રહી શકતો નહિ.

**લૉર્ડ હેસ્ટિંગ્સ. (મોયરો) ૧૮૧૩-૧૮૨૩—**તે મહાન સરદાર ઉંચા અમીરી કુળનો હતો. હિંદમાં બ્રિટિશ રાજ્યની ઇમારત ચણનાર લૉર્ડ ક્લાઇવ અને વેલેસ્લી પહેલા થયા, અને આ ત્રીજો હતો. તે વેલેસ્લીની યોજના પ્રમાણે વર્ત્યો હતો.

તેના વખતમાં મુખ્ય બનાવ. (૧) ગુરખા વિગ્રહ. (૨) પિંઢારા વિગ્રહ. (૩) મરાઠી ચોથો (છેલ્લો) વિગ્રહ [મરાઠી સત્તાનો અંત.]

**૧. ગુરખા વિગ્રહ—**૧૮૧૩-૧૮૧૬ ગુરખા લોકોએ અયોધ્યાનાં કેટલાંક ગામડાંનો કબજો કરી ત્યાંના મુખીઓને મારી નાખ્યા તથા સીકીમના રાજાને હરકત કરી માટે લડાઇ થઇ. તેમાં અંગ્રેજો

એ લશ્કરની ચાર ટુકડીઓ મોકલી. આમાંની ત્રણની ખુવારી થઇ પણ ચોથી ટુકડીના સરદાર આક્ટર્લોનીએ ગુરખા લોકોને મલુન; મક્વાનપુર ને હરીહરપુર આગળ હરાવ્યા માટે તેમણે ૧૮૧૬ માં સેગાઉલીન મુકામે કરાર કરી અંગ્રેજોને કમાઉનનો પ્રદેશ (સીમલા, મસુરી ને નૈનિતાલ) આપ્યો. ત્યારથી નેપાળના રાજા અંગ્રેજને વફાદાર રહે છે તથા ગુરખા અંગ્રેજ લશ્કરમાં બહાદુર ગણાય છે.

પિંઢારા—મરાઠા, પઠાણ, રજપૂત, બારવટીઆ વગેરે લૂંટારૂ ટોળીઓ પિંઢારાને નામે ઓળખાતી. આ લોકો ઘરબાર ને ઠામઠેકાણા વિનાના હતા. તેમની સ્વારીઓનો હેતુ લૂંટફાટ કરવી એજ હતો. તેઓ લડવા નહિ રહેતાં દોડી જતા હતા. પૈસા મનાવવા માટે રૈયતને પગે તપાવેલા લોઢાથી ડામ દેતા, મોઢે મરચાંના તોબરા બાંધતા, તેલવાળાં કપડાં સળગાવી મૂકતા અને નખમાં લોઢાની મેખો મારતા હતા. તેમના મુખ્ય સરદાર અમીરખાન, કરીમખાન, ચિતુ અને વસીલ મહમદ હતા. તેમનું બળ એટલું બધું વધી ગયું હતું કે તેમનાં ૬૦૦૦૦ માણસ થયાં હતાં. તેમની મુખ્ય છાવણી માળવામાં હતી. તેઓ દશરાને દિવસે ભેગા થઇ લૂટફાટ કરવાનો વિચાર કરતા હતા. તેમને મરાઠા સરદારો છુપી રીતે મદદ કરતા.

૨. પિંઢારા વિગ્રહ. ઇ. સ. ૧૮૧૬–૧૮૧૭—તેમનું બળ વધી જવાથી તેઓ ઠામઠામ લૂટફાટ કરતા હતા અને બાજીરાવ તથા મરાઠા સરદારો તેમને ઉશ્કેરતા હતા, માટે હેસ્ટિંગ્સે ૧૮૧૬ માં ૧૨૦૦૦૦ નું લશ્કર લઇ તેમને ઘેરી લીધા. તેમાંના કેટલાક માર્યા ગયા અને બાકીના શરણ થયા. ચીતુ નાશી ગયો તેને વાઘે મારી નાખ્યો અને અમીરખાનને ટોંકનું સંસ્થાન આપી નવાબનો ખિતાબ આપ્યો.

**ચોથો મરાઠી વિગ્રહ.** ૧૮૧૭-૧૮૧૮—(૧) ગાયકવાડે મહેસુલ સંબંધી તકરારનો નિકાલ કરવા દિવાન ગંગાધર શાસ્ત્રીને અંગ્રેજની જામીનગીરીથી પુને મોકલ્યો. તેનું બાજીરાવના મસલતીઆ ત્ર્યંબકજી ડુંગળેએ ખૂન કરાવ્યું. (૨) વસાઇની સલાહથી બાજીરાવ અકળાઇ ગયો હતો અને અંગ્રેજો પિંઢારાને હરાવી શકશે નહિ એમ ધારી તેણે એલ્ફિન્સ્ટનની ખડકીની છાવણી ઉપર હુમલો કર્યો પણ તેનું લશ્કર ૧૮૧૭ માં ખડકી અને ૧૮૧૮ માં કોરેગામ આગળ હાર્યું. વળી આસ્ટી આગળ બાજીરાવનો નામીચો સરદાર બાપુગોખલે મરાયો. આખરે ૭ માસ રખડયા પછી બાજીરાવ માલ્કમ સાહેબને શરણ જવાથી તેને ૮ લાખનું વર્ષાસન આપી બીથુરમાં રાખ્યો. એવી રીતે પેશવાઇનો અંત આવ્યો.

**ભોંસલે**—નાગપુરનો રાઘોજી ભોંસલે મરી જવાથી તેની જગાએ આપાસાહેબ અમલ કરતો હતો. તે બાજીરાવ સાથે મળી ગયો અને ૧૮૧૭ માં તેણે સીતાબલ્દીના કિલ્લામાં રહેતા રેસીડેન્ટ જેન્કીન્સ પર ૧૮૦૦૦ માણસ લઇ હલ્લો કર્યો. રેસીડેન્ટે ૧૪૦૦ સિપાઇઓથી તેને હરાવ્યો. આથી તે નાસીને રજપૂતામાં ગયો પણ ત્યાં મરણ પામવાથી તેની ગાદી રાઘોજીની દીકરીના દીકરા રાઘોજી બીજાને આ ી.

**હોલ્કર**—જસવંતરાવ હોલ્કર ગાંડો થઇ મરણ પામવાથી તેની વિધવા તુલસીબાઇ રાજ્યનો વહીવટ કરતી હતી. બાજીરાવ અંગ્રેજની સામે થયો છે એમ સાંભળી પોતે લશ્કર લઇને નીકળી પણ રસ્તામાં સરજોન માલ્કમે ..મ નવવાથી તેણે સલાહ કરવાની ખુશી બતાવી,

આથી તેના સરદારોએ તેને મારી નાખી અને અંગ્રેજ સાથે લડાઈ કરી. તેમાં માલ્કમે ૧૮૧૭ માં મહિદપુર આગળ તેના લશ્કરને હરાવ્યું અને જસવંતરાયના બાળક પુત્ર મલ્હારરાવને ગાદીએ બેસાડ્યો. તથા મંદેસરની સલાહ કરી તેના રક્ષણ માટે અંગ્રેજ લશ્કર રાખ્યું.

**છેલ્લા મરાઠી વિગ્રહનાં પરિણામ**—આ વિગ્રહથી મરાઠી રાજ્યનો હંમેશને માટે અંત આવ્યો. બાજીરાવ પેશ્વા અંગ્રેજને શરણે આવ્યાથી તેનો મુલક મુંબઈ ઇલાકામાં જોડાયો અને તેને ૮ લાખ પેન્શન આપી માલ્કમ સાહેબે બિઠુરમાં રાખ્યો. તેનું વર્ષાસન બંધ થવાથી તેનો દત્ત પુત્ર નાના સાહેબ ૧૮૫૭ ના બળવામાં સામેલ થયો પણ હારીને નાસી ગયો.

પાંચ મરાઠા સરદારોએ સહાયકારી લશ્કર બદલ જે મુલક આપ્યો તે વસાઈની સલાહથી મળેલા મુલકમાં ઉમેરી ૧૮૧૮ માં લૉર્ડ હેસ્ટિંગ્સે મુંબાઇ ઇલાકો બનાવ્યો.

**લૉર્ડ આમહર્સ્ટ. ૧૮૨૩-૧૮૨૮**—તેના વખતમાં મુખ્ય બે બનાવ બન્યા. ( ૧ ) પહેલો બ્રહ્મી વિગ્રહ ( ૨ ) ભરતપુરનો બીજો ઘેરો.

૧. **બ્રહ્મી પહેલો વિગ્રહ ૧૮૨૪-૧૮૨૬**—આ વિગ્રહ થવાનાં ત્રણ કારણો છે. ( ૧ ) બ્રહ્મદેશના રાજાએ બંગાળાની સરહદનો આસામનો મુલક જીતી લીધો. ( ૨ ) અંગ્રેજોપર હુમલો કરી કેટલાંક માણસોને મારી નાખ્યાં. ( ૩ ) અંગ્રેજના મિત્ર કાચરના રાજા ઉપર હલ્લો કરવા લશ્કર મોકલ્યું. આથી અંગ્રેજ સરકાર

કેમ્બેલે બ્રહ્મી લશ્કરને હરાવી પાછું કાઢયું અને ૧૮૨૪ માં રંગુન કબજે કર્યું. એટલે બ્રહ્મી સરદાર બંદુલા અંગ્રેજ લશ્કરને હાંકી કાઢવા તથા ગવર્નર જનરલને સોનાની સાંકળે બાંધી આવા શહેરમાં લઇ જવા આવ્યો તેને સર. એ. કેમ્બેલે ૧૮૨૫ માં પ્રોમ તથા ૧૮૨૬ માં પગામ આગળ હરાવી પાછો કાઢયો અને આસામ તથા આરાકાન પ્રાંતો જીતી લીધા. આખરે ૧૮૨૬ માં યાંદાબુ મુકામે સલાહ થઇ, આથી અંગ્રેજોને આસામ, આરાકાન અને તિનાસરીમ પ્રાંતો મળ્યા.

૨. ભરતપુરનો બીજો ઘેરો. ૧૮૨૬—આ ગઢ હિંદમાં મજબૂત અને અજીત ગણાતો હતો. તેને અંગ્રેજોએ બે વાર ઘેરો ઘાલ્યો હતો, પણ લઇ શકયા નહોતા. જ્યારે ત્યાંનો રાજા ૧૮૨૬ માં મરી ગયો ત્યારે બીન હકદાર માણસ દુર્જનસાલ ગાદી દબાવી પડયો, તેથી લોર્ડ કોમ્બરમીઅરે તેને ઘેરો ઘાલી તોપોના બાર અને સુરંગથી તોડયો અને હકદાર વારસ બળવંતસિંહને ગાદીએ બેસાડયો.

લૉર્ડ વિલિયમ બેન્ટિક. ૧૮૨૮–૧૮૩૫—તે ડાહ્યો, ભલો અને દયાળુ હતો. તેના વખતમાં શાંતિ હોવાથી હિંદના લોકોને તે ઘણો લાભ કરી શકયો. વેલોરના બંડ સમયે એ મદ્રાસમાં ગવર્નર હતો. તેના મુખ્ય બનાવ. ( ૧ ) સુધારા. ( ૨ ) ખાલસા કરેલાં રાજ્ય. ( ૩ ) મ્હૈસુરનો કમિશનથી વહીવટ.

૧. સુધારા—( ૧ ) ઠગ કે ફાંસીઆ લોકોને વશ કરી મુસાફરો વાસ્તે રસ્તા નિર્ભય કર્યા—આ લોકોની ટોળીઓ ( ૧૦ થી ૫૦ માણસ સુધી ) સાધારણ વેષમાં ફરતી અને ઘણા માણસોને લૂંટતી

તથા પૈસા માટે ફાંસો દેતી હતી. તેમની ભાષા અને નિશાનીઓ કંલાયદી હોવાથી બીજું કોઇ સમજી શકતું નહિ. બેન્ટિકે કપ્તાન સ્લીમેનની મદદથી ૭-૮ વરસમાં (૧૮૨૬ થી ૧૮૩૫ સુધીમાં) લગભગ ૧૫૬૨ ફાંસીઆઓને પકડયા.

(૨) સતી થવાનો ચાલ બંધ પાડયો—ધણીની પાછળ સ્રીને જીવતી બાળી મૂકવામાં આવતી હતી. આ પ્રમાણે ૧૮૧૭ માં બંગાળામાં લગભગ ૭૦૦ વિધવાઓ બળી મરી હતી. આ રિવાજ બંધ કરવા અકબરે પ્રયત્ન કર્યો હતો. તે છેવટે બેન્ટિકે ૧૮૩૨ માં બંધ કર્યો.

(૩) સરકારી નોકરીમાં ઘણા દેશીઓને દાખલ કર્યા—૧૮૩૩ ની સાલ પહેલાં દેશીઓને મોટી જગા આપવામાં આવતી નહોતી, પણ તેણે એવો ધારો કર્યો કે દેશીઓ લાયક હોય તો તેમને જગા આપવી. આ કાયદાથી દેશીઓને મુનસફ અને ડેપ્યુટી કલેક્ટર બનાવવામાં આવ્યા.

(૪) દેશીઓને અંગ્રેજી જ્ઞાન આપવા નિશાળો સ્થાપી—અંગ્રેજી પુસ્તકો જ્ઞાનથી ભરેલાં છે. તથા દરેક ભાગના માણસો એ ભાષા મારફત વાતચીત કરી શકે છે, માટે એ જ્ઞાન મેળવવાને અંગ્રેજી ભણવાની જરૂર છે.

(૫) અદાલતમાં ફારસી ભાષામાં કામ ચાલતું હતું, તે બંધ કરી અંગ્રેજી ભાષામાં રાખ્યું.

(૬) રાજા કે નવાબ ગુન્હો કરે તો તેને શિક્ષા કરવાનો ધારો કર્યો.

(૭) સ્ટીમરો શરૂ થઇ અને યુરોપ જવાનો ટુંકો રસ્તો નીકળ્યો.

(૮) ઈસ્ટઇંડિઆ કંપનીને નવી સનંદ આપી. તેમાં એવી સરત હતી કે કંપનીએ હિંદમાંથી વેપાર બંધ કરવો પણ રાજસત્તા ભોગવવી. આ વખતથી કોઇ પણ અંગ્રેજ હિંદમાં રજા સિવાય ગમે ત્યાં રહી શકે છે. વળી ચીનમાં વેપાર કરવાની સર્વ પ્રજાને છૂટ આપી.

(૯) ખર્ચમાં ઘટાડો કર્યો–પહેલાંના ગવર્નર જનરલોના વખતમાં મોટી લડાઇઓને લીધે દેવું થઇ ગયું હતું તેને માટે તેણે વસુલાત ને લશ્કરી ખાતામાં સુધારો કરી દોઢ કરોડ રૂપીયા બચાવ્યા તથા માળવાના અફીણ ઉપર જકાત નાખી ઉપજ વધારી.

૨. ખાલસા કરેલાં રાજ્યો—(૧) કાચારનો રાજા અપુત્ર મરવાથી ૧૮૩૨ માં ખાલસા કર્યું. (૨) કુર્ગનો રાજા પોતાનાં સગાં વહાલાંને મારી નાખી રૈયતને પીડતો હતો, માટે બેન્ટિંકે લશ્કર મોકલી તેને હરાવ્યો અને રૈયતની માગણીથી ૧૮૩૪ માં ખાલસા કર્યું. ત્યારથી કુર્ગ લોકોને પરવાના સિવાય હથિયાર રાખવાની છૂટ મળેલી છે.

**મ્હેસુરનો કમિશનથી રાજ્ય વહિવટ (જપ્તી)**

૧૮૩૧–મ્હૈસુરના કૃષ્ણ રાજાએ ૧૬ વર્ષની ઉંમરે રાજ્યની લગામ હાથમાં લઇ જુલમી કારભાર કરવા માંડ્યો અને સઘળો ખજાનો મોજમઝામાં ઉડાવ્યો તથા લશ્કરનો પગાર આપી શક્યો નહિ અને ના લાયક માણસોને લાંચ લઇ જગાઓ આપવા માંડી. આથી ત્યાંના લોકોએ ૧૮૩૦ માં બળવો કર્યો. બેન્ટિંકે લશ્કર મોકલી બળવો સમાવ્યો તથા રાજાને પદભ્રષ્ટ કરી વર્ષાસન બાંધી આપ્યું

અને કમીશનથી ૫૦ વર્ષ વહીવટ ચલાવ્યો. છેવટે તેના દત્તકપુત્રને મોટો થતાં ગાદી આપી એટલે કમિશનનો વહીવટ બંધ પડ્યો.

**વિશેષ હકીકત**—(૧) અયોધ્યાના નવાબે ૧૮૦૧ માં આપેલો તથા સિંધીઆ પાસેથી મળેલો મુલક એ બંનેનો ૧૮૩૩ માં વાયવ્ય પ્રાંતો નામે નવો ઇલાકો બનાવી સરચાર્લ્સ મેતકાફ લેફ્ટેનન્ટ ગવર્નરને સોંપ્યો. જે હાલમાં આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો કહેવાય છે.

(૨) તેના વખતમાં ગ્વાલીઅરમાં દોલતરાવ સિંધીઆ અપુત્ર મરણ પામવાથી દરબારમાં ઝઘડો ઉઠ્યો માટે બેન્ટિકે તેની રાણી પાસે જંકોજીને દત્તક લેવરાવી ગાદીએ બેસાડ્યો. વળી મલ્હારરાવ અપુત્ર મરવાથી માજી રાજાના એક સગાને ગાદી આપી.

**સર ચાર્લ્સ મેતકાફ.** ૧૮૩૫–૧૮૩૬—વાયવ્ય પ્રાંતોના ગવર્નર મેતકાફે ૧ વર્ષ ગવર્નર જનરલનું કામ કર્યું.

**વર્તમાન પત્રોની છુટ**—તેણે વર્તમાન પત્રોની છુટ આપી. ૧૮૩૫ પહેલાં ફક્ત ૬ દેશી વર્તમાન પત્રો નીકળતાં હતાં, પણ હાલમાં લગભગ ૬૦૦ થી વધારે નીકળે છે.

**લૉર્ડ ઓકલૅંડ.** ૧૮૩૬–૧૮૪૨—એના વખતમાં મુખ્ય બનાવ: (૧) અફઘાન પહેલો વિગ્રહ. (૨) ચીન વિગ્રહ.

**અફગાનિસ્તાનના રાજ્ય વિષે**—અહમદશાહ અબદલી પાછળ કાબુલની ગાદીએ ઝમાનશાહ થયો. તેની પછી કાબુલની ગાદી માટે બે દાવાદાર હતા. તેમાંનો એક શાહસુજા અહમદશાહના વંશનો હતો. અને બીજો, દોસ્તમહમદ મુખ્ય પ્રધાનના વંશનો હતો. તેમાં

દોસ્તમહમદનું જોર વધારે હોવાથી તેણે શાહસુજાને કાબુલમાંથી કહાડી મૂકયો, તેથી શાહસુજા હિંદમાં અંગ્રેજને શરણે આવી રહ્યો. તે હકદાર વારસ અને અંગ્રેજનો મિત્ર હતો. તથા રશિયનો હિંદપર ચઢી આવે તો તે અંગ્રેજોને મદદ કરશે એમ ધારી તેને ગાદી અપાવવા ઑકલેંડે નિશ્ચય કર્યો.

**૧. અફ્ઘાન પહેલો વિગ્રહ. ૧૮૩૯-૧૮૪૨**—ઉપરનાં કારણોથી અંગ્રેજ લશ્કરે ૧૮૩૯ માં કંદહાર તથા ગીજની લીધાં અને શાહસુજાને ગાદીએ બેસાડી તેના રક્ષણ માટે સર ડબલ્યુ મૅકનૉટનને મૂકયો. હવે દોસ્તમહમદ બોખારામાં નાશી ગયો અને બીજે વરસે શરણે આવ્યો તેથી તેને માનસહિત કલકત્તામાં રાખવામાં આવ્યો.

**ફરીથી તોફાન. (કાબુલમાં બળવો)**--શાહસુજા રાજ્ય કરવાને ના લાયક હતો. લોકો તેને ધિક્કારતા અને દોસ્તમહમદના ઝનુની છોકરા અકબરખાનની આગેવાની નીચે તેની સામે થયા. મૅકનૉટન સલાહ કરવા અકબરખાન સાથે વાત કરતો હતો. તેવામાં તેને બંદુકથી મારી નાખ્યો. પછી અફઘાનોએ કાબુલ પર હુમલો કર્યો. અહીં અંગ્રેજ સરદાર એલ્ફિન્સ્ટન થોડા માણસથી ટકી નહિ શકાય એમ ધારી શરમ લગાડે એવી * શરતો કબુલ કરી પાછો જતો હતો. તેના ઉપર અફઘાનો નુકશાન નહિ કરવાનું વચન આપી સાંકડા ખુર્દ

---

* અંગ્રેજોએ કાબુલ, ગીજની, કંદહાર ને જલાલાબાદ છોડી ચાલ્યા જવું. (૨) દોસ્તમહમદને છુટો કરી કાબુલમાં આવવા દેવો. (૩) શાહસુજાને લાખ રૂપીઆનું વર્ષાસન આપી તેની મરજીમાં આવે ત્યાં રહેવા દેવો. (૪) અકબરખાને ખોરાકી તથા ગાડાં આપી અંગ્રેજ લશ્કરને વગર હરકતે હિંદમાં જવા દેવું.

કાબુલઘાટમાં (ખાઇબરઘાટ આગળ) તૂટી પડયા અને બંદૂકના મારે કરી ૧૮૪૨ માં બધાને કતલ કર્યા. એમાં ફક્ત ડાકટર બ્રાઇડન બચ્યો.

૨. **ચીન વિગ્રહ.** ૧૮૪૦ ૧૮૪૨—અંગ્રેજ વેપારીઓ ચીનમાં અફીણનો વેપાર કરતા હતા. આ અફીણથી ચીનના લોકો આળસુ થવા લાગ્યા માટે ચીનના રાજાએ ગુસ્સે થઇ અંગ્રેજોની અફીણની પેટીઓ બાળી નાખી તેથી લડાઇ થઇ. તેમાં અંગ્રેજ સરદાર ગોફે ૧૮૪૨ માં ચીનના શાહને હરાવી વેપાર કરવાની મંજુરી મેળવી.

**લૉર્ડ એલનબરો.** ૧૮૪૨–૧૮૪૪—એના વખતમાં મુખ્ય બનાવ. (૧) વેર વાળનાર લશ્કર. (૨) સિંધ વિગ્રહ. (૩) સિંધીઆ વિગ્રહ.

૧. **વેરવાળનાર લશ્કર**—અફગાનિસ્તાનમાં બે નાની લશ્કરી ટુકડીઓ એક કંદહારમાં જનરલ નોટની સરદારી નીચે તથા બીજી જલાલાબાદમાં જનરલ સેલની પાસે હતી. તેમને મદદ કરવા હિંદમાંથી જનરલ પોલોકની સરદારી નીચે લશ્કર મોકલવામાં આવ્યું. તેણે જલાલાબાદમાંથી સેલને છુટો કરી અકબરખાનને હરાવ્યો. ત્યાર પછી પોલોકે કાબુલ લીધું અને ત્યાંના કિલ્લાનો નાશ કરી કલકત્તે પાછો આવ્યો તથા દોસ્તમહમદને છુટો કરી કાબુલની ગાદીએ બેસાડયો. વળી ગીજનીમાં કેટલાંક સુખડનાં કમાડ અંગ્રેજોના જેવામાં આવ્યાં. મહમુદ ગીજની સોમનાથના દરવાજાનાં જે કમાડ લઇ ગયો હતો તે એજ છે એમ ધારી અંગ્રેજોએ તેને હિંદમાં આણી સોમનાથ મોકલવાનો વિચાર કર્યો, પણ તે અસલનાં ખરેખરાં ન હોવાથી આંહી રાખ્યાં.

૨. **સિંધ વિગ્રહ.** ૧૮૪૨-૧૮૪૩—અફઘાનોએ અંગ્રેજ સેનાના કડકે કડકા કરી નાખ્યાની ખબર સાંભળી સિંધના અમીરોએ લડાઇ માટે તૈયારી કરી અને અંગ્રેજ રેસીડેન્ટ મિ. ઔટ્રામ ઉપર હુમલો કર્યો. આથી સરચાર્લ્સ નેપીઅરે ૩૦૦૦ માણસના લશ્કર વડે અમીરોના ૩૦૦૦૦ બલુચી લડવૈયાને હૈદ્રાબાદ ને મિયાની આગળ ૧૮૪૩ માં હરાવ્યા અને સિંધ પ્રાંત ખાલસા કર્યો.

૩. **સિંધીઆ વિગ્રહ.** ૧૮૪૩—ગ્વાલીઅરનો જંકોજી સિંધીઆ ૧૮૪૩ માં અપુત્ર મરણ પામ્યો. તે રાજકર્તા તરીકે નબળો નીવડયો હતો છતાં અંગ્રેજે તેની વિધવા સ્ત્રી તારાબાઇને દત્તક લેવાની રજા આપી હતી. આથી તેણે આઠ વર્ષના જીયાજીરાવને દત્તક લઇ જંકોજીના મામાને કારભારી બનાવ્યો, પણ પાછળથી તેને રજા આપવાથી સર હ્યુ ગોફે ૧૮૪૩ માં મહારાજપુર અને પનિઆર આગળ તેના લશ્કરને હરાવ્યું આથી ગ્વાલીઅર મુકામે સંધિ થઇ.

તેમાં એલનબરોએ છ મરાઠા અમીરોની કૌંસિલ નીમી જીયાજીરાવ મોટો થતા સુધી રાજ્ય વહીવટ કર્યો, અને ૪૦૦૦૦ થી ઘટાડી લશ્કર ૯૦૦૦ રાખ્યું. તથા ગ્વાલીઅરની સહીસલામતી માટે એક અંગ્રેજ લશ્કર અને રાણીને ૩ લાખનું વર્ષાસન બાંધી આપ્યું.

**લોર્ડ હાર્ડિંજ.** ૧૮૪૪-૧૮૪૮—એના વખતમાં મુખ્ય બનાવ. (૧) રણજીતસિંહ તથા (૨) શીખ પહેલો વિગ્રહ છે.

૧. **રણજીતસિંહ**—તેના પિતાનું નામ મહાસિંગ હતું. તેનો જન્મ ૧૭૮૦ માં થયો. પછી ૧૭ વર્ષે એટલે ૧૭૯૭ માં તેને

કાબુલના ઝમાનશાહે રાજાનો ઇલકાબ આપ્યો. તે પંજાબનો સિંહ કહેવાતો હતો, તેણે પંજાબનું રાજ્ય ઘણું મજબુત બનાવ્યું. પોતે વાંચી લખી જાણતો નહિ પણ લાકડી ઉપર આંકા કરી હિસાબ રાખતો. તે ઠીંગણો તથા બળીઆથી તેની એક આંખ ગઇ હતી, અને તેના આખા ચહેરા ઉપર ચાઠાં પડયાં હતાં. એણે કાબુલના શાહસુજાને આશ્રય આપી કોહીનુર પડાવી લીધો હતો, જે હાલ મહારાજા પાંચમા જ્યોર્જના તાજમાં શોભે છે. તે અંગ્રેજનો દ્રઢ મિત્ર હતો. વળી ડાહ્યો ને બહાદુર હોવાથી બધા સરદારો તેના અંકુશમાં રહેતા હતા. લોકોની તેના ઉપર પ્રીતિ સારી હતી. તેની પાસે જબરૂં લસ્કર તથા ઘણી તોપો હતી, તે વડે તેણે કાશ્મિરનો મુલક જીત્યો હતો. વળી ૧૮૦૯ માં મિન્ટો સાથે અને ૧૮૩૯ માં ઓકલૅંડ સાથે સલાહ કરી હતી. તે ૪૦ વર્ષ રાજ્ય કર્યા પછી ૧૮૩૯ માં મરણ પામ્યો. તે વખતે એની પાંચ રાણીઓ શબ સાથે બળી મરી.

પછી તેના પાટવી કુંવરને ગાદી મળી પણ તેને પદભ્રષ્ટ કર્યો. પછીઆં બે ત્રણ વરસમાં ઉપરા ઉપરી કાવતરાં ચાલી ઘણા રાજકુંવરો માર્યા ગયા. આખરે તેજસિંગ નામના એક સરદારના હાથમાં બધી સત્તા આવી.

૨. **શીખ પહેલો વિગ્રહ.** ૧૮૪૪-૧૮૪૬—શીખ લડવૈયાનું બળ વધી પડવાથી તેઓ દિલ્હી લૂટવાને ટમટમી રહ્યા હતા માટે લડાઇ થઇ. તેમાં ગૉફ તથા હાર્ડિંજે ૧૮૪૫ માં મુડકી ને ફિરોજપુર, (ફિરોજ શહેર) આગળ તથા ૧૮૪૬ માં સ્મિથે અલીવાલ આગળ અને ગૉફે સોબ્રાઓન આગળ શીખ લશ્કરને હરાવ્યું, તેથી ૧૮૪૬ માં લાહોર આગળ સલાહ થઇ.

આ સલાહથી શીખ લશ્કરમાં ઘટાડો કરી ૨૦૦૦૦ માણસો રાખ્યાં. તથા અંગ્રેજોએ સતલજ અને રાવીનો પ્રદેશ લઇ ગુલાબસિંગને તે મુલકનો રાજા બનાવ્યો અને તેની પાસેથી શીખ વિગ્રહનું ખર્ચ લીધું. વળી રણજીતસિંગના દુલીપસિંહ નામના બાળ કુંવરને પંજાબનો રાજા બનાવી તેની માને રાજ્ય વહીવટ સોંપ્યો.

**લૉર્ડ ડલહાઉસી.** ૧૮૪૮-૧૮૫૬—તે ગવર્નર જનરલોમાં એક ગણાય છે. આ દેશમાં બ્રિટિશ રાજ્યની ઇમારત ચણનાર પહેલો કલાઇવ પછી લૉર્ડવેલસ્લી, લૉર્ડહેસ્ટિંગ્સ અને એ ચોથો મહાન્ પુરૂષ હતો. એણે બ્રિટિશ હિંદમાં ઘણો વધારો કર્યો. તેના વખતમાં મુખ્ય પાંચ બનાવો બન્યા છે. (૧) શીખ બીજો વિગ્રહ. (૨) બીજો બ્રહ્મી વિગ્રહ. (૩) દેશી રાજ્યો ખાલસા કર્યાં. (૪) સુધારા. (૫) કંપનીના પટામાં ફેરફાર.

૧. **શીખ બીજો વિગ્રહ.** ૧૮૪૮-૧૮૪૯—મુલતાનના સુબા લાલામૂળરાજે બે અંગ્રેજ સરદારોને મારી નખ્યા અને શીખ લશ્કર ભેગું કરી શેરસિંગ તથા મૂળરાજે ૧૮૪૮ માં અંગ્રેજ સરદાર ગોફ ઉપર હુમલો કર્યો. રામનગર આગળ લડાઇ થઇ તેમાં અંગ્રેજોને મુશ્કેલીથી વિજય મળ્યો તથા ૧૮૪૯ માં ચીલીયનવાલા આગળ અંગ્રેજો જીત્યા તો ખરા, પણ તેમનાં ઘણાં માણસો માર્યાં ગયાં અને અંગ્રેજોને ભારે ચિંતા થઇ તથા તેમની ૪ તોપો અને કેટલાક વાવટા શીખોના હાથમાં ગયા. એવામાં ગોફે ફરીથી તેજ સાલમાં ગુજરાત આગળ શીખ લોકોને હરાવ્યા, અને ૧૮૪૯ માં પંજાબ પ્રાંત

ખાલસા કર્યો તથા દુલીપસિંગને વર્ષાસન બાંધી આપી ઈંગ્લાંડ મોકલ્યો.

પાછળથી જોન લોરન્સ પંજાબમાં ચીફ કમિશનરના હોદ્દા ઉપર આવ્યો. તેણે શીખ લોકોને અંગ્રેજ લશ્કરમાં દાખલ કર્યા, તેમની જમીનની માપણી કરી વિઘોટી અર્ધી કરી નાખી, બધા કર કાઢી નાખી લુટારાનો નાશ કર્યો તથા રસ્તા, નહેરો, નિશાળો વગેરે સ્થાપી શીખ લોકોને સુખી કર્યા. હાલમાં શીખ તથા ગુરખા પલટણો હિંદના દેશી લશ્કરમાં શ્રેષ્ઠ ગણાય છે.

૨. **બ્રહ્મી બીજો વિગ્રહ.** ૧૮૫૨—બ્રહ્મ દેશના રાજાએ યાંદુબના કરાર તોડી અંગ્રેજ કપ્તાનોને કેદ કર્યા. જ્યારે એક અમલદારે આનું કારણ પૂછ્યું ત્યારે તેને મારી નાખ્યો, માટે અંગ્રેજોએ ૧૮૫૨ માં રંગુન જીતી લીધું. તથા પેગુ પ્રાંત ખાલસા કર્યો.

ત્યાર પછી ડલહાઉસીએ ૧૮૫૩ માં આરાકાન ને તિનાસરીમ સાથે પેગુ પ્રાંત ઉમેરી બ્રિટિશ બ્રહ્મદેશ બનાવ્યો. તેમાં વ્યવસ્થિત રાજ્ય થઈ બધે સલાહશાંતિ પ્રસરી છે અને વસ્તી ૨૦ ઘણી વધી છે.

૩. ખાલસા રાજ્યો (મેળવેલો મુલક)—

| | | |
|---|---|---|
| સતારા ... ... | ૧૮૪૯ ... | અહીંનો રાજા ૧૮૪૮માં અપુત્ર મરવાથી. |
| પંજાબ ... ... | ૧૮૪૯ ... | શીખ બીજા વિગ્રહને અંતે. |
| રંગુન ... ... | ૧૮૫૨ ... | બ્રહ્મી બીજા વિગ્રહમાં. |
| ઝાંસી ... ... | ૧૮૫૩ ... | અહીંનો રાજા અપુત્ર મરવાથી. |
| નાગપુર ... ... | ૧૮૫૩ ... | અહીંનો રાજા અપુત્ર મરવાથી ખાલસા કરી મધ્યપ્રાંતો નામ આપ્યું અને ચીફ કમિશનર નીમ્યો. |

વરાડ ... ... ૧૮૫૩ ... સહાયકારી લશ્કરના ખર્ચ બદલ.
અયોધ્યા... ... ૧૮૫૬ ... અંધેરને લીધે ૧૨ લાખ પેન્શન આપી.

૪. સુધારા—(૧) એણે તાર, ટપાલ ને રેલ્વે પહેલવહેલી દાખલ કરી વેપારમાં વૃદ્ધિ કરી. (૨) નહેરો ખોદવા તથા રસ્તા ને પૂલ બાંધવા ઈજનેર ખાતું કાઢ્યું. (૩) દેશી ભાષાઓ શીખવવા કેળવણી ખાતું ઉભું કરી શાળાઓની સંખ્યામાં વધારો કર્યો. (૪) સિવિલ સર્વિસની પરીક્ષા હિંદી પ્રજા માટે ખુલ્લી મૂકી. આવાં સુધારાનાં કામોથી તેના વખતમાં દેશ પહેલાં કરતાં વધારે દ્રવ્યવાન અને સુખી થયો માટે તે સૌથી સારો ગવર્નર જનરલ કહેવાયો

૫. કંપનીનો પટો અને લેફ્ટેનન્ટ ગવર્નર—૧૮૫૩ માં કંપનીના પટાની મુદ્દત પુરી થવાથી નવો પટો કરી આપ્યો તથા હિંદની સિવિલ સર્વિસની પરીક્ષા કંપનીના હાથમાંથી લઈ જાહેર રીતે લેવાની ઠરાવી અને હિંદના ઉમેદવારોને બેસવાની છૂટ આપી. તથા બંગાળામાં કામ વધી પડવાથી ત્યાં લેફ્ટેનન્ટ ગવર્નરની નીમનોક કરી અને ગવર્નર જનરલને હિંદપર અમલ કરવા છૂટો રાખ્યો. તેજ વખતથી ગવર્નર જનરલ આઠ માસ સિમલામાં રહેછે.

---

૧૬. લૉર્ડ કેનિંગ. ૧૮૫૬–૧૮૬૨—તે ૧૮૫૮ સુધી ગવર્નર જનરલ અને ત્યાર પછી વાઇસરોય કહેવાયો. તેના વખતના મુખ્ય બનાવો. (૧) બળવો. (૨) બળવા પછીનું હિંદ. (૩) ઢંઢેરો. (૪) સુધારા.

૧. બળવો—પ્લાસીના વિજય પછી ૧૦૦ વર્ષે એટલે ૧૮૫૭ માં બળવો થયો. તે વખતે રાજ્યની સ્થિરતા, નીતિ અને

ઉહાપણ ખરી કસોટીએ ચડ્યાં. તેમાં હોલ્કર અને સિંધીઆ અને તથા શીખ અને ગુરખા લશ્કર અંગ્રેજોને નિમકહલાલ રહ્યાં અને બહાદુરીથી તેમના પક્ષમાં લડ્યાં.

**બળવાનાં કારણ**—(૧) ડલહાઉસીએ ઘણાં દેશી રાજ્યો ખાલસા કર્યાં. (૨) દત્તપુત્ર લેવાના હક લઇ લીધા. (૩) તાર, રેલ્વે, નિશાળો, દવાખાનાં વગેરે નીકળવાથી અભણ લોકો એવું સમજવા લાગ્યા કે આપણને ખ્રિસ્તિ કરી વિલાયત લઇ જશે. (૪) દેશી સિપાઈઓને નવી બંદુકો આપવામાં આવી. તેની ટોટીઓ દાંતવડે કરડી બંદુકમાં મૂકવાની હતી. તેને ગાય અને ડુક્કરની ચરબી લગાડી છે માટે ધર્મ ભ્રષ્ટ થવાશે એવી લોકોએ ગપ ચલાવી, તેથી સિપાઇઓએ તે લીધી નહિ અને અમલદારોના હુકમ માન્યા નહિ. (૫) દેશી સિપાઇઓએ સરકાર મોકલે ત્યાં જઇ નોકરી કરવી. (૬) તેમનું કેટલુંક ભથ્થું બંધ કર્યું હતું. (૭) (૮) દિલ્હીના પાદશાહના કુંવરોની ઉશ્કેરણી. (૮) કાબુમાં રાખે તથા સમજાવી શકે એવા બુદ્ધિમાન અમલદારોની ખોટ. (૯) અયોધ્યાના તાલુકદારોની ઉશ્કેરણી. (૧૦) બાજીરાવના પુત્ર નાનાસાહેબનું વર્ષાસન બંધ થવાથી તેણે કરેલી ઉશ્કેરણી. (૧૧) કેટલાક જોષી લોકો ગ્રહ ગણિત ઉપરથી કહેવા લાગ્યા કે અંગ્રેજને રાજ્ય કરતાં ૧૦૦ વર્ષ થઇ ગયાં છે, માટે રાજ્ય જશે.

## બળવાનાં મુખ્ય સ્થળો.

**બહેરામપુર**—અહીંની દેશી પલટણે ૧૯ મી ફેબ્રુઆરી ૧૮૫૭ ના રોજ બળવાની શરૂઆત કરી અંગ્રેજોના બંગલા સળગાવી મૂક્યા અને બરાકપુરની છાવણીમાં આ સંદેશો કહાવ્યો.

બરાકપુર—આ પલટણને ટોટીઆ આપવા માંડી. તે તેણે લેવાની ના પાડી, માટે સરકારે તેમને રજા આપી. તેમણે બધે ફરી ઉશ્કેરણી કરવા માંડી.

મીરત—ઉપરની ઉશ્કેરણીથી એકદમ મીરતમાં બંડ જાગ્યું. તેમણે અંગ્રેજ અમલદારો તથા બૈરાં છોકરાંને ઠાર કર્યાં, બંગલાઓ સળગાવી મૂકયા તથા કેદખાનાં ઉઘાડી કેદીઓને છોડી મૂકયા. પછી તેઓ દિલ્હી તરફ ચાલ્યા.

દિલ્હી—અહીં બળવાખોરોએ ઠેર ઠેર અંગ્રેજ અમલદારો તથા તેમનાં બૈરાં છોકરાંને કતલ કર્યાં. તેમાં મોગલ પાદશાહ બહાદુર-શાહે ભળી રાજ્યપદ ધારણ કર્યું. તેણે નિરાધાર ૫૦ અંગ્રેજ સ્ત્રીઓ અને છોકરાંઓને મારી નંખાવ્યાં. વળી બળવાખોરોએ તોપો હાથ કરી દારૂગોળાના ખજાના ઉપર ધસારો કર્યો, પણ ત્યાંના અમલદારે સમયસૂચકતા વાપરી દારૂગોળો સળગાવી મૂકયો.

૪–૫ માસ પછી નિકલ્સન તથા વિલ્સને અંગ્રેજ, શીખ અને ગુરખા લશ્કરથી દિલ્હીપર હલ્લો કર્યો. ભારે ખુનરેજી ચાલી. ખાઈમાં સીડીઓ ગોઠવી નિકલ્સન અને તેનું લશ્કર કોટ ઉપર ચઢયું. વળી કાશ્મીરી દરવાજો સુરંગથી તોડયો. આખરે નિકલ્સન ગોળીથી ઘવાયો, પણ ૨૦ મી સપટેમ્બરે ૭ દિવસની જબરી રસાકસી પછી દિલ્હી કબજામાં આવ્યાની વાત સાંભળી તેણે શાંતિથી પ્રાણ-ત્યાગ કર્યો.

કાનપુર—નાનાસાહેબનું વર્ષાસન બંધ થવાથી તે બળવાખો-રોનો ઉપરી બન્યો હતો. અહીંના અંગ્રેજોએ ૧૯ દિવસ સુધી ટક્કર લીધી, પણ પોતાનાં બૈરાંછોકરાં મૂકીને નાઠા ગયા નહી.

તેમને નાનાસાહેબે અલ્લાહબાદ સહીસલામત પહોંચાડવાનું વચન આપી હોડીઓમાં બેસાડયા, પછી વિશ્વાસઘાત કરી તેમને ગોળીથી ઠાર કર્યો અને મછવાઓ સળગાવી મૂકયા. વળી ૧૨૫ માણસોને કેદ કરી કતલ કરાવી અને તેમનાં શબ કુવામાં નાખી દીધાં. આ મોટામાં મોટી કતલ હતી. એવામાં હેવલોક અને જનરલ નેલ આવી નાના સાહેબને હરાવ્યો. તે નેપાળના જંગલમાં રખડીને મુઓ એમ કહેવાય છે.

ગ્વાલીઅર—હોલ્કર અને સિંધીઆ અંગ્રેજને વફાદાર રહ્યા હતા; પરંતુ તેમનું લશ્કર બળવાખોરો સાથે મળી ગયું હતું. તેમનો આગેવાન નાનાસાહેબનો સેનાપતિ તાત્યોટોપી હતો. તેને જનરલ વ્હિટલૉક અને સર હ્યુ રોઝે હરાવી ફાંસી દીધી.

ઝાંસી—અહીંની શૂરવીર રાણી પણ ગ્વાલીઅરના લશ્કરની આગેવાન હતી. તે લડાઇમાં પુરૂષને વેષે લડતી મરાઇ.

લખનૌ (લખનોર) અહીં હેનરી લૉરેન્સે ૫૦ હજાર બળવાખોરો સામે ઘણા મહિનાથી ટક્કર લીધી હતી. આખરે સર કોલિન કેમ્પેલ, ઔટ્રામ અને હેવલોકે આવી તે બળવો સમાવ્યો.

બળવો સમાવનાર— કવિત.

વિલ્સન, ઔટ્રામ, લારેન્સ ને; વળી હડસન, હેવ લૉક.
સેનાધિપતિ કેમ્પેલ, નેલ; નિકલ્સન, રોઝ, વ્હિટલૉક.

રાજ્ય વહિવટમાં ફેરફાર. ૧૮૧૮—બંગાળી લશ્કરના બળવા પછી ઇંગ્લાંડની પાર્લમેન્ટે કંપની પાસેથી રાજ્યકારભાર લઇ મહારાણી વિકટોરીઆને સોંપ્યો. (૨) હિંદનો ગવર્નર જનરલ હવેથી

વાઇસરૉય કહેવાયો. (૩) વાઇસરૉયના કામકાજ ઉપર દેખરેખ રાખવા ઈંગ્લાંડના પ્રધાન મંડળમાંથી એકને હિંદ ખાતાનો સેક્રેટરી નીમ્યો. (૪) સેક્રેટરીને મદદ કરવા ૧૫ સભાસદ ઠરાવ્યા, જેમાંના આઠ હિંદમાં નોકરી કરી આવેલા અનુભવી હોવા જોઈએ. આ ઠરાવથી કેનિંગ પહેલો વાઇસરૉય થયો.

**ઇંગ્લાંડનાં મહારાણીના અમલ નીચે હિંદ ( બળવા પછી-નું હિંદ )**—મહારાણીએ રાજ્ય હાથમાં લઈ બળવાખોરોને માફી આપી.

(૧) દત્તક પુત્ર લેવાના હક આપી દેશી રાજ્યો નિર્ભય કર્યાં. મહેસુર તેના હિંદુ રાજાને પાછું સોંપ્યું, તથા ગ્વાલિઅરનો કિલ્લો સિંધીઆને સ્વાધીન કર્યો.

(૨) લૉર્ડ રિપનના વખતમાં સુધરાઈ ખાતાનો હક આપ્યો.

(૩) હિંદમાં વેપાર રોજગાર વધારવા, ખેતીવાડી આબાદ કરવા, તથા દુકાળનાં સંકટ ટાળવા અંગ્રેજ સરકારે ઘણી મહેનત કરી છે. નહેરો, રેલવે, તાર ને ટપાલ ખાતામાં સુધારો કર્યો તથા નિશાળો અને નવાં નવાં દવાખાનાં ઊઘાડયાં. આ ઉપરાંત જળાશયો ને ગટરો બંધાવ્યાં તથા રસ્તાઓ સુધારી ઘણા બગીચાઓ બંધાવ્યા અને શહેરની સુખાકારી વધારી આપી. વળી મોટી મોટી પાઠશાળાઓ સ્થાપી દેશી લોકોને મોટા હોદ્દા આપવા માંડયા તથા વર્તમાન પત્રોની છુટ આપી લોકોને જાણીતા કર્યાં.

**૩. ઢંઢેરો**—મહારાણીએ ૧૮૫૮ ના નવેંબરની ૧ લી તારીખે બધે જાહેર કર્યું કે હિંદનું રાજ્ય કંપની પાસેથી પોતાને હસ્તક

લીધું છે. (૨) હિંદવાસી કે અંગ્રેજ, હિંદુ કે મુસલમાન એ બધાને સરખા ગણવામાં આવશે. (૩) જ્ઞાતિ કે ધર્મની બાબતમાં સરકાર હાથ ઘાલશે નહિ. (૪) કાળા ગોરાનો તફાવત નહિ રાખતાં બધાને સરખા ગણવામાં આવશે. (૫) એક સરખા કાયદાથી બધાનો ન્યાય થશે. (૬) દત્તક પુત્ર લેવાની છુટ છે. ભારત વાસીઓ આ લેખને માગ્નાચાર્ટા ગણે છે.

૩. **સુધારા**—લૉર્ડ ડલહાઉસીનું કામ જારી રાખી તેણે ઠેકાણે ઠેકાણે સડકો, રેલવે તથા નહેરો બંધાવી અને તાર, નિશાળો તથા દવાખાનાં કાઢયાં.

**વશેષ હકીકત**—બળવામાં ૪૦ કરોડ ખર્ચ થવાથી તેની ખોટ પુરી પાડવા પ્રજા ઉપર ઇન્કમટેક્સ નાખ્યો તથા કાગળની નોટો ચલાવી. વળી દેશનિકાલ કેદીને આંદામાન બેટમાં મોકલવા માંડયા અને નવો ફોજદારી કાયદો ચલાવ્યો.

**લૉર્ડ એલ્જીન. ૧૮૬૨-૧૮૬૩**—તેના વખતમાં અફગાનિસ્તાનનો અમીર દોસ્તમહમદ મરણ પામવાથી અફઝલખાનને કેદ કરી શેરઅલી ગાદીએ બેઠો. વળી ઉતર અને દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો વચ્ચે લડાઇ થવાથી ત્યાંનુ રૂ વિલાયત જતું અટકયું, માટે હિંદુસ્તાનના રૂનો ભાવ એકદમ આઠ ગણો ચઢી ગયો.

**સર જૉન લૉરેન્સ. ( લૉર્ડ લોરેન્સ ) ૧૮૬૪-૧૮૬૯**—એણે બળવા વખતે પંજાબમાં સારી રીતે કામ કર્યું હતું. તેના બનાવ. (૧) ભુતાન વિગ્રહ. (૨) દુકાળ. (૩) વિશેષ હકીકત.

૧. **ભુતાન વિગ્રહ**—ભુતાનના રાજાએ દોઆબ પરગણાના લોકોને પકડી ગુલામ બનાવ્યા માટે તેને ૧૮૬૪ માં હરાવ્યો.

૨. દુકાળ—એના વખતમાં ૧૮૬૬ માં ઓઢીઆમાં અને ૧૮૬૮ માં વાયવ્ય પ્રાંતોમાં દુકાળ પડવાથી સરકારે ઘણી મહેનત કરી.

વિશેષ હકીકત—અફઝલખાનને તેના છોકરા અબ્દુલ રહેમાને બંદીખાનેથી કાઢી ગાદીએ બેસાડયો. આથી શેરઅલી નાશી ગયો, પણ અફઝલખાનના મરણ પછી ફરી આવીને રાજ્ય કરવા લાગ્યો.

લૉર્ડ મેયો—ઇ. સ. ૧૮૬૯-૧૮૭૨—એના વખતમાં મુખ્ય બનાવ સુધારા અને તેનું ખુન છે.

સુધારા—(૧) ખેતીવાડી ખાતું કાઢયું—આ ખાતાના અમલદારો બીજા દેશના પાક, બી, હળ, ફળ ઝાડ અને ખાતર વગેરેની માહિતી મેળવી હિંદના ખેડુતોને સારો પાક ઉત્પન્ન કરવાનો રસ્તો બતાવે છે.

૨. તેણે રસ્તા, રૈલ્વે અને નહેરોનો વધારો કર્યો.

મરણ—તે એક દિવસ આંદામાન બેટમાં કેદીઓની મુલાકાતે ગયો હતો ત્યારે શેરઅલી નામે મુસલમાન કેદીએ તેને ૧૮૭૨ માં મારી નાખ્યો.

લૉર્ડ નોર્થબ્રુક. ૧૮૭૨-૧૮૭૬—એના વખતમાં ત્રણ બનાવ બન્યા છે. (૧) દુકાળ. (૨) ગાયકવાડ ઉપર તહોમત. (૩) પ્રિન્સ ઑવ વેલ્સની પધરામણી.

૧. દુકાળ—૧૮૭૨ માં બંગાળામાં સખત દુકાળ પડયો, પરંતુ ગરીબ લોકોને કામે લગાડી દુકાળનું દુઃખ જણાવા દીધું નહિ.

૨. ગાયકવાડ ઉપર તહોમત—મલ્હારરાવ ગાયકવાડ ઉપર વડોદરાના રેસિડેન્ટ કર્નલ ફેર સાહેબને ઝેર દેવાનું તહોમત આવ્યું. તેની તપાસ માટે ત્રણ યુરોપીઅન અને ત્રણ * દેશી અધિકારીઓનું કમિશન નીમ્યું. તેમાં દેશીઓએ તહોમત નાસાબિત ગણ્યું છતાં યુરોપીઅનોએ સાબીત ગણી મલ્હારરાવને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યો. તથા તેની વિધવા સ્ત્રી જમનાબાઇ પાસે હાલના શિયાજીરાવને દત્તક લેવરાવી ગાદી સોંપી.

૩. આ વખતે મહારાણીના મોટા કુંવર પ્રિન્સઑવવેલ્સ (સાતમા એડવર્ડ) ૧૮૭૫ માં હિંદુસ્તાનની મુલાકાતે પધાર્યા, તેથી હિંદમાં બધે આનંદ આનંદ થઇ રહ્યો.

### હિંદમાં એમ્પ્રેસ વિક્ટોરીઆનો અમલ.

**લૉર્ડ લીટન.** ૧૮૭૬-૧૮૮૦—એના વખતમાં ત્રણ બનાવ બન્યા છે. (૧) દિલ્હીનો દરબાર. (૨) દક્ષિણ હિંદમાં દુકાળ. (૩) અફઘાન બીજો વિગ્રહ.

૧. દિલ્હીનો દરબાર—આ વાઇસરોયે ૧૮૭૭ માં દિલ્હીમાં દરબાર ભરી મહારાણી વિક્ટોરીઆને હિંદના એમ્પ્રેસ (કૈસરેહિંદ કે શહેનશાહ) જાહેર કર્યાં. આ પ્રસંગે સર્વ રાજારાણાઓ હાજર થયા હતા.

૨. દુકાળ—દક્ષિણ હિંદમાં ૧૮૭૭ માં ભારે દુકાળ પડયો. બે વરસ લાગલાગટ વરસ વરસાદ નહિ આવવાથી ૫૦ લાખ માણસ

---

* દેશી મેમ્બરો—મહારાજા જીયાજીરાવ સિંધીઆ, જેપુરના મહારાજા રામસિંગ અને રાજા સર દિનકરરાવ હતા.

મરી ગયાં. આ વખતે ગરીબ લોકોને અનાજ આપવા સરકારે ૧૦–૧૧ કરોડ રૂપીઆ ખર્ચ કરી લાખો જીવ બચાવ્યા. આ ખર્ચની ખોટ પૂરી પાડવા લાઇસેન્સ ટેક્સ એટલે ધંધા રોજગાર ઉપર વેરો નાખ્યો.

૩. અફ્ઘાન બીજો વિગ્રહ. ૧૮૭૯–૧૮૮૧—શેરઅલી રૂશિઆ સાથે મળવાની સલાહ કરતો હોય એવું જણાયાથી લીટને એક અંગ્રેજી અમલદાર મોકલ્યો. તેનો અંગિકાર નહિ કરતાં તેણે રશિયન અમલદારને માન આપ્યું, આથી લડાઇ થઇ. તેમાં શેરઅલી નાશી ગયો અને તેના દીકરા યાકુબખાનને અમીર બનાવ્યો.

આ નવા અમીરે અંગ્રેજ સાથે ગંદામક મુકામે સલાહ કરી, પણ પાછળથી સર એલ. કાવગનારી નામના રેસિડેન્ટ અને તેના રક્ષકને હુલ્લડ કરી મારી નાખ્યા; માટે અંગ્રેજ લશ્કરે કાબુલ પર ચઢાઇ કરી કાબુલ ને કંદહાર કબજે કર્યાં. વળી યાકુબખાન શરણે આવ્યો. તેને કેદ કરી હિંદમાં પેન્શન આપી રાખ્યો.

લૉર્ડ રિપન. ઈ. સ. ૧૮૮૦–૧૮૮૪—એના વખતમાં સુધારા અને અફઘાન વિગ્રહનો અંત જાણવા લાયક છે.

અફ્ઘાન વિગ્રહનો અંત—યાકુબખાનના નાનાભાઇ અયુબખાને રાજ્ય લેવા પ્રયત્ન કર્યો પણ જનરલ રોબર્ટસે કંદહાર જઇ મૈવંદ આગળ તેને હરાવ્યો અને હકદાર વારસ અબદુલ રહેમાનને અફગાનિસ્તાનનો અમીર બનાવ્યો. તે ૧૯૦૨ માં મરણ પામવાથી તેનો છોકરો હબિબ-ઉલ્લા હાલ રાજ્ય કરે છે.

સુધારા—(૧) મ્યુનિસિપાલિટિ એટલે સ્થાનિક સ્વરાજ્ય (લોકલ સેલ્ફ ગવર્નમેન્ટ) ની સ્થાપના કરી.

(૨) હિંદમાં આવતા માલ ઉપરની જકાત બંધ કરી.

(૩) ખાનગી નિશાળોને મદદ કરવાનો ધારો કર્યો, આથી નિશાળોની સંખ્યામાં ઘણો વધારો થયો.

(૪) મીઠાના કરમાં ઘટાડો કર્યો.

(૫) છાપખાનાની બંધીનો ધારો રદ કરી વર્તમાન પત્રોને છુટ આપી.

(૬) દેશીઓના ઇન્સાફ જ્યુરીની મારફતે કરવાની પરવાનગી આપી.

(૭) મુંબઇ સરકારનું મહુડાં બીલ ગરીબ લોકોના સુખને માટે નાપાસ કર્યું.

**વિશેષ હકીકત**–તેની રાજનીતિ ખટપટમાં માથું ન મારતાં દેશીઓની સ્થિતિ સુધારી, વફાદારી મેળવી, અંગ્રેજી રાજ્ય મજબુત કરવાની હતી. એણે મ્હેસુરનું રાજ્ય પાછું સોંપ્યું તથા એના વખતમાં 'નેશનલ કોંગ્રેસ' સ્થપાઇ.

**લૉર્ડ ડફરીન.** ઇ. સ. ૧૮૮૪–૧૮૮૮—એના વખતમાં ત્રીજો બ્રહ્મીવિગ્રહ શરૂ થયો.

૧. **ત્રીજો બ્રહ્મી વિગ્રહ.** ૧૮૮૫—બ્રહ્મદેશનો રાજા થીબો પોતાના મુલકમાં જુલમ કરતો હતો, માટે લડાઇ થઇ. તેમાં બ્રહ્મી રાજા હારી શરણે આવ્યો. તેને વર્ષાસન આપી હિંદમાં રાખ્યો અને ઉપલો બ્રહ્મદેશ ૧૮૮૬ માં ખાલસા કર્યો. એટલે બ્રિટિશ રાજ્ય પૂર્ણ કળાએ પહોંચ્યું.

૨. **લેડી ડફરીન ફંડ**—આ વાઇસરોયનાં પત્ની લેડી ડફરીનની મદદથી હિંદુ સ્ત્રીઓની સુખાકારી માટે ઇંગ્લાંડથી સ્ત્રી દાક્તરો

બોલાવી તથા ઘણા પૈસા એકઠા કરી એક ફંડ ઉભું કર્યું તેને લેડી ડફ્રીન ફંડ કહે છે.

**વિશેષ હકીકત**—રાવળપીંડીમાં દરબાર ભરી કાબુલના અમીર અબદુલ રેહેમાનને દર વર્ષે ૧૨ લાખ રૂપીઆનું સાલીઆણું બાંધી આપ્યું તથા મહારાણીને રાજ્ય કરતાં ૫૦ વર્ષ થવાથી ૧૮૮૭ માં જ્યુબીલી મહોત્સવ ગામેગામ કર્યો.

**લૉર્ડ લેન્સડાઉન. ૧૮૮૮–૧૮૯૩**—તેણે મણિપુરના રાજ્યમાં ચાલતી ગરબડ તથા લુટફાટ બંધ કરી તે મુલક જીતી લીધો. તેના વખતમાં ૧૮૯૧ માં વસ્તીપત્રક કરવામાં આવ્યું તથા હિંદવાસી દાદાભાઈ નવરોજજી ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં મેમ્બર નિમાયા. વળી વાઘળા કોણુની પહાડી જાતો લુટ ચલાવી રૈયતને હેરાન કરતી હતી, માટે તેમને નરમ પાડી તથા **રાહુચટ બીલ** પાસ કરી સંસાર માંડવામાં સ્ત્રીની ઉંમર ૧૨ વર્ષની ઠરાવી.

**લૉર્ડ એલ્જીન. ૧૮૯૪–૧૮૯૯**—એના વખતમાં દુકાળ, શિતળા અને પ્લેગ વગેરે કુદ્રતી આફતો પડી. આથી ઘણાં માણસ મરી જતાં, માટે સરકારે બળીઆ ટંકાવવાનું તથા તાવ માટે કિવનાઇન આપવાનું શરૂ કર્યું. વળી સ્વચ્છ પાણી પુરૂં પાડી લોકોની તંદુરસ્તી સુધારવા ઘણા પૈસા ખરચ્યા.

મહારાણીને રાજ્ય કરતાં ૬૦ વર્ષ થવાથી ૧૮૯૭ માં ડાયમંડ **જ્યુબીલી** નો મહોત્સવ કર્યો.

**લૉર્ડ કર્ઝન. ૧૮૯૯–૧૯૦૫**—તેના બનાવ. (૧) દુકાળ તથા પ્લેગ. (૨) દરબાર. (૩) ટીબેટનો મામલો. [૪] બંગાળાના ભાગ. [૫] ટ્રાંસવાલની લડાઇ. [૬] વિશેષ હકીકત.

૧. દુકાળ તથા પ્લેગ—એના વખતમાં હિંદમાં ૧૯૦૦ માં ભારે દુકાળ (છપ્પનીઓ) પડયો, તેથી ઘણાં માણસ મરવા લાગ્યાં. આ વખતે સરકારે બાંધકામ ઉઘાડી લોકોને કામે લગાડયા. વળી પ્લેગથી પણ ઘણાં માણસ મરવા લાગ્યાં, માટે તેના દરદીઓને દવા આપવા તથા પ્લેગને નાબુદ કરવા ઘણા દાકતરો અને તેની સારવાર કરવા બાયાઓ ઇંગ્લાંડથી બોલાવવામાં આવી.

૨. દિલ્હી દરબાર—આ વખતે ૧૯૦૧ ના જાન્યુઆરીની ૨૩ મી તારીખે મહારાણી વિકટોરીઆનો સ્વર્ગવાસ થવાથી તેમના જ્યેષ્ઠ પુત્ર સાતમા એડવર્ડ હિંદના શહેનશાહ થયા. તેમનો ૯ મી ઓગસ્ટ ૧૯૦૨ ના રોજ ઇંગ્લાંડમાં રાજ્યાભિષેક થયો. તેમજ ૧૯૦૩ ના ૧લી જાન્યુઆરીએ દિલ્હીમાં દરબાર ભરી રાજ્યાભિષેકનું જાહેરનામું વાંચી સંભળાવ્યું. આ ખુશાલી વખતે મીઠાના કરનો ઘટાડો કર્યો તથા પાંચસો રૂપીઆની આવક ઉપર જે કર લેવાતો હતો તે બદલી ૧૦૦૦ રૂા. ની આવક ઉપર રાખ્યો.

૩. ટીબેટનો મામલો—ટીબેટના લોકોએ જુના કરાર ન પાળતાં અંગ્રેજી રૈયતને પીડવા તથા વેપારને નુકસાન કરવા માંડયું. તેના બંદોબસ્ત માટે મીશન મોકલ્યું છતાં એ લોકો સામે થયા. આથી લડાઇ કરી તેમને વશ કર્યા.

૪. બંગાળાના ભાગલા—આ વાઇસરોયે બંગાળી પ્રજા મતથી વિરૂદ્ધ થઇ બંગાળામાંથી પૂર્વ બંગાળા અને આસામનો નવો પ્રાંત જુદો પાડયો, તેથી બંગાળી પ્રજાની લાગણી ઘણી દુઃખાઇ. આ ભાગ જ્યારે શહેનશાહ પાંચમા જ્યોર્જ હિંદમાં પધાર્યા ત્યારે દરબારની ખુશાલીમાં રદ કર્યા.

૫. ટ્રાંસવાલની લડાઇ—ત્યાંના બોઅર લોકોએ સ્વતંત્ર થવા અંગ્રેજ સામે ૧૮૯૯ થી ૧૯૦૨ સુધી લડાઈ ચલાવી, પણ તેમાં તેઓ હાર્યા અને તેમના ક્રોંજી નામના બહાદુર સરદારને રોબર્ટસે પકડી સેંટહેલીનામાં કેદ કર્યો.

૬. વિશેષ હકીકત—૧૯૦૧ માં વસ્તીની ગણત્રી કરવામાં આવી. કાબુલનો અમીર અબદુલ રહેમાન ૧૯૦૨ માં મરણ પામવાથી તેનો પુત્ર હબિબ-ઉલ્લાખાન ગાદીએ બેઠો. વાઇસરોયની પાંચ વર્ષની મુદ્દતને બદલે આ વાઇસરોયને ૨ વર્ષ વધારી આપ્યાં, કારણ કે કેટલાક રાજ્ય કામ અધુરાં હતાં.

લૉર્ડ મિન્ટો. ૧૯૦૫-૧૯૧૦—એમના વખતમાં શહેનશાહના પાટવી કુંવર પ્રિન્સ ઑવ વેલ્સ હિંદમાં મુસાફરીએ પધાર્યા અને ચાર માસ સુધી ફરી ઘણું માન પામ્યા; તથા કાબુલના અમીર હબિબ-ઉલ્લાખાન પણ હિંદની મુસાફરીએ આવ્યા તે પણ ઘણું માન પામ્યા.

સાતમા એડવર્ડ—જર્મનીના શહેનશાહ તેમના ભાણેજ અને રૂશિઆનાં રાણી તેમનાં ભાણેજી થાય. એમણે ૯ વરસની કારકિર્દિમાં ઘણી ખ્યાતિ મેળવી. તેઓ શાણા, જોરાવાર, દયાળુ અને પરોપકારી હતા. તેમને સઘળી પ્રજા બહુ ચહાતી હતી. યુરોપમાં શાન્તિ જાળવવા તેમણે ઘણો પ્રયત્ન કર્યો છે, તેથી તેમને 'સલાહ શાંતિ ફેલાવનાર એડવર્ડ' કહે છે. તેમનો સ્વર્ગવાસ ૧૯૦૧ માં થયો. તે વખતે તેમની દફન ક્રિયામાં યુરોપના સાત રાજાએ હાજરી આપી પોતાની લાગણી દર્શાવી હતી. તેમની પાછળ તેમના પુત્ર જ્યૉર્જ પાંચમાના નામથી ગાદીએ બેઠા. તેમનું રાજ્ય અચળ રહો.

**લૉર્ડ હાર્ડિંજ**—એ તા. ૧૮ મી ડિસેંબર ૧૯૧૦ ના રોજ મુંબઈને કિનારે ઉતર્યા. પહેલાં આવી ગએલા હાર્ડિંજ તેમના દાદા થાય. એના વખતમાં ૧૯૧૨ માં ગુજરાતમાં દુકાળ પડ્યો.

**પાંચમા જ્યૉર્જ**—તે મહારાજા ૧૯૦૫ માં મહરાણી મેરી સાથે આપણા દેશમાં પધાર્યા હતા. તેમના પિતાનો સ્વર્ગવાસ થવાથી ૧૯૧૧ ની ૨૨ મી જુને લંડનમાં વેસ્ટ મિન્સ્ટર ઍબિમાં તેમને રાજ્યાભિષેકની ક્રિયા કરવામાં આવી હતી.

**દિલ્હી દરબાર**—દિલ્હીમાં ૧૯૧૧ ની ૧૨ મી ડિસેંબરે ભારે દબદબાથી દરબાર ભરવામાં આવ્યો. તેમાં ઘણા રાજારાણાઓએ ભાગ લીધો હતો. આ પ્રસંગે જાહેરનામું વાંચી સંભળાવી શહેનશાહે પોતાના પિતાના પગલે ચાલવાનું વચન આપ્યું હતું. તથા બંગાળાના ભાગ રદ કરી કેળવણી ખાતામાં રૂ. ૫૦ લાખની ગ્રાંટ આપી અને રાજધાની કલકત્તા ફેરવી દિલ્હી રાખવાનું ઠરાવ્યું. આજ સુધી રાજ્યાભિષેકની ક્રિયા શહેનશાહના પ્રતિનિધિ તરફથી થતી હતી; પરંતુ આ પ્રસંગે પહેલવહેલા આ જ્યૉર્જ મહારાજા હિંદના તખ્ત ઉપર બિરાજવા પધાર્યા હતા, આથી હિંદની રૈયતને શહેનશાહના દર્શનને અલભ્ય લાભ મળ્યો.



**પહેલાંનો સમય અને હાલનો સમય**—પહેલાં મુસલમાનોના વખતમાં ઠંડા પ્રદેશમાંથી જે યોદ્ધાઓ આવતા તે હિંદમાં ઝાઝો વખત રહેવાથી તેમનું બળ ઘટી જતું હતું. હવે અંગ્રેજ યોદ્ધાઓનું બળ તે પ્રમાણે ઘટી જવાનો સંભવ નથી, કારણ કે તે થોડો વખત

રહી પાછા ઈંગ્લાંડ જાય છે અને ત્યાંથી નવા યોદ્ધાઓ આવે છે; આથી દેશનું સારૂં રક્ષણ થાય છે તથા લાંબા વખત સુધી બધે સુલેહશાંતિ રહેશે.

પહેલાં હિંદમાં ઘણી કોમો અને પ્રજાઓ હતી. તે દરેકનો રાજા જુદો હતો અને એક બીજા સાથે લડી મરતા હતા. હવે તે બધું બંધ પડી એક બીજાના મિત્ર બન્યા છે. હાલમાં શૂરવીર ગુરખા, ઝનુની શીખ, જબરા પઠાણ, છાતીવાળા મરાઠા અને હિંદુ તથા મુસલમાન બધા અંગ્રેજ યોદ્ધાઓની સાથે પોતાના દેશને માટે જોડા-યા છે અને ઇતિહાસમાં હિંદ પહેલીજ વખત એકત્ર બન્યું છે.

---

## ૧૭. પરચુરણ હકીકત.

### હિંદના રાજ્યકર્ત્તાઓની વંશાવળી.

### ગુલામ વંશ. ૧૨૦૬-૧૨૯૦—૮૪ વર્ષ.

| નામ. | સાલ. | નામ. | સાલ. |
|---|---|---|---|
| કુતબુદ્દીન. | ૧૨૦૬-૧૨૧૦ | મવઝુદ્દીન. | ૧૨૩૯-૧૨૪૧ |
| આરામ. | ૧૨૧૦-૧૨૧૧ | અલાઉદ્દીન. | ૧૨૪૧-૧૨૪૬ |
| અલ્તમશ. | ૧૨૧૧-૧૨૩૬ | નાશરૂદ્દીન. | ૧૨૪૬-૧૨૬૫ |
| રૂકનુદ્દીન. | ૧૨૩૬-૧૨૩૬ | ગ્યાસુદ્દીન. | ૧૨૬૫-૧૨૮૭ |
| રઝીયા બેગમ. | ૧૨૩૬-૧૨૩૯ | કૈકુબાદ. | ૧૨૮૭-૧૨૯૦ |

### ખીલજી વંશ. ૧૨૯૦-૧૩૨૦—૩૦ વર્ષ.

| નામ. | સાલ. | નામ. | સાલ. |
|---|---|---|---|
| જલાલુદ્દીન | ૧૨૯૦-૧૨૯૫ | મુબારક. | ૧૩૧૬-૧૩૨૦ |
| અલાઉદ્દીન. | ૧૨૯૫-૧૩૧૫ | ખુશરૂ. | ૧૩૨૦-૧૩૨૦ |
| ઉમર. | ૧૩૧૫-૧૩૧૬ | | |

## તઘલખ વંશ. ૧૩૨૦-૧૪૧૪—૯૪ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| ગ્યાસુદ્દીન. | ૧૩૨૦-૧૩૨૫ | અબુબકર. | ૧૩૮૯-૧૩૮૯ |
| મહમદ તઘલખ. | ૧૩૨૫-૧૩૫૧ | નાશરૂદ્દીન. | ૧૩૯૦-૧૩૯૪ |
| ફિરોજશાહ. | ૧૩૫૧-૧૩૮૮ | મહમદ બીજો. | ૧૩૯૪-૧૪૧૨ |
| ગ્યાસુદ્દીન બીજો. | ૧૩૮૮-૧૩૮૯ | દોલતખાન. | ૧૪૧૨-૧૪૧૪ |

## સૈયદ વંશ. ૧૪૧૪-૧૪૫૦—૩૬ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| ખીજરખાન. | ૧૪૧૪-૧૪૨૧ | મહમુદ. | ૧૪૩૩-૧૪૪૩ |
| મુબારક. | ૧૪૨૧-૧૪૩૩ | અલાઉદ્દીન. | ૧૪૪૩-૧૪૫૦ |

## લોદી વંશ. ૧૪૫૦-૧૫૨૬—૮૮ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| બહિલોલખાન. | ૧૪૫૦-૧૪૮૮ | ઈબ્રાહીમ. | ૧૫૧૭-૧૫૨૬ |
| સીકંદર. | ૧૪૮૮-૧૫૧૭ | | |

## મોગલ વંશ. ૧૫૨૬-૧૮૫૭—૩૩૧ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| બાબર. | ૧૫૨૬-૧૫૩૦ | જહાંદારશાહ. | ૧૭૧૨-૧૭૧૩ |
| હુમાયુ. | ૧૫૩૦-૧૫૫૬ | ફરૂખશીઅર. | ૧૭૧૩-૧૭૧૯ |
| અકબર. | ૧૫૫૬-૧૬૦૫ | મહમદશાહ. | ૧૭૧૯-૧૭૪૮ |
| જહાંગીર. | ૧૬૦૫-૧૬૨૭ | અહમદશાહ. | ૧૭૪૮ ૧૭૫૪ |
| શાહજહાન. | ૧૬૨૭-૧૬૫૮ | આલમગીર બીજો. | ૧૭૫૪-૧૭૫૯ |
| ઔરંગજેબ. | ૧૬૫૮-૧૭૦૭ | શાહઆલમ. | ૧૭૫૯-૧૮૦૬ |
| (આલમગીર. ૧ લો) | | અકબર બીજો. | ૧૮૦૬-૧૮૩૭ |
| બહાદુરશાહ. | ૧૭૦૭-૧૭૧૨ | મહમદ બહાદુરશાહ. | ૧૮૩૭-૧૮૫૭ |

## સુર વંશ. ૧૫૪૦-૧૫૫૫—૧૫ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| શેરશાહ. | ૧૫૪૦-૧૫૪૫ | ફિરોજશાહ. | ૧૫૫૩-૧૫૫૩ |
| સલીમશાહ. | ૧૫૪૫-૧૫૫૩ | આદિલશાહ | ૧૫૫૩-૧૫૫૫ |

## મરેઠા વંશ. ૧૬૬૪-૧૮૪૮—૧૮૪ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| શિવાજી. | ૧૬૬૪-૧૬૮૦ | રામરાજા. | ૧૭૪૮-૧૭૭૭ |
| શંભાજી. | ૧૬૮૦-૧૬૮૯ | શાહુ બીજો. | ૧૭૭૭-૧૮૧૮ |
| રાજારામ | ૧૬૮૯-૧૭૦૦ | બાલાસાહેબ. (પ્રતાપસિંહ) | ૧૮૧૮-૧૮૩૭ |
| શિવાજી બીજો. | ૧૭૦૦-૧૭૦૮ | આપાસાહેબ. (શાહજી) | ૧૮૩૭-૧૮૪૮ |
| શાહુ. | ૧૭૦૮-૧૭૪૮ | | |

## પેશ્વા વંશ. ૧૭૧૪-૧૮૧૮—૧૦૪ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| બાલાજીરાવ. | ૧૭૧૪-૧૭૨૦ | નારણરાવ. | ૧૭૭૨-૧૭૭૩ |
| બાજીરાવ ૧ લો. | ૧૭૨૦-૧૭૪૦ | સવાઇ માધવરાવ. | ૧૭૭૪-૧૭૯૫ |
| બાલાજીબાજીરાવ. | ૧૭૪૦-૧૭૬૧ | બાજીરાવ બીજો. | ૧૭૯૫-૧૮૧૮ |
| માધવરાવ. | ૧૭૬૧-૧૭૭૨ | | |

## ગવર્નર.

| | | | |
|---|---|---|---|
| ક્લાઇવ. | ૧૭૫૮-૧૭૬૦ | હેરીવેરેલ્સ્ટ. | ૧૭૬૭-૧૭૬૯ |
| વાન્સીટાર્ટ. | ૧૭૬૦-૧૭૬૪ | જાનકાર્ટીયર | ૧૭૬૯-૧૭૭૨ |
| ક્લાઇવ બીજીવાર. | ૧૭૬૫-૧૭૬૭ | વૉર્નહેસ્ટિંગ્સ. | ૧૭૭૨-૧૭૭૪ |

## ગવર્નર જનરલો.

| | | | |
|---|---|---|---|
| વૉર્ન હેસ્ટિંગ્સ. | ૧૭૭૪-૧૭૮૫ | લૉર્ડ આમ્હર્સ્ટ. | ૧૮૨૩-૧૮૨૮ |
| લૉર્ડ કૉર્નવાલિસ. | ૧૭૮૬-૧૭૯૩ | ,, વિલિયમ બે-ન્ટિક. | ૧૮૦૮-૧૮૩૫ |
| સર જૉન શોર. | ૧૭૯૩-૧૭૯૮ | | |
| માર્કવિસ વેલેસ્લી. | ૧૭૯૮-૧૮૦૫ | ,, ઑકલૅંડ. | ૧૮૩૬-૧૮૪૨ |
| લૉર્ડ કૉર્નવાલિસ. | ૧૮૦૫-૧૮૦૫ | એલનબરો. | ૧૮૪૨-૧૮૪૪ |

| બીજાવાર. | | લૉર્ડ હાર્ડિંજ. | ૧૮૪૪–૧૮૪૮ |
|---|---|---|---|
| સરજ્યૉર્જ બાર્લો. | ૧૮૦૫–૧૮૦૭ | ડલહાઉસી. | ૧૮૪૮–૧૮૫૬ |
| લૉર્ડ મિન્ટો. | ૧૮૦૭–૧૮૧૩ | લૉર્ડ કેનિંગ. | ૧૮૫૬–૧૮૫૮ |
| ,, હેસ્ટિંગ્સ. | ૧૮૧૩–૧૮૨૩ | | |

વાઇસરૉય.

| | | | |
|---|---|---|---|
| લૉર્ડ કેનિંગ. | ૧૮૫૮–૧૮૬૨ | લૉર્ડ ડફરીન. | ૧૮૮૪–૧૮૮૮ |
| ,, એલ્જિન | ૧૮૬૨–૧૮૬૩ | ,, લેન્સડાઉન. | ૧૮૮૮–૧૮૯૩ |
| સરજૉન લારેન્સ. | ૧૮૬૪–૧૮૬૯ | ,, એલ્જિન. | ૧૮૯૩–૧૮૯૮ |
| લૉર્ડ મેયો. | ૧૮૬૯–૧૮૭૨ | ,, કર્ઝન. | ૧૮૯૯–૧૯૦૫ |
| ,, નૉર્થબ્રુક | ૧૮૭૨–૧૮૭૬ | ,, મિન્ટો. | ૧૯૦૫–૧૯૧૦ |
| ,, લીટન. | ૧૮૭૬–૧૮૮૦ | ,, હાર્ડિંજ. | ૧૯૧૦ થી. |
| ,, રીપન. | ૧૮૮૦–૧૮૮૪ | | |

---

## પ્રખ્યાત લડાઇઓ.

| સ્થળ. | સાલ. | | પરિણામ. |
|---|---|---|---|
| પાણીપત | ઇ. સ. પૂ. | ૫૦૦૦ | પાંડવોએ કૌરવોને હરાવ્યા. |
| ઝેલમ | ઇ. સ. પૂ. | ૩૨૭ | સિકંદરે પોરસને હરાવ્યો. |
| સોમનાથ | ઇ. સ. | ૧૦૨૪ | મહમદગીજનીએ ભીમદેવને હરાવ્યો. |
| થાણેશ્વર | | ૧૧૯૧ | પૃથુરાજે શાહબુદ્દીનને હરાવ્યો. |
| પાણીપત (૨) | | ૧૧૯૩ | શાહબુદ્દીને પૃથુરાજને હરાવ્યો. |
| પાણીપત (૩) | | ૧૫૨૬ | બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| ફત્તેહપુર સીક્રી | | ૧૫૨૭ | બાબરે સંગરાણાને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| બકસર | ૧૫૩૯ | શેરશાહે હુમાયુને હરાવ્યો. |
| કનોજ | ૧૫૪૦ | ,, ,, |
| પાણીપત (૪) | ૧૫૫૬ | બહેરામે હેમુને હરાવ્યો. |
| તાલીકોટ | ૧૫૬૫ | બ્રાહ્મણી રાજ્યોએ વિજયનગરના રાજાને હરાવ્યો. |
| કાશી | ૧૬૫૭ | દારાએ સુજાને હરાવ્યો. |
| આગ્રા | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને હરાવ્યો. |
| ઉજ્જન | ૧૬૫૭ | મુરાદ તથા ઔરંગજેબે જસવંતસિંહ તથા દારાને હરાવ્યા. |
| શાહપુર | ૧૭૨૦ | નિઝામે સૈયદઅબદલ્લાને હરાવ્યો. |
| કર્નાલ | ૧૭૩૮ | નાદિરશાહે મોગલોને હરાવ્યા. |
| અંબુર (૧) | ૧૭૪૧ | મરેઠાએ કર્ણાટકના નવાબ દોસ્તઅલીને હરાવ્યો. |
| મદ્રાસ | ૧૭૪૬ | ફ્રેંચોએ કર્ણાટકના નવાબને હરાવ્યો. |
| સરહિંદ | ૧૭૪૬ | મોગલોએ અહમદદુરાનીને હરાવ્યો. |
| ત્રિચીનાપલ્લી | ૧૭૫૦ | નાશિરજંગે મુઝફ્ફરજંગને હરાવ્યો. |
| અંબુર (૨) | ૧૭૫૦ | ડુપ્લેએ અનવરૂદ્દીનને હરાવ્યો. |
| આર્કોટ | ૧૭૫૨ | ક્લાઇવે રાજાસાહેબને હરાવ્યો. |
| બાહુર | ૧૭૫૨ | મેજર લોરેન્સે ફ્રેંચોને હરાવ્યા. |
| પ્લાસી | ૧૭૫૭ | ક્લાઇવે સિરાજુદૌલાને હરાવ્યો. |
| ચીન્સુરા | ૧૭૫૯ | કર્નલ ફોર્ડે વલંદાને હરાવ્યા. |
| વાંદિવાશ | ૧૭૬૦ | સર આયર કુટે લાલી તથા બુસીને હ. |
| પાણીપત (૫) | ૧૭૬૧ | અહમદદુરાનીએ મરેઠાને હરાવ્યા. |

| | | |
|---|---|---|
| પટણા (૧) | ૧૭૬૧ | મેજર કર્નાકે શાહઆલમને હરાવ્યો. |
| ઘેરીઆ | ૧૭૬૩ | મેજર એડમ્સે મીરકાસમને હરાવ્યો. |
| પટણા (૨) | ૧૭૬૪ | મેજર કર્નાકે મીરકાસમ, સુજાદોલાને શાહઆલમને હરાવ્યા. |
| બક્સર | ૧૭૬૪ | મેજર મનરોએ ઉપરના ત્રણ રાજાને હરાવ્યા. |
| ચંગામ | ૧૭૬૭ | કર્નલ સ્મિથે હૈદરને હરાવ્યો. |
| ત્રિનોમાલી | ૧૭૬૭ | ” ” |
| અંબુર (૩) | ૧૭૬૭ | ” ” |
| ચેરકુલી | ૧૭૭૨ | માધવરાવ પેશ્વાએ હૈદરને હરાવ્યો. |
| પોલીલોર (૧) | ૧૭૮૦ | હૈદરે કર્નલ બેલીને હરાવ્યો. |
| ચીલામબ્રામ | ૧૭૮૦ | હૈદરે બ્રેથ્વેટને હરાવ્યો. |
| પોર્ટોનોવો | ૧૭૮૧ | સર આયર કુટે હૈદરને હરાવ્યો. |
| પોલીલોર (૨) | ૧૭૮૧ | ” ” |
| શોલિંગર | ૧૭૮૧ | ” ” |
| આર્ની | ૧૭૮૨ | ” ” |
| શીમોગા | ૧૭૯૧ | લોર્ડ કોર્નવાલિસે ટીપુને હરાવ્યો. |
| અરીકિરા | ૧૭૯૧ | ” ” |
| કુર્દલા (ખર્ડા) | ૧૭૯૫ | મરેઠાએ નિઝામને હરાવ્યા. |
| માલવેલી | ૧૭૯૯ | જનરલ હેરિસે ટીપુને હરાવ્યો. |
| સદાશીર | ૧૭૯૯ | જનરલ સ્ટુઅર્ટે ” |
| શ્રીરંગપટ્ટણ | ૧૭૯૯ | જનરલ બેયર્ડે ” |

| | | |
|---|---|---|
| પુના | ૧૮૦૨ | જસવંતરાવ હોલ્કરે પેશ્વા તથા સિંધીઆને હરાવ્યા. |
| અસાઇ | ૧૮૦૩ | કર્નલ વેલેસ્લીએ સિંધીઆ તથા ભોંસલાને હરાવ્યા. |
| આર્ગામ | ૧૮૦૩ | ” ” |
| લાસવારી | ૧૮૦૩ | જનરલ લેકે સિંધીઆને હરાવ્યો. |
| દિગ | ૧૮૦૪ | મોન્સને હોલ્કરને હરાવ્યો. |
| ભરતપુરનો ઘેરો (૧) | ૧૮૦૫ | લોર્ડ લેકે શહેર ઘેર્યું પણ જીતાયું નહિ. |
| મલુન | ૧૮૧૫ | જનરલ આક્ટર્લોનીએ ગુરખાઓને હ. |
| મકવાનપુર | ૧૮૧૬ | ” ” |
| હરિહરપુર | ૧૮૧૬ | ” ” |
| ખડકી | ૧૮૧૭ | કર્નલ બરે બાજીરાવને હરાવ્યો. |
| કોરેગામ | ૧૮૧૭ | કપ્તાન સ્ટાન્ટને બાજીરાવને હરાવ્યો. |
| સીતાબલ્દી | ૧૮૧૭ | મિ. જેન્કીન્સને આપાસાહેબને હ. |
| માહિદપુર | ૧૮૧૭ | સર જોન માલ્કમે હોલ્કરના લશ્કરને હ. |
| આસ્ટી | ૧૮૧૮ | જનરલ સ્મિથે બાજીરાવના સરદાર બાપુ ગોખલેને હરાવ્યો. |
| રંગુન | ૧૮૨૪ | સર. એ. કેમ્બેલે બ્રહ્મીઓને હ. |
| પ્રોમ | ૧૮૨૫ | ” ” |
| પગામ | ૧૮૨૬ | ” ” |
| ભરતપુરનો ઘેરો (૨) | ૧૮૨૬ | લોર્ડ કોમ્બરમીઅરે ગઢ જીત્યો. |
| પરવાન | ૧૮૪૦ | રોબર્ટ સેલે દોસ્તમહમદને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| મિયાની | ૧૮૪૩ | સર. ચાર્લ્સ નેપીઅરે સિંધના અમીરોને હરાવ્યા. |
| હૈદ્રાબાદ | ૧૮૪૩ | ,, ,, |
| મહારાજપુર | ૧૮૪૩ | સર હ્યુ ગોફે સિંધીઆને હરાવ્યો. |
| પનીઆર | ૧૮૪૩ | ,, ,, |
| મુડકી | ૧૮૪૫ | ગોફ તથા હાર્ડિંજે શીખ લોકોને હ૦ |
| ફિરોજપુર (ફિરોજશહેર) | ૧૮૪૫ | ,, ,, |
| અલિવાલ | ૧૮૪૬ | સર. એચ. સ્મિથે ,, |
| સેબ્રાઅન | ૧૮૪૬ | ગોફે ,, |
| કીનેરી | ૧૮૪૮ | એડવર્ડે લાલા મૂળરાજને હરાવ્યો. |
| રામનગર | ૧૮૪૮ | ,, ,, |
| ચીલીયનવાલા | ૧૮૪૯ | ગોફે શીખ લોકોને હરાવ્યા તો ખરા, પણ અંગ્રેજનાં ઘણાં માણસ માર્યા ગયાં. |
| ગુજરાત | ૧૮૪૯ | ગોફે શીખ લોકોને સંપૂર્ણ હરાવ્યા. |
| રંગુન | ૧૮૫૨ | જનરલ ગોડવીને બ્રહ્મીઓને હરાવ્યા. |
| પેગુ | ૧૮૫૨ | ,, ,, |
| કંદહાર | ૧૮૮૦ | જનરલ રોબર્ટસે અયુબખાનને અફગાનિસ્તાનમાં હરાવ્યો. |

# વિગ્રહો.

**કર્ણાટક ( આર્કોટ ) નો પહેલો વિગ્રહ.૧૭૪૪-૧૭૪૮—** ક્લાઇવ અને ડુપ્લે વચ્ચે. કારણ—(૧) ૧૭૪૪ માં ઇંગ્લાંડમાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લડાઇ જાગી તેની અસર હિંદમાં દાખલ થઇ. (૨) અંગ્રેજોને વેપારમાં ઘણો નફો મળતો જોઇ ડુપ્લે તેમને હિંદમાંથી કાઢી મૂકવા માગતો હતો. (૩) દક્ષિણ હિંદમાં ડુપ્લેને રાજ્ય કરવાની ઇચ્છા હતી, આથી લડાઇ સળગી. તેમાં ફ્રેંચ સરદાર ડુપ્લે તથા લાબોર્ડોન્સે અંગ્રેજ સરદાર ક્લાઇવ પાસેથી મદ્રાસ જીતી લીધું, પરંતુ ૧૭૪૮ માં એલાશાપેલની સલાહ થવાથી મદ્રાસ પાછું મળ્યું.

**કર્ણાટક બીજો વિગ્રહ.** ૧૭૫૬—૧૭૬૩. અંગ્રેજને ફ્રેંચ વચ્ચે. કારણ—યુરોપમાં કેટલીક પ્રજા વચ્ચે સાત વર્ષની લડાઇ ચાલી તેમાં અંગ્રેજો ફ્રેંચોની સામા ઉતર્યા. ફ્રેંચ સરદાર લાલીએ અંગ્રેજોને હાંકી કાઢવા ડેવિડ કિલ્લાનો નાશ કરી મદ્રાસને ઘેરો ઘાલ્યો; માટે અંગ્રેજ સરદાર કુટ તથા ફોર્ડે તેમને વાંડિવાશ આગળ હરાવ્યા અને પાંડિચેરી લઇ લીધું, પણ પાછળથી પાછું આપ્યું.

**બંગાળી પહેલો વિગ્રહ.** ૧૭૫૭—ક્લાઇવ અને સિરાજુદ્દૌલા વચ્ચે. કારણ—(૧) અંગ્રેજોએ નવાબની પરવાનગી વગર ફોર્ટ વિલિયમનો કિલ્લો સમરાવ્યો. (૨) નવાબના ભત્રીજાના દિવાનનો પુત્ર કિસનદાસ અંગ્રેજને શરણે ગયો હતો તે અંગ્રેજે પાછો સોંપ્યો નહિ; આથી લડાઈ થઇ. તેમાં અંગ્રેજ સરદાર ક્લાઇવે સિરાજુદ્દૌલાને પ્લાસી આગળ ૧૭૫૭ માં હરાવી મીરજાફરને ગાદી આપી.

**બંગાળી બીજો વિગ્રહ.** ૧૭૬૦—૧૭૬૪—અંગ્રેજ ને મીરકાસમ વચ્ચે.

કારણુ—રૈયતનું રાહદારી માલનું દાણ સેંકડે ૯ ટકા હતું. તેમાં કંપનીના નોકરો ગરબડ કરી પોતે પૈસા કમાવા લાગ્યા, આથી મીરકાસમની ઉપજને હાની પહોંચી; માટે તેણે નાકાં ઉઠાડી મૂક્યાં એટલે લડાઇ થઈ. તેમાં અંગ્રેજ સરદાર મેજર એડમ્સ, મેજરમનરો અને મેજર કર્નાક મીરકાસમ, શાહઆલમ તથા સુજાઉદ્દૌલાને પટણા પહેલી, ઘેરીઆ, પટણા બીજી અને બક્સર આગળ હરાવ્યા.

મ્હેસુર પહેલો વિગ્રહ—૧૭૬૭-૧૭૬૯. અંગ્રેજ ને હૈદર વચ્ચે. કારણુ—(૧) અંગ્રેજના રક્ષણ નીચેના કર્ણાટકના નવાબના કેટલાક કિલ્લા તેણે જીતી લીધા. (૨) અંગ્રેજના મળતીઆ નિઝામના મુલક ઉપર ચઢાઇ કરી, આથી લડાઇ થઈ તેમા અંગ્રેજ સરદાર કર્નલ સ્મિથે ચંગામ, ત્રિનોમાલી ને અંબુર આગળ હૈદરને હરાવ્યો. છેવટે ૧૭૬૯ માં મદ્રાસ આગળ સલાહ થઈ.

મ્હેસુર બીજો વિગ્રહ—૧૭૮૦-૧૭૮૪. વોર્ન હેસ્ટિંગ્સ અને હૈદર વચ્ચે કારણુ—હૈદરે નિઝામ તથા મરાઠની મદદ લઇ કર્ણાટકનો ઘણોખરો મુલક ઉજ્જડ કર્યો અને કેટલાંક ગામ બાળી મૂકયાં તથા પાકનો નાશ કર્યો માટે લડાઇ થઇ. તેમાં હૈદરે પોલિલોર આગળ કર્નલ બેલી તથા બ્રેથવેટને હરાવ્યા પણ સર આયર કૂટે ૧૭૮૧ માં પોર્ટોનોવો, પોલીલોર બીજી, સોલીંગર અને ૧૭૮૨ માં આર્ની આગળ હૈદરના લશ્કરને હરાવ્યું. એટલામાં તેનું મરણ થવાથી તેના છોકરા ટીપુએ ૧૭૮૪ માં મેંગલોર આગળ સલાહ કરી.

મ્હેસુર ત્રીજો વિગ્રહ—૧૭૯૦-૧૭૯૨. કોર્નવાલિસ ને ટીપુ વચ્ચે, કારણુ—ટીપુએ અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર

મદદ કરી માટે કોર્નવાલિસે નિઝામ તથા મરાઠાને લઇ શ્રીરંગપટ્ટણ આગળ તેને હરાવ્યો, આથી ટીપુએ ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણની સલાહ કરી.

મ્હેસુર ચોથો વિગ્રહ—૧૭૯૯. વેલેસ્લી અને ટીપુ વચ્ચે. કારણ—(૧) ટીપુએ સહાયકારી લશ્કર રાખવાની ના પાડી અને ફ્રેંચો સાથે ખટપટ કરી. (૨) અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવા નેપોલીઅનની મદદ માગી, આથી લડાઇ થઇ. તેમાં અંગ્રેજ સરદાર હેરિસ, કર્નલ વેલેસ્લી અને બેયર્ડે ટીપુને ૧૭૯૯ માં સદાશીર, માલવેલી ને શ્રીરંગપટ્ટણ આગળ હરાવ્યો. છેલ્લી લડાઇમાં ટીપુ મરાયો.

મરાઠા ૧ લો વિગ્રહ—૧૭૭૫–૧૭૮૨. હેસ્ટિંગ્સ અને સવાઇ માધવરાવ વચ્ચે. કારણ—અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ પકડ્યો તેથી સવાઇ માધવરાવે સામા થઇ અંગ્રેજ સરદાર કીટીંગને હરાવ્યો તથા વારગામ આગળ મનગમતી શરતો કબુલ કરાવી. એવામાં કેપ્ટન પોપહામે આવી ગ્વાલીઅર લીધું અને સાલબાઇ મુકામે સલાહ કરી.

મરાઠા બીજો વિગ્રહ-૧૮૦૩–૧૮૦૪. વેલેસ્લી અને સિંધીઆ તથા ભોંસલા વચ્ચે. કારણ—બાજીરાવે ૧૮૦૨ માં વસાઇ મુકામે સલાહ કરી અને મરાઠા સાથે સંબંધ નહિ રાખવા તથા સહાયકારી લશ્કર રાખવા કબુલ કર્યું, આથી સિંધીઆ તથા ભોંસલા નારાજ થયા. (૨) સિંધીઆ અને ભોંસલાએ સહાયકારી લશ્કર રાખવાની ના પાડી અને અંગ્રેજ સાથે લડવા તૈયારી કરી હોલ્કરની મદદ માગી; આથી આર્થર વેલેસ્લી અને કર્નલ સ્ટીવનસને સિંધીઆ તથા ભોંસલાને ૧૮૦૩ માં અસાઇ ને આરગામ આગળ તથા જનરલ

લેક લાસવારી આગળ હરાવ્યા. એટલે સિંધીઆએ અંજેગામ અને ભોંસલાએ દેવગામ આગળ સલાહ કરી.

**મરાઠા ત્રીજો વિગ્રહ—૧૮૦૪.** વેલેસ્લી ને હોલ્કર વચ્ચે. કારણ—યશવંતરાવ હોલ્કરને વેલેસ્લીએ ના કહ્યા છતાં તેણે રજપૂતોને પજવી લૂટ ચલાવી તથા ચોથ ઉઘરાવવા માંડી, આથી કર્નલ મોન્સન તેની સામે ગયો પણ હોલ્કરનું જોર વધારે હોવાથી તે મહા-મુશીબતે પાછો આવી ગયો. એવામાં જનરલ લેક આવી ૧૮૦૪ માં ડીગ આગળ તેને હરાવી તે કિલ્લો જીતી લીધો.

**મરાઠા ચોથો વિગ્રહ—૧૮૧૭-૧૮૧૮.** લોર્ડ હેસ્ટિંગ્સ ને બાજીરાવ વચ્ચે. કારણ—(૧) બાજીરાવ વસાઇની સલાહથી અકળાઇ જઇ અંગ્રેજની તાબેદારી તળેથી નીકળી જવા સિંધીઆ ને ભોંસલા સાથે મસલત કરતો હતો. (૨) ગાયકવાડે મહેસૂલ સંબંધી ટંટાનો નિકાલ કરવા અંગ્રેજની બાહેંધરીથી દિવાન ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો. ત્યાં બાજીરાવના મસલતીઆ ત્રંબકજી ડેંગલેએ તેનું ખુન કરાવ્યું. (૩) અંગ્રેજ રેસિડેન્ટ એલ્ફિન્સ્ટન ઉપર હુમલો કર્યો, માટે લડાઇ થઇ. તેમાં અંગ્રેજ સરદાર કર્નલબર, સ્ટાન્ટન અને સ્મિથે ખડકી, કોરેગામ ને આસ્ટી આગળ બાજીરાવના લશ્કરને હરાવ્યું.

**ભોંસલા**—અંગ્રેજે નાગપુરની ગાદી આપાસાહેબને આપી, છતાં તેણે બાજીરાવ સાથે મળી જઇ સીતાબલ્દીના રેસીડેન્ટ જેન્કીન્સન ઉપર હુમલો કર્યો પણ નાગપુરનું લશ્કર હાર્યું.

**હોલ્કર**—જસવંતરાવ હોલ્કરની સ્ત્રી તુલસીબાઇએ અંગ્રેજ સરદાર સર જૉન માલ્કમ સાથે સલાહ કરવાની ખુશી બતાવી, આથી

તેના સરદારોએ તેને મારી નાખી અંગ્રેજ સાથે લડાઇ કરી. તેમાં માલ્કમે ૧૮૧૭ માં માહિદપુર આગળ તેના લશ્કરને હરાવ્યું, એટલે મંદેસર આગળ સલાહ થઇ.

ગુરખા (નેપાળ) વિગ્રહ—૧૮૧૪-૧૮૧૬. મોયરા ને ગુરખા વચ્ચે. કારણુ—ગુરખા રાજાએ અયોધ્યાનાં કેટલાંક ગામોનો કબજો કરી ત્યાંના મુખીઓને મારી નાખ્યા તેથી લડાઇ થઇ. તેમાં અંગ્રેજ સરદાર જનરલ આક્ટર્લોનીએ ગુરખાઓને મલુન, મકવાનપુર અને હરિહરપૂર આગળ હરાવ્યા, તેથી તેમણે સેગાઉલીન (ખટમંડુ) આગળ સલાહ કરી.

પિંઢારી વિગ્રહ—૧૮૧૬. મોયરા ને પિંઢારા વચ્ચે. કારણુ—(૧) આ લોકો પૈસા મેળવવા રૈયતને પગે તપાવેલા લોઢાથી ડામ દેતા. (૨) ગળે ફાંસો દેતા. (૩) મોઢે મરચાંના તોબરા બાંધતા અને (૪) તેલવાળાં કપડાં કરી માણસને સળગાવી મૂકતા હતા. તેમના મુખ્ય સરદાર અમીરખાન, કરીમખાન, ચીતુ અને વસીલ મહમદ હતા. તેમને હેસ્ટિંગ્સે ૧૮૧૬ માં પકડ્યા. છેવટે તેઓ તાબે થયા માટે અંગ્રેજે કેટલાકને જાગીર આપી શાંત પાડ્યા.

પહેલો બ્રહ્મી વિગ્રહ—૧૮૨૪-૧૮૨૬ લૉર્ડ આમ્હર્સ્ટ ને બ્રહ્મી રાજા વચ્ચે. કારણુ—(૧) બ્રહ્મદેશના રાજાએ બંગાળાની સરહદનો આસામનો મુલક જીતી લીધો. (૨) અંગ્રેજો પર હુમલો કરી કેટલાંક માણસોને મારી નાખ્યાં. (૩) અંગ્રેજના મિત્ર કાચારના રાજા ઉપર ચઢાઇ કરી, આથી લડાઇ થઇ. તેમાં અંગ્રેજ સરદાર સર. એ. કેમ્બેલે બ્રહ્મી સરદાર બંદૂલાને રંગુન, પ્રોમ ને પગામા આગળ હરાવ્યો. છેવટે ૧૮૨૬ માં યાંદાબુ આગળ સલાહ થઇ.

**બ્રહ્મી બીજો વિગ્રહ**—૧૮૫૨. લૉર્ડ ડલહાઉસી ને બ્રહ્મીરાજા વચ્ચે. કારણ—(૧) બ્રહ્મદેશના રાજાએ ચાંદાણુના કરાર તોડયા. (૨) અંગ્રેજ કપ્તાનોને કેદ કર્યા, આથી લડાઇ થઇ. તેમાં અંગ્રેજ સરદાર ગોડવીને રંગુન ને પેગુ આગળ બ્રહ્મીઓને હરાવી પેગુ પ્રાંત ખાલસા કર્યો.

**બ્રહ્મી ત્રીજો વિગ્રહ**—૧૮૮૫. લૉર્ડ ડફરીન ને થીબો વચ્ચે. કારણ—બ્રહ્મદેશનો રાજા થીબો પોતાના મુલકમાં જુલમ કરતો હતો, માટે લડાઇ થઇ. તેમાં બ્રહ્મી રાજા હારી શરણે આવ્યો, તેથી તેને વર્ષાસન આપી બ્રહ્મદેશ ખાલસા કર્યો. ૧૮૮૬

**પહેલો અફઘાન વિગ્રહ**—૧૮૩૯–૧૮૪૨. લૉર્ડ ઑકલૅંડ ને દોસ્તમહમદ વચ્ચે. કારણ—કાબુલના અમીર દોસ્તમહમદે હકદાર વારસ શાહસુજાને કાઢી મૂકી ગાદી લીધી. (૨) રશિઅન ધાસ્તીને લીધે દોસ્તમહમદ પાસે સલાહ કરવા અંગ્રેજોએ બર્ન્સ વકીલને મોકલ્યો પણ તેણે તેનું નહિ માનતાં રૂશિઆ સાથે દોસ્તી કરી. (૩) શાહસુજા અંગ્રેજોનો મિત્ર હતો અને રશિયનો હિંદપર ચઢી આવે તો મદદ કારક થઇ પડે એમ ધારી ઑકલૅંડે તેને મદદ કરી લડાઇ કરી. તેમાં અંગ્રેજ લશ્કરે ૧૮૩૯ માં કંદહાર તથા ગીજની લીધાં અને શાહસુજાને ગાદીએ બેસાડી તેના રક્ષણ માટે સર ડબલ્યુ મેકનોટનને મૂકયો.

**બીજો અફઘાન વિગ્રહ**—૧૮૭૯–૧૮૮૧. લૉર્ડ લીટન અને શેરઅલી વચ્ચે. કારણ—શેરઅલી રૂશિઆ સાથે સલાહ કરતો હોય એવું જાણ્યાથી લીટને એક અંગ્રેજ વકીલને મોકલ્યો, પણ શેરઅલીએ તેનો અંગિકાર નહિ કરતાં રશિયન વકીલને માન

આપ્યું; તેથી લડાઇ થઈ. તેમાં શેરઅલી હારીને નાશી જવાથી તેના દીકરા યાકુબખાનને અમીર બનાવ્યો, પણ તેણે સર. એલ. કાવગ્નારી નામના સરદારને મારી નાખ્યો, આથી રોબર્ટસે મેવંદ આગળ અયુબખાનને હરાવી કાબુલની ગાદી અબદુલ રહેમાનને આપી.

ચીન વિગ્રહ—૧૮૪૦–૧૮૪૨. ઇંગ્લેંડ ને ચીનના રાજા વચ્ચે. કારણ—ચીનના રાજાએ પોતાના દેશમાં આવતું બ્રિટિશ અફીણ અટકાવ્યું માટે લડાઇ થઇ. તેમાં અંગ્રેજ સરદાર ગોફે ૧૮૪૨ માં ચીનના શાહને હરાવી વેપાર કરવાની મંજુરી મેળવી.

સિંધ વિગ્રહ—૧૮૪૨–૧૮૪૩. એલનબરો અને સિંધના અમીરો વચ્ચે. કારણ—અફઘાનોએ અંગ્રેજ સેનાના કડકે કડકા કરી નાખ્યાની ખબર સાંભળી લડાઇ માટે તૈયારી કરી અને અંગ્રેજ રેસીડેન્ટ મિ. ઔટ્રામ ઉપર હુમલો કર્યો. આથી સર ચાલ્સ નેપીઅરે સિંધના અમીરોને હૈદ્રાબાદ ને મિયાની આગળ ૧૮૪૩ માં હરાવી સિંધ પ્રાંત ખાલસા કર્યો.

સિંધીઆ વિગ્રહ—૧૮૪૩. એલનબરો અને સિંધીઆ વચ્ચે. કારણ—જંકોજી સિંધીઆ અપુત્ર મરવાથી તેની સ્ત્રી તારાબાઇએ જીયાજીરાવને દત્તક લઇ જંકોજીના મામાને કારભારી બનાવ્યો, પણ પાછળથી તેને રજા આપી; માટે અંગ્રેજે જંકોજીના મામાનો પક્ષ પકડી લડાઇ કરી. તેમાં સર હ્યુ ગોફે ૧૮૪૩ માં મહારાજપુર અને પનીઆર આગળ તારાબાઇના લશ્કરને હરાવ્યું માટે તારાબાઇએ ગ્વાલીઅરની સંધિ કરી. ૧૮૪૪.

**પહેલો શીખ વિગ્રહ**—૧૮૪૪–૧૮૪૬. હાર્ડિંજ અને શીખ વચ્ચે. કારણ—શીખ લડવૈયાનું બળ વધી પડવાથી તેઓ દિલ્હી લૂટવાને ટમટમી રહ્યા હતા તેથી લડાઇ થઇ. તેમાં ગોફ તથા હાર્ડિંજે ૧૮૪૫ માં મુડકી અને ફિરોજપુર આગળ તથા ૧૮૪૬ માં રિગથે અલીવાલ આગળ અને ગોફે સોબ્રાઅન આગળ શીખ લશ્કરને હરાવ્યું, તેથી ૧૮૪૬ માં લાહોરની સલાહ થઇ.

**બીજો શીખ વિગ્રહ**—૧૮૪૮–૧૮૪૯. ડલહાઉસી ને શીખ વચ્ચે. કારણ—મુલતાનના સુબા લાલામૂળરાજે બે અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા, આથી અંગ્રેજ સરદાર ગોફે શીખ સરદાર શેરસિંગ ને છત્રસિંગને ૧૮૪૮ માં કીનેરી ને રામનગર તથા ૧૮૪૯ માં ચીલીયનવાલા ને ગુજરાત આગળ હરાવી ૧૮૪૯ માં પંજાબ પ્રાંત ખાલસા કર્યો અને દુલીપસિંહને વર્ષાસન આપી ઇંગ્લાંડ મોકલ્યો.

**ભુતાન વિગ્રહ**—૧૮૬૪. લોર્ડ લોરેન્સ અને ભૂતાનના રાજા વચ્ચે. કારણ—ભૂતાનના રાજાએ આસામની તળેટીના દોઆબ નામે પરગણાના લોકોને પકડીને ગુલામ બનાવવા માંડયા, તેથી લડાઇ કરી તેને ૧૮૬૪ માં હરાવ્યો.

---

## સલાહો. ( તહનામાં. )

**એલાશાપેલ**—૧૭૪૮. અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે—આ સલાહ યુરોપમાં થઇ. ૧. મદ્રાસ અંગ્રેજોને પાછું મળ્યું. ૨. કંપનીપીને રહેવું. ૩. હિંદમાં બંને પ્રજાએ લડવું નહિ.

**મદ્રાસ**—૧૭૫૪. અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે—૧. એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો. ૨. દેશી રાજ્યની ખટપટમાં પડવું નહિ. ૩. નવાબ તથા નિઝામને એક બીજાએ કબુલ રાખવા.

**કલકત્તા**—૧૭૫૭. સિરાજુદ્દોલા અને કલાઇવ વચ્ચે—૧. નવાબે અંગ્રેજોને થએલા નુકશાનનો બદલો આપવો. ૨. અંગ્રેજી માલનું હાંસલ માફ કરવું. ૩. બંગાળાનાં થાણાં અંગ્રેજને સોંપવાં.

**મદ્રાસ**—૧૭૬૯. હૈદર અને અંગ્રેજ વચ્ચે—૧. એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો. ૨. સંકટ વખતે એક બીજાને મદદ આપવી.

**સુરત**—૧૭૭૫. રાઘોબા અને મુંબઇ સરકાર વચ્ચે—રાઘોબાએ વસાઇ ને સાલેસટ બેટ મુંબઇ સરકારને આપવા.

**પુરંધર**—૧૭૭૬. પેશ્વા અને હિંદ સરકાર વચ્ચે—જો અંગ્રેજો રાઘોબાનો પક્ષ ન પકડે તો સવાઇ માધવરાવ પેશ્વાએ સાલસેટ બેટ તેમને આપવો.

**વારગામ**—૧૭૭૯. પેશ્વા અને અંગ્રેજ વચ્ચે—૧. અંગ્રેજોએ પેશ્વાનો લીધેલો મુલક પાછો આપવો. ૨. ભરૂચ સિંધીઆને આપવું. ૩. બંગાળેથી આવતું લશ્કર પાછું વાળવું. ૪. આ શરતો પાળતા સુધી બે અંગ્રેજો પેશ્વાને કબજે આપવા.

**સાલબાઇ**—૧૭૮૨. મરેઠા અને અંગ્રેજ વચ્ચે—૧. એક બીજાના દુશ્મનોને મદદ કરવી નહિ. ૨. અંગ્રેજોએ સાલસેટ ને બીજા નાના ટાપુ રાખી મરાઠી મુલક પાછો આપવો. ૩. રાઘોબાને પેન્શન આપવું. ૪. પેશ્વા એ પોર્ટુગીઝ સિવાયની બીજી યુરોપી પ્રજાને નોકર રાખવી નહિ.

**મેંગલોર**—૧૭૮૪. અંગ્રેજ ને ટીપુ વચ્ચે—૧. અંગ્રેજ કેદીઓને છોડી દેવા. ૨. એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો.

**શ્રીરંગપટ્ટણ**—૧૭૯૨. અંગ્રેજ ને ટીપુ વચ્ચે—૧. ટીપુએ અર્ધું રાજ્ય તથા લડાઈના ખર્ચ બદલ ૩ કરોડ રૂપીઆ અંગ્રેજને આપવા. ૨. અર્ધા રાજ્યમાંથી અંગ્રેજે મલબાર, સેલમ ને મદુરા રાખ્યાં. ૩. બાકીનો મુલક નિઝામ તથા મરાઠાને વહેંચી આપ્યો. ૪. ૩ કરોડ રૂપીઆમાંથી અર્ધા તરત અને અર્ધા પછી આપવાના હતા. ૫. આ શરતો પાળતા સુધી તેના બે છોકરા અંગ્રેજને કબજે સોંપવા.

**હૈદ્રાબાદ**—૧૭૯૮. નિઝામ અને અંગ્રેજ વચ્ચે—૧. નિઝામે પોતાને ખર્ચે સહાયકારી લશ્કર રાખવું. ૨. ફ્રેંચ લશ્કરને રજા આપવી.

**અયોધ્યા**—૧૮૦૧. અયોધ્યાના નવાબ અને અંગ્રેજ વચ્ચે—૧. નવાબે સહાયકારી લશ્કર રાખવું. ૨. તેના ખર્ચ પેટે અંગ્રેજને ગંગા અને જમના વચ્ચેનો પ્રદેશ ( વાયવ્ય પ્રાંત ) આપવો.

**વસાઈ**—૧૮૦૨. બાજીરાવ પેશ્વા અને અંગ્રેજ વચ્ચે—૧. અંગ્રેજે બાજીરાવને ગાદીએ બેસાડે તેના બદલામાં તેણે પુનામાં સહાયકારી લશ્કર રાખવું. ૨. તેના ખર્ચ બદલ ૨૬ લાખની ઉપજનો મુલક અંગ્રેજને આપવો. ૩. મરાઠા રાજ્યનું ઉપરીપણું છોડી દેવું. ૪. અંગ્રેજોની રજા સિવાય મરાઠા સરદારો સાથે સંબંધ રાખવો નહિ. ૫. સુરત ઉપરનો દાવો છોડવો. ૬. બીજી યુરોપી પ્રજાને નોકર રાખવી નહિ. ૭. પરરાજ્ય વચ્ચેના વાંધા અંગ્રેજ મારફત પતવવા.

**દેવગામ**—૧૮૦૩. ભોંસલા અને અંગ્રેજ વચ્ચે—૧. કટક,

બાલાસોર ને વરાડ પ્રાંત અંગ્રેજને આપવા. ૨. અંગ્રેજોએ વરાડ પ્રાંત નિઝામને બક્ષિસ કર્યો. ૩. પુના ને નાગપુરમાં અંગ્રેજી લશ્કર રાખવું. ૪. નિઝામ અને પેશ્વા વચ્ચેના વાંધા અંગ્રેજ મારફત પતવવા. ૫. બીજી યુરોપી પ્રજાને નોકર રાખવી નહિ.

અંજેગામ ( સરજી અંજે )—૧૮૦૩. સિંધીઆ ને અંગ્રેજ વચ્ચે—૧. જમનાની ઉત્તરનો સઘળો પ્રદેશ તથા ભરૂચ અંગ્રેજને આપવા. ૨. અહમદનગર પેશ્વાને આપવું. ૩. રજપૂતો તથા નિઝામ પાસેથી ચોથ લેવાનો હક છોડી દેવો. ૪. બીજી યુરોપી પ્રજાને નોકરીમાં રાખવી નહિ.

રાયપુર ઘાટ—૧૮૦૫. અંગ્રેજ ને હોલ્કર વચ્ચે—૧. અંગ્રેજે હોલ્કરનો મુલક પાછો આપવો. ૨. ચંબલ નદીની ઉત્તરના મુલક ઉપર હોલ્કરે હક રાખવો નહિ. ૩. અંગ્રેજી રાજ્યને ઉપદ્રવ કરવો નહિ.

સેગાઉલીન—૧૮૧૬. ગુરખા અને અંગ્રેજ વચ્ચે—૧. ગુરખા રાજાએ કુમાઉન પ્રાંત ( સીમલા, મસુરી ને નૈનિતાલ ) અંગ્રેજને આપવો. ૨. ખટમંડુમાં રેસીડેન્ડ રાખવો. ૩. યુરોપી પ્રજાને રાખવી નહિ. ૪. સીકીમના રાજાને ગુરખા લોકે હરકત કરવી નહિ.

મંદેસર—૧૮૧૭. હોલ્કર ને અંગ્રેજ વચ્ચે—૧. હોલ્કરે પોતાના રાજ્યમાં અંગ્રેજી સૈન્ય રાખવું. ૨. સાતપુડાની દક્ષિણનો મુલક અંગ્રેજને આપવો. ૩. પિંઢારાને મદદ આપવી નહિ. ૪. રજપૂતોના ઉપરના સઘળા દાવા છોડી દેવા.

મહાર—૧૮૧૮. અંગ્રેજ ને બાજીરાવ વચ્ચે—૧. અંગ્રેજે તેના

બધો મુલક લઇ લીધો. ૨. બાજીરાવને ૮ લાખનું વર્ષાસન આપવું. ૩. તેને બીઠુરમાં રાખવો.

**યાંદાબુ**—૧૮૨૬. બ્રહ્મી રાજા અને અંગ્રેજ વચ્ચે—૧. આસામ, આરાકાન ને તિનાસરીમ પ્રાંતો અંગ્રેજને આપવા. ૨. લડાઇના ખર્ચ બદલ ૧ કરોડ રૂપીઆ અંગ્રેજને આપવા.

**ગ્વાલીઅર**—૧૮૪૪. સિંધીઆ અને અંગ્રેજ વચ્ચે—૧. સિંધીઆએ ૪૦ હજારનું લશ્કર ઘટાડી ૯ હજાર રાખવું. ૨. ગ્વાલીઅરમાં સહાયકારી લશ્કર રાખવું. ૩. છ સરદાર અમીરોની એક કાઉન્સિલ નીમી. ૪. તેણે દત્તક જયાજી મોટો થતા સુધી રાજ્ય વહીવટ કરવો. ૫. તારાબાઇને ૩ લાખનું વર્ષાસન બાંધી આપ્યું.

**લાહોર**—૧૮૪૬. અંગ્રેજ ને શીખ વચ્ચે—૧. શીખ લશ્કરમાં ઘટાડો કરી ૨૦ હજાર માણસ રાખવાં. ૨. સતલજ ને બીયા વચ્ચેનો પંજાબનો મુલક અંગ્રેજને આપવો. ૩. લાહોરમાં અંગ્રેજી સૈન્ય રાખવું. ૪. ગુલાબસિંગ નામના રજપૂતને તે મુલકનો રાજા બનાવ્યો. ૫. તેના બદલામાં તેણે લડાઇનું ખર્ચ આપ્યું. ૬. દુલીપસિંગને રાજા બનાવી તેની માને રાજ્યવહિવટ સોંપવો.

**હૈદ્રાબાદ**—૧૮૫૩. નિઝામ અને અંગ્રેજ વચ્ચે—સહાયકારી લશ્કરના ખર્ચ બદલ નિઝામે વરાડ પ્રાંત આપવો.

**ગંદામક**—૧૮૭૯. અંગ્રેજને યાકુબખાન વચ્ચે—૧. કુરમ અને બોલનઘાટની અંદરનો મુલક અંગ્રેજને આપવો. ૨. કાબુલમાં અંગ્રેજ રેસિડેન્ટ રાખવો.

---

# અંગ્રેજ સરકારને મળેલો મુલક.

| નામ. | સાલ. | કોની પાસેથી અને શીરીતે મળ્યો. |
|---|---|---|
| મદ્રાસ. | ૧૬૩૯ | ચંદ્રગીરીના રાજા પાસેથી વેચાણ. |
| મુંબઇ. | ૧૬૬૮ | ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ પાસેથી અવેજમાં. |
| ૨૪ પરગણાં. | ૧૭૫૭ | મીરજાફર પાસેથી બક્ષીસ. |
| ઉત્તર સરકાર. | ૧૭૫૯ | ફ્રેંચો પાસેથી નિઝામની લડાઇમાં. |
| મછલીપટ્ટણ. | ૧૭૫૯ | નિઝામ પાસેથી લડાઇમાં. |
| બર્દવાન, ચીતાગાંગ ને મેદનીપુર | ૧૭૬૦ | મીરકાસમને ગાદી અપાવ્યા બદલ. |
| બંગાળા, બહાર ને ઓડીઆ. | ૧૭૬૫ | દિલ્હીના પાદશાહ પાસેથી બક્ષીસ. |
| સાલસેટ | ૧૭૮૨ | મરાઠા પાસેથી સાલબાઇની સલાહમાં. |
| સેલમ, મલબાર ને મદુરા. | ૧૭૯૨ | ટીપુ પાસેથી શ્રીરંગપટ્ટણના સલાહમાં. |
| કાનડા ને કોઇંબટુર. | ૧૭૯૯ | ટીપુ સાથેના મ્હેસુર ચોથા વિગ્રહમાં. |
| બલારી ને કડપા | ૧૭૯૯ | નિઝામ પાસેથી સહાયકારી લશ્કર બદલ. |
| તાંજોર | ૧૮૦૦ | મરાઠા રાજા પાસેથી અપુત્ર ખાલસા. |
| સુરત | ૧૮૦૦ | સુરતના નવાબ પાસેથી. |
| વાયવ્ય પ્રાંતનો દોઆબ. | ૧૮૦૧ | અયોધ્યાના નવાબ પાસેથી સહાયકારી લશ્કરના ખર્ચ બદલ. |
| કર્ણાટક | ૧૮૦૧ | કર્ણાટકના નવાબ પાસેથી ખાલસા. |
| દિલ્હી, આગ્રા, ભરૂચ ને પાવાગઢ | ૧૮૦૩ | દોલતરાવ સિંધીઆ પાસેથી લડાઇમાં |

| | | |
|---|---|---|
| ધોળકા, ધંધુકા, નડિઆદ, માતર ને મહુધા | ૧૮૦૪ | ગાયકવાડ પાસેથી. |
| કમાઉન, (સીમલા, મસુરી ને નૈનિતાલ) | ૧૮૧૬ | ગુરખા પાસેથી સેગાઉલીનની સલાહમાં. |
| અમદાવાદ | ૧૮૧૮ | મરેઠા પાસેથી લડાઇમાં. |
| ગુજરાત ને મહારાષ્ટ્ર | ૧૮૧૮ | બાજીરાવ પેશ્વા પાસેથી લડાઇમાં. |
| ખાનદેશ | ૧૮૧૮ | હોલ્કર પાસેથી મંદેસરની સલાહમાં. |
| આસામ, આરાકાન ને તિનાસરીમ. | ૧૮૨૬ | બ્રહ્મીરાજા પાસેથી યાંદાબુની સલાહમાં. |
| કાચાર | ૧૮૩૨ | બીન વારસ ખાલસા. |
| વાયવ્ય પ્રાંતો (આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો) | ૧૮૩૩ | અયોધ્યાના નવાબ તરફથી મળેલા મુલકમાં સિંધીઆનો મુલક ઉમેરીને. |
| કુર્ગ | ૧૮૩૪ | રાજ્ય અંધેરથી ખાલસા. |
| સિંધ | ૧૮૪૩ | સિંધના અમીરો પાસેથી લડાઇમાં. |
| સતારા | ૧૮૪૮ | બીન વારસ ખાલસા. |
| પંજાબ. | ૧૮૪૯ | શીખ પાસેથી લડાઇમાં. |
| પેગુ | ૧૮૫૨ | બ્રહ્મી બીજા વર્ષમાં ખાલસા. |
| નાગપુર | ૧૮૫૩ | બીન વારસ ખાલસા. |
| વરાડ | ૧૮૫૩ | નિઝામ પાસેથી સહાયકારી લશ્કરના ખર્ચ બદલ. |
| અયોધ્યા | ૧૮૫૬ | રાજ્યના અંધેરથી ખાલસા. |
| પંચમહાલ | ૧૮૬૧ | સિંધીઆ પાસેથી ઝાંસીના બદલામાં |
| શુદ (ઉપલો) બ્રહ્મદેશ | ૧૮૮૬ | બ્રહ્મી ત્રીજા વિગ્રહમાં ખાલસા. |
| મણિપુર | ૧૮૯૧ | અંધેરથી ખાલસા. |

# કંપનીના પટાનો હેવાલ.

૧. કંપનીએ ૧૬૦૦ માં ઇલીઝાબેથ રાણી પાસેથી હિંદમાં વેપાર કરવાની સનંદ લીધી.

૨. પાર્લમેન્ટમાં ૧૭૭૩ માં રેગ્યુલેટિંગ આકટનો ધારો મંજુર કરવાથી કંપનીને રાજકીય સત્તા મળી, બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલનો ઇલકાબ મળ્યો તથા તેની સત્તા મુંબઇ ને મદ્રાસના ગવર્નરો પર ઠરાવી. (૨) ગવર્નર જનરલને સલાહ આપવા ૪ સભાસદોની કાઉન્સિલ નીમી અને કલકત્તામાં એક સુપ્રીમકોર્ટ સ્થાપી. (૩) સરકારી નોકરોએ કોઇ પણ જાતનો ધંધો કરવો નહિ અને કોઇ પાસેથી બક્ષીસ લેવી નહિ.

૩. ૧૭૮૪ માં પીટના બીલથી બોર્ડ ઑવ કન્ટ્રોલ નામે ૬ સભાસદોની એક સભા ઠરાવી અને તેને હિંદના રાજ્ય વહીવટ પર દેખરેખ રાખવાનું સોંપ્યું. (૨) મુંબઇ અને મદ્રાસના ગવર્નરોને પણ એકેક કાઉન્સિલ ઠરાવી આપી. (૩) પાર્લમેન્ટની સંમતિ સિવાય લડાઇ કે સલાહ થઇ શકે નહિ.

૪. ૧૭૯૩ માં પટાની વીસ વર્ષની મુદત પુરી થવાથી કોર્નવાલિસના વખતમાં નવો પટો કરી આપ્યો.

૫. લોર્ડ મિન્ટોના વખતમાં ૧૮૧૩ માં પટામાં ફેરફાર કર્યો, તેમાં કંપનીને ફક્ત ચીનના વેપારની છૂટ આપી અને હિંદમાં વેપાર કરવાની તમામ અંગ્રેજોને છૂટ આપી.

૬. બેન્ટિકના વખતમાં ૧૮૩૩ માં કંપનીને ૨૦ વર્ષની નવી સનંદ મળી પણ એવો ઠરાવ થયો કે કંપનીએ હિંદમાંથી વેપારનું

કામ છોડી દઇ રાજ્ય કારભાર કરવો. આ વખતથી કોઇ પણ અંગ્રેજ હિંદમાં રજા સિવાય ગમે ત્યાં રહી શકે છે. વળી ચીનમાં વેપાર કરવાની સઘળા વેપારીઓને છુટ આપી.

૭. લૉર્ડ દલહાઉસીના વખતમાં ૧૮૫૩ માં ફેરફાર થયો. તેમાં કંપનીના ૨૪ ડિરેકટરો ને બદલે ૧૮ રાખ્યા તથા બંગાળામાં લેફટેનન્ટ ગવર્નર નીમ્યો અને પટાની હદ મરજી મુજબ રાખી. વળી સીવીલ સર્વિસની પરીક્ષા જાહેર રીતે લેવાનું ઠરાવી તેમાં હિંદના ઉમેદવારોને બેસવાની છુટ આપી.

૮. ૧૮૫૭ માં બળવો થવાથી કંપની પાસેથી રાજ્ય લઇ ૧૮૫૮ માં મહારાણીને સોંપ્યું, એટલે કંપનીનો કારભાર બંધ થયો.

---

## મુકાબલા. (સરખામણી)

### મહમદ ગીજની અને શાહબુદીન (મહમદ) ઘોરી.

૧. બંને પરાક્રમી, ધર્માભિમાની અને નિર્દયતામાં સરખા હતા.
૨. બંનેએ ઉત્તર હિંદ ઉપર સ્વારીઓ કરી.
૩. ગીજનીની સ્વારી દ્રવ્ય લોભી અને મહમદની રાજ્ય લોભી હતી.

### અલાઉદ્દીન અને મહમદ ગાંડો.

૧. માણસોની કતલ કરવામાં બંને સરખા હતા.
૨. અલાઉદ્દીને રાજ્ય સત્તા વધારી અને ગાંડાએ ઘટાડી.
૩. અલાઉદ્દીન અભણ ને ગાંડો ભણેલો હતો.
૪. અલાઉદ્દીન ખુની અને મહમદ ગાંડો કહેવાયો.

### અલાઉદ્દીન અને ઔરંગઝેબ.

૧. હિંદુઓ ઉપર જુલમ કરવામાં બંને સરખા હતા.

૨. કુટુંબનું કાસળ કાઢવામાં બન્ને સરખા હતા.
૩. લડવામાં ઔરંગજેબ કરતાં અલાઉદ્દીન હોશિઆર હતો.
૪. રાજ્યની હદ વધારવામાં અલાઉદ્દીન ચાલાક હતો.
૫. ઔરંગજેબના કાયદા કરતાં અલાઉદ્દીનના ઠીક હતા.

### ફિરોજશાહ અને શેરશાહ.

૧. લોકોપયોગી કામ કરવામાં બંને સરખા હતા.
૨. ફિરોજશાહ કરતાં શેરશાહ શૂરો હતો.
૩. ફિરોજશાહ કરતાં શેરશાહે રાજ્ય સત્તા વધારી.

### અકબર અને ઔરંગજેબ.

૧. રાજ્યકીય શક્તિ, દઢતા ને ચંચળાઇમાં બંને સરખા હતા.
૨. અકબર પોતાની બુદ્ધિ સારા કામમાં વાપરતો અને ઔરંગજેબ નઠારા કામમાં વાપરતો હતો.
૩. અકબરે જજીયાવેરો માફ કર્યો અને ઔરંગજેબે શરૂ કર્યો.
૪. અકબરે હિંદુઓને મોટી જગાઓ આપી ત્યારે ઔરંગજેબે કાઢી મૂક્યા.
૫. અકબર ઉદાર, ક્ષમાવાન અને પ્રમાણિક હતો, પણ ઔરંગજેબ ઘાતકી, સાંકડા મનનો અને પક્ષપાતી હતો.
૬. અકબરે હિંદુ ધર્મને ઉત્તેજન આપ્યું ત્યારે ઔરંગજેબે તે ધર્મ ઉપર જુલમ ગુજાર્યો.
૭. અકબરે રજપૂતો સાથે દોસ્તી વધારી ત્યારે ઔરંગજેબે દુશ્મનાવટ વધારી.

### બાજીરાવ પહેલો અને બાજીરાવ બીજો.

૧. પહેલો બાજીરાવ હોશિઆર અને બીજો બાયલો હતો.

૨. પહેલાએ મરાઠા રાજ્યો સાથે સંપ રાખ્યો ત્યારે બીજાએ કુસંપ કર્યો.
૩. પહેલાએ મરાઠી સત્તા વધારી અને બીજાએ ખોઈ.

## શિવાજી અને બાજીરાવ.

૧. બંને બહાદુર અને હોશિઆર હતા.
૨. શિવાજીએ મરાઠી રાજ્યનો પાયો નાખ્યો અને બાજીરાવે તે ઉપર ઇમારત ચણી.
૩. શિવાજી બાજીરાવ કરતાં બંદોબસ્ત રાખવામાં હોશિઆર હતો.
૪. શિવાજી જેવો બાજીરાવ કપટી નહોતો.
૫. શિવાજી નાનપણથી ભણ્યો નહિ અને બાજીરાવ ભણેલો હતો.

## ક્લાઇવ અને હૈદર.

૧. બંને નાનપણથી ભણ્યા નહિ.
૨. ક્લાઇવે હિંદમાં અંગ્રેજી રાજ્ય સ્થાપ્યું ત્યારે હૈદરે મ્હૈસુરમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું.
૩. બંનેમાં લશ્કરી ગુણ સ્વાભાવિક હતા.

## ક્લાઇવ અને શિવાજી.

૧. ક્લાઇવે અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો; તેમ શિવાજીએ મરાઠી રાજ્યનો પાયો નાખ્યો.
૨. ક્લાઇવે અમીચંદને દગો દીધો; તેમ શિવાજીએ અફઝલખાનને દગો દીધો.
૩. રાજ્ય સામગ્રી રાખવામાં અને યુકિતમાં બંને સરખા હતા.
૪. બંનેમાં લશ્કરી ગુણ સ્વાભાવિક હતા.

૫. શિવાજીને મુસલમાનો સાથે અને ક્લાઇવને ફ્રેંચો સાથે વેર બંધાયું હતું.

૬. બંને પોતાની હોશિઆરીથી ઉંચે દરજ્જે ચઢયા.

### ક્લાઇવ અને ડુપ્લે.

૧. બંને દેશી રાજ્યની ખટપટમાં પડયા.

૨. ક્લાઇવના જેવું ડુપ્લેમાં યુદ્ધ કૌશલ્ય નહોતું.

૩. ક્લાઇવે દેશી લશ્કરનો પ્યાર મેળવ્યો તેમ ડુપ્લેએ મેળવ્યો નહિ.

૪. ક્લાઇવે અંગ્રેજી રાજ્યસત્તા વધારી ત્યારે ડુપ્લેએ ફ્રેંચ સત્તા ઓછી કરી.

### ડુપ્લે અને લાલી.

૧. અંગ્રેજોનું જડમૂળ કાઢવામાં બંને સરખા હતા.

૨. યુદ્ધ કૌશલ્યમાં ડુપ્લે કરતાં લાલી ચઢિઆતો હતો.

### હૈદર અને શિવાજી.

૧. બંને હોશિઆરીથી રાજ્યસ્થાપક થયા હતા.

૨. બંને શુરાતનમાં સરખા હતા.

૩. શિવાજીની રાજ્યવ્યવસ્થા હૈદર કરતાં ચઢીઆતી હતી.

૪. હૈદર ઘાતકી ને જુલમી હતો; તેવો શિવાજી નહોતો.

### શિવાજી અને ઔરંગજેબ.

૧. બંનેની રહેવાની રીત અત્યંત સાદી હતી.

૨. બંને બહાદુર અને બુદ્ધિશાળી હતા.

૩. બંને ઘણુ કપટી હતા. તેમાં શિવાજી ઔરંગજેબથી ચઢે એવો હતો.

૪. ઔરંગઝેબના કરતાં શિવાજીની રાજ્યવ્યવસ્થા વખણાતી હતી.
૫. ઔરંગઝેબની રાજ્યનીતિથી મોગલાઇ રાજ્ય પડી ભાગ્યું અને શિવાજીની રાજ્યનીતિથી મરાઠી રાજ્યનું મૂળ રોપાયું.
૬. ઔરંગઝેબે હિંદુઓનાં દેવળો તોડી નાપાક કર્યાં પણ શિવાજીએ મસીદોને નુકસાન કર્યું નથી.
૭. શિવાજી ઔરંગઝેબની માફક સામે મોઢે બહુ નહિ લડતો ફરતો રહી શત્રુઓને પજવતો હતો.

## ક્લાઇવ અને વૉર્ન હેસ્ટિંગ્સ.

૧. ક્લાઇવે અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો અને હેસ્ટિંગ્સે તે ઉપર ઇમારત ચણી.
૨. ક્લાઇવને રાજ્ય મેળવવામાં જેવી યુક્તિઓ કરવી પડી તેવી હેસ્ટિંગ્સને સાચવી રાખવામાં કરવી પડી.
૩. ક્લાઇવ દેશી રાજ્યો સાથે મિત્રાચારીથી વર્ત્યો, ત્યારે હેસ્ટિંગ્સે દેશી રાજાઓ પાસેથી પૈસા કઢાવ્યા.
૪. ક્લાઇવના કામમાં તેની બુદ્ધિ ને તરવાર બન્ને હતાં ત્યારે હેસ્ટિંગ્સના કામમાં માત્ર બુદ્ધિ જણાતી હતી.

## માર્કવિસ વેલેસ્લી અને ડલહાઉસી.

૧. બંનેમાં ડલહાઉસી સારો ગણાયો.
૨. બંનેની રાજ્યનીતિથી દેશી રાજ્યો ખાલસા થયાં.
૩. વેલેસ્લીએ તાંજોર, કર્ણાટક, બલારી, કડપા વગેરે રાજ્યો મેળવી રાજ્ય વધાર્યું ત્યારે ડલહાઉસીએ પંજાબ, રંગુન, અયોધ્યા વગેરેથી રાજ્ય વધાર્યું અને હિંદનો નકશો રચ્યો.

૪. વેલેસ્લીએ સહાયકારી લશ્કરની યોજનાથી દેશી રાજાઓને નિર્બળ કર્યા, ત્યારે ડલહાઉસીની રાજ્યનીતિથી અસંતોષ થઇ દુષ્ટ લોકોએ બળવો કર્યો.

## લૉર્ડ વિલિયમ બેન્ટિક અને રીપન.

૧. બંને રૈયતને વહાલા તથા કેળવણી ફેલાવવામાં સરખા હતા.
૨. બંનેના વખતમાં રૈયત શાંતિમાં હતી.
૩. દેશી લોકોને મોટા હોદ્દા આપવામાં બંનેનાં મન સરખાં હતાં.

---

## મુસલમાની અને અંગ્રેજી રાજ્યની સરખામણી.

૧. મુસલમાનોના વખતમાં રૈયત પર જુલમ કરવામાં આવતો હતો પણ અંગ્રેજી રાજ્યમાં તો વાઘ અને બકરી એક આરે પાણી પીએ છે.

૨. મુસલમાનોના વખતમાં રાજાની મરજી તેજ કાયદો હતો, પણ હાલના સમયમાં કાયદો એ સર્વોપરિ સત્તા છે.

૩. મુસલમાનોના વખતમાં બાદશાહની રજા વગર પોતાના મિત્રને ઘેર જમવા તેડી શકાય નહિ, વળી નોકર ચાકર કેટલા રાખવા, કેટલી જમીન ખેડવી તથા અનાજ શા ભાવે વેચવું તે પણ બાદશાહ નકી કરતો, હાલ તેવું નથી.

૪. પહેલાંના વખતમાં લડાઇ વખતે ઘરબાર છોડીને નાશી જવું પડતું, પણ હાલ રૈયત ધંધામાં મચી રહે છે.

૫. પહેલાંના વખતમાં કોઇ અમીર ગુજરી જાય તો તેની માલ જપ્ત કરતો, પણ હાલ તેના વારસને મળે છે.

૬. હાલના કરતાં પહેલાં કર વધારે લેવાતો હતો છતાં રૈયત દુઃખી હતી.

૭. પહેલાંના કરતાં હાલમાં હિંદનો વેપાર ઘણો વધ્યો છે.

૮. પહેલાંના રાજાઓ ખજાનો પૈસાથી તર રાખતા અને હાલના વખતમાં બધા પૈસા લોકોના સુખને માટે વપરાય છે.

૯. પહેલાં કરતાં હાલના સમયમાં તાર, ટપાલ, રેલવે, નિશાળો, દવાખાનાં વગેરે નીકળવાથી લોકો ઘણા સુખી થયા છે.

૧૦. હાલમાં હિંદ પહેલીજ વખત એકત્ર બન્યું છે અને શુરવીર ગુરખા, ઝનુની શીખ, જબરા પઠાણ, છાતીવાળા મરાઠા તથા હિંદુ અને મુસલમાન બધા અંગ્રેજ યોદ્ધાઓ સાથે પોતાના દેશને માટે જોડાયા છે.

## મરાઠા અને અંગ્રેજી રાજ્યની સરખામણી.

૧. મરેઠી રાજ્યમાં ઈન્સાફ 'પાસા પડે તેમ દાવ અને રાજા કરે તેમ ન્યાય' એની માફક હતો, પણ અંગ્રેજી રાજ્ય તો 'રામરાજ્ય' ગણાય છે.

૨. કોઈ ગૃહસ્થ ઉપર મરાઠા રાજાની ઇતરાજી થાય તો તેની મીલ્કત લુટી લેવામાં આવતી, હાલમાં તેવું નથી.

૩. કોઇ પૈસાદારથી પોતાની દોલત જાહેર રીતે વાપરી શકાતી નહોતી. એવો અટકાવ અંગ્રેજી રાજ્યમાં નથી.

૪. મરાઠાના વખતમાં સુબાસની ટોળીઓ રાજાને ભાગ આપતી હોવાથી રાજા તેમના ઉપર ખુશી રહેતો અને રૈયતની દરકાર કરતો નહિ, હાલમાં તેવું નથી.

૫. પહેલાંના વખતમાં ધાડ, ચોરી, લુટફાટ વગેરે ઘણાં હતાં, તે બધું હાલ શાંત થઈ ગયું છે.

## અંગ્રેજી રાજ્યથી થએલા ફાયદા. ( સારી અસરો )

૧. લોકોના જાનમાલનું સારી રીતે સંરક્ષણ થયું, દાખલા તરીકે વાઘ અને બકરી એક આરે પાણી પીએ છે.

૨. વિદ્યાનો ફેલાવો થવાથી સ્વતંત્રતાના વિચાર પેદા થયા અને લોકો પોતાના હક માગતા થયા.

૩. યાંત્રિક કળા તરફ લોકોનું વલણ થયું અને નવી નવી શોધો થઇ.

૪. વૈદ્યક વિદ્યાને ઉત્તેજન મળ્યું.

૫. તાર, ટપાલ અને રેલવે દાખલ થવાથી વેપારને ઉત્તેજન મળ્યું.

૬. નહેરો ખોદવા તથા રસ્તા અને પૂલ બાંધવા ઇજનેર ખાતું કાઢ્યું.

૭. દેશી અને બીજી ભાષાઓ શીખવવા કેળવણી ખાતું ઉભું કર્યું.

૮. ખેતીવાડી ખાતું કાઢી હિંદના ખેડુતોની સ્થિતિ સુધારી.

૯. કેટલાક ખરાબ ધારા અંગ્રેજ સરકારે બંધ કર્યા છે.

૧૦. આરોગ્ય, દ્રવ્ય અને વસ્તીમાં વધારો થયો.

૧૧. પીંઢારા, ઠગ તથા લુટારાની બીક નીકળી ગઇ છે.

૧૨. રૈયતને ગમે તે ધર્મ પાળવાની છૂટ મળી અને રામરાજ્ય જેવું સુખ મળ્યું, તથા અન્યાયની ફીકર રહેતી નથી.

---

## ચઢતી પડતીનાં કારણ.

### હિંદુઓની ચઢતીનાં કારણ.

૧. સંપ સંપીને રાજ્ય ચલાવતા હતા.

૨. શત્રુ સાથે લડવામાં એકબીજાને મદદ આપતા હતા.

૩. ધર્મ સંબંધી જુલમ કરતા નહિ.

૪. શાસ્ત્રના નિયમ પ્રમાણે કર વેરા લેતા હતા.

૫. ખંડિયાં રાજ્ય ખાલસા કરવામાં લોભ રાખતા નહિ.

૬. મુલકનો બંદોબસ્ત કરવામાં હોશિઆર હતા.

૭. પ્રજાનું રક્ષણ કરવામાં તથા ઇન્સાફ આપવામાં ચતુર હતા.

## હિંદુઓની પડતીનાં કારણ.

૧. રાજ્ય લોભ તથા કન્યા લોભથી કુસંપ કર્યો.

૨. પોતાના બચાવ માટે આગળથી તૈયારી રાખતા નહિ

૩. સિંધુ નદી ઓળંગવાના વહેમથી મુસલમાની બળ જાણ્યું નહિ.

૪. લડવાની કળામાં સુધારો-વધારો કર્યો નહિ.

૫. લડાઇમાં રાજા હાથી ઉપરથી ઉતરે તો મરાયો સમજી નાસભાગ કરતા હતા.

## મોગલ વંશની ચડતીનાં કારણ.

૧. હિંદુ અને મુસલમાનોને સરખા ગણ્યા.

૨. રજપૂતોનાં મન મેળવી લીધાં.

૩. મુસલમાની જુલમ અટકાવ્યો.

૪. દેશનો બંદોબસ્ત સારો રાખ્યો.

૫. હિંદુઓને મોટી મોટી જગાઓ આપી.

૬. વસુલાત લેવાની રીત સારી હતી.

## મોગલ વંશની પડતીનાં કારણ.

૧. ઔરંગજેબના જુલમી અમલથી ઘણા દુશ્મનો ઉભા થયા.

૨. મરાઠા, શીખ અને રજપૂતોએ બંડ કર્યાં તથા પ્રાંતોના સ્વતંત્ર થયા.

૩. ઔરંગજેબનું ધર્માંધપણું તથા પછીના પાદશાહો નબળા નીકળ્યા, અને માંહોમાંહે લડી મુઆ.

૪. ઔરંગજેબે દક્ષિણનાં પઠાણ રાજ્યોને મદદમાં લેવાને બદલે તોડી પાડવાથી મરાઠાને ફુરસદ મળી.

૫. જજીઆ વેરો ચાલુ રાખવાથી લોકો ગુસ્સે થયા.

૬. હિંદુઓ ઉપર જુલમ કરી નોકરીમાંથી કાઢી મૂકયા.

૭. લશ્કરની ગોઠવણ તુટી ગઇ હતી.

૮. કુટુંબ અને ભાઇઓમાં સંપ રાખ્યો નહિ.

૯. લશ્કરને પગાર આપી શક્યા નહિ અને ભેટના ભાગમાં મહેસુલ વસુલ થયું નહિ.

૧૦. સિપાઇઓ લાંચીઆ, એશઆરામી ને દારૂડીઆ નીકળ્યા.

૧૧. નાદિરશાહની ચઢાઇ.

## મરાઠા અને પેશ્વાની ચડતીનાં કારણ.

૧. એમનું લશ્કર તથા ઘોડા કસાએલા હતા.

૨. લશ્કરની ગોઠવણ કરવામાં ચાલાક હતા.

૩. ઘોડા ઉપર ઝાઝો સામાન નાખતા નહિ, તેથી નાસવામાં સુગમતા થતી.

૪. પ્રસંગ આવે નાસી જતા ચૂકતા નહિ.

૫. પહાડી મુલકના ભોમીઆ હતા તેથી સંતાઇ જવાની સુગમતા થતી.

૬. હલ્લો કરવામાં બહાદુર અને સ્વદેશાભિમાની હતા.

૭ તેઓ એશઆરામી અને દારૂડીઆ નહોતા.

૮. મુલકનો બંદોબસ્ત અને ઇન્સાફ આપવામાં ચતુર હતા.

૯. શિવાજીની રાજ્યનીતિ ચડતીમાં ઘણી સહાયભૂત થતી.

### મરાઠાની પડતીનાં કારણ.

૧. શિવાજી પછીના રાજા નબળા નીકળ્યા.
૨. રાજ્યનો બંદોબસ્ત પેશ્વાને સોંપી રાજ્ય સત્તા ઘટાડી.
૩. સરદારોમાં સંપ નહિ હોવાથી માંહોમાંહે લડવા લાગ્યા.
૪. મરાઠી રાજા અબણુ હતા.
૫. પાછળના રાજાઓમાં દેશાભિમાન નહોતું.
૬. અબદલીની પાંચમી સ્વારીથી મરાઠાનો ઘાણ નીકળી ગયો.

### પેશ્વાની પડતીનાં કારણ.

૧. બાજીરાવ પહેલા અને બાલાજી બીજા ( બાલાજી બાજીરાવ ) પછીના રાજાઓ હોશિઆર નીકળ્યા નહિ.
૨. પાણીપતની પાંચમી લડાઇમાં ઘણા મોટા સરદારો માર્યા ગયા.
૩. સરદારોએ માંહોમાંહે કુસંપ કર્યો.
૪. નાના ફડનવીસ જેવા બુદ્ધિશાળી પુરૂષોની ખોટ.
૫. પાછળના રાજાઓમાં દેશાભિમાન નહોતું.
૬. છેલ્લો બાજીરાવ બાયલો અને અવિચારી હોવાથી તેનું રાજ્ય સત્તા ખોઈ.

## હિંદ ઉપર પરદેશી હુમલા.

### મુસલમાની રાજ્ય થયા પહેલાંના પરદેશી હુમલા.

૧. આશિરિઆની સેમિરામિસ રાણીએ ઇ. સ. પૂ. ૧૮૦૦ માં હિંદ ઉપર સ્વારી કરી; તેને પંજાબના રાજાએ હરાવી.

૨. મિસર દેશનો સેસોસ્ત્રિસ રાજા ઇ. સ. પૂ. ૧૩૦૮ માં ચઢી આવ્યો; તેને સહદેવના વંશજોએ હરાવ્યો.

૩. ઇરાનના પારસી રાજા દરવેશ ગુસ્તાસ્પે પંજાબ ઉપર ઇ. સ૦ પૂ૦ ૫૧૮ માં ચઢાઇ કરી કેટલોક ભાગ જીતી લીધો અને પુષ્કળ સોનું લઇ પાછો ગયો.

૪. ગ્રીસ દેશના મહાન સિકંદરે ( અલેક ઝાન્ડરે ) ઇ૦ સ૦ પૂ૦ ૩૨૭ માં પંજાબના પૌરસ રાજા ઉપર ચઢાઇ કરી જીત મેળવી.

૫. સિકંદરના સરદાર સેલ્યુકસે ઇ૦ સ૦ પૂ૦ ૩૧૨ માં ચંદ્રગુપ્ત ઉપર ચઢાઇ કરી, પણ બંને વચ્ચે સંધિ થઇ.

૬. બાક્ટ્રિયાના ગ્રીક લોકે ઇ૦ સ૦ પૂ૦ ૧૮૧ થી ૧૬૧ સુધી ચઢાઇ કરી પંજાબનો કેટલોક ભાગ જીતી લીધો હતો.

૭. શક કે સિથિઅન લોકોએ ઇ૦ સ૦ ૧ થી ૬૦૦ સુધી સિંધ ઉપર હુમલા કરી જબરૂં રાજ્ય સ્થાપ્યું.

૮. ઇ૦ સ૦ ૬૩૬ માં ઉસ્માને ભરુચ ઉપર સ્વારી કરી પણ તેમાં તેની હાર થઇ.

૯. ઇ૦ સ૦ ૬૫૪ માં મુસલમાનોએ સિંધ ઉપર સ્વારી કરી પણ તેમાં તેમની હાર થઇ.

૧૦. મહમદ કાસમે ઇ૦ સ૦ ૭૧૨ માં સિંધ ઉપર સ્વારી કરી જીત મેળવી.

૧૧. સબક્તગીને ૯૭૭ માં પંજાબ ઉપર સ્વારી કરી ત્યાંના રાજા જયપાળને હરાવ્યો.

૧૨. મહમદ ગીજનીએ ૧૦૦૧ થી ૧૦૨૪ સુધી ૧૭ સ્વારીઓ કરી ઘણો પૈસો મેળવ્યો.

૧૩. મહમદ ઘોરીએ હિંદ ઉપર ૧૧૭૬ થી ૧૨૦૩ સુધીમાં ૯ સ્વારીઓ કરી ઘણો મુલક મેળવ્યો.

## મુસલમાની રાજ્ય પછીના પરદેશી હુમલા.

૧. ઇ. સ. ૧૨૧૭ માં ચંગીઝખાન (જંગીઝખાન) અલ્તમશના વખતમાં સિંધુ નદી સુધી આવ્યો પણ તેને ખુશ કરવાથી પાછો ગયો.
૨. મોગલોએ ૧૨૯૭ થી ૧૩૦૪ સુધી હિંદ ઉપર સાત હુમલા કર્યા.
૩. તૈમુરે ૧૩૯૮ માં મહમદ તઘલખ બીજા ઉપર સ્વારી કરી તેને હરાવ્યો.
૪. બાબરે ૧૫૨૬ માં ઇબ્રાહિમ લોદીને હરાવ્યો.
૫. નાદિરશાહે ૧૭૩૯ માં મહમદશાહ ઉપર ચડાઇ કરી ઘણો પૈસો મેળવ્યો.
૬. અહમદશાહ અબદાલીએ ૧૭૪૮-૫૨-૫૬-૫૯-૬૧ માં હિંદ પર પાંચ સ્વારીઓ કરી કેટલોક મુલક મેળવ્યો.

---

## હિંદની રાજ્ય પદ્ધતિ.

**હિંદનો ઇંગ્લંડ સાથેનો સંબંધ**—આપણા ઉપર નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ રાજ્ય કરે છે. તે વિલાયતમાં રહે છે. પહેલાં હિંદનો રાજ્ય કારભાર ઇસ્ટઇંડિઆ કંપની ચલાવતી હતી, પણ બળવા પછી ૧૮૫૮ થી મહારાણીએ કારભાર પોતાને હસ્તક લીધો છે. શહેનશાહ તરફથી હિંદનું રાજ્ય ચલાવવા વાઇસરોયની નીમણુક કરવામાં આવે છે.

**હિંદ ખાતાનો સેક્રેટરી**—તે હિંદ ખાતાના સઘળા હુકમો વાઇસરોય તરફ મોકલે છે. શહેનશાહના પ્રધાન મંડળમાંથી એકને આ કામ સોંપેલું હોય છે એને હિંદી પ્રધાન કે હિંદી

વજીર પણ કહે છે. તેને મદદ કરવા ૧૫ સભાસદોની એક કાઉન્સિલ નીમેલી છે. તેની ઓફીસ લંડનમાં છે તેને ઇંડિઆ ઓફીસ કહેછે. વાઇસરોય, ગવર્નરો તથા તેમની કારભારી સભાના સભાસદો, હાઇ કોર્ટના જડજો વગેરેની નીમણુક કરવામાં શહેનશાહને હિંદી વજીર સલાહ આપે છે. વળી લડાઇની રજા આપવી, બજેટ રજુ કરવું, વાઇસરોયના બાંધેલા કાયદાની શહેનશાહ પાસેથી મંજુરી મેળવવી વગેરે કામ પણ હિંદી વજીર કરે છે.

હિંદના અંગ્રેજી મહારાજ્યના મુખ્ય બે ભાગ છે. (૧) બ્રિટિશ હિંદુસ્તાન. (૨) દેશી રાજ્યો. બ્રિટિશ હિંદુસ્તાનના ૧૪ પ્રાંત કે ઇલાકા પાડવામાં આવ્યા છે.

| નામ. | મુખ્ય અધિકારી. | નામ. | મુખ્ય અધિકારી. |
|---|---|---|---|
| ૧. મુંબઇ ઇલાકો ··· | ગવર્નર | ૮. મધ્યપ્રાંત ··· | ચીફ કમિશનર |
| ૨. મદ્રાસ ઇલાકો ··· | ,, | ૯. વરાડ ··· ··· | ,, |
| ૩. બંગાળા પ્રાંત ··· | લેફ્ટેનન્ટ ગ૦ | ૧૦. બ્રિટિશ બલુચિસ્તાન | ,, |
| ૪. પૂર્વબંગાળા ને આસામ ··· | ,, | ૧૧. આંદામાન બેટ | ,, |
| ૫. આગ્રા અને અયોધ્યાના ··· સંયુક્ત પ્રાંતો | ,, | ૧૨. કુર્ગ | ,, |
| ૬. પંજાબ ઇલાકો ··· ··· | ,, | ૧૩. અજમેર—મેરવાડા | ,, |
| ૭ બ્રહ્મદેશ ··· ··· | ,, | ૧૪. વાયવ્ય સરહદનો પ્રાંત. | એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ |

**દેશી રાજ્યો**—હિંદમાં નાનાં મોટાં મળીને ૬૮૦ દેશીરાજ્યો જેમાંનાં ૪૮૦ રાજ્યો તો ઘણાંજ નાનાં છે. બાકીનાં રાજ્યોમાં

નાં મોટાં જે પ્રાંતોની અંદર આવેલાં છે. તે પ્રાંતોના ઉપરી અધિકારીની દેખરેખ નીચે છે. પહેલા વર્ગનાં રાજ્યો **નિઝામ, મ્હેસુર, વડોદરા અને કાશ્મીર** છે. તે **વાઈસરોયની દેખરેખ** નીચે છે. તેમાં સલાહ આપવા તથા અંધાધુંધી ન ચાલે તેટલા માટે **રેસીડેન્ટ** રહે છે, આ ચાર રાજ્યો ઉપરાંત **રજપૂતાના અને મધ્યહિંદ એજન્સી** એ બે રાજ્યોના સમૂહની એજન્સીઓ છે. તે પણ વાઇસરોયની દેખરેખ નીચે છે. તેમાં **એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ** રહે છે.

**હિંદની વડી સરકાર**—હિંદમાં સૌથી મોટી સરકાર ગવર્નર જનરલ અને તેની કાઉન્સિલ છે. તેના મુખ્ય અધિકારીને **વાઈસરોય અને ગવર્નર જનરલ** કહે છે. તેના હોદ્દાની મુદત ઘણું કરીને ૫ વર્ષની હોય છે. તે વરસનો ઘણો ભાગ સીમલામાં રહે છે. તેને એગ્ઝિક્યુટિવ ( કારભાર ચલાવનારી ) તથા લેજીસ્લેટિવ ( કાયદા બાંધનારી ) એ બે કાઉન્સિલો મદદ કરે છે. પહેલી મંડળીમાં વાઇસરોય, લશ્કરી ખાતાનો વડો અને બીજા ૮ મળી કુલ ૧૦ સભાસદ હોય છે. બીજી મંડળીમાં ૬૦ સભાસદો હોય છે. તેમાં ઉપરના ૧૦, વાઇસરોયના નીમેલા ૨૮ સરકારી અમલદારો તથા ૭ બીજા મળીને ૪૫ અને બીજા ૨૫ લોકોએ ચુંટી કાઢેલા હોય છે. આ પ્રમાણે તે આખા હિંદ ઉપર રાજ્ય ચલાવે છે.

**વડી સરકારનાં આઠ જાતનાં મુખ્ય કામ**—(૧) સરહદનાં પરદેશી રાજ્યો સાથેનાં કામકાજ. (૨) દરિઆઈ અને જમીનના લશ્કરનાં કામ. (૩) આખા દેશના સામાન્ય કાયદા ઘડવાનું કામ.

(૪) દેશના સામાન્ય કરવેરા નક્કી કરવાનું કામકાજ. (૫) દેશનાં કરજ તથા ચલણી નાણાંને લગતું કામ. (૬) રેલવે, તાર અને ટપાલ સંબંધી કામ. (૭) પરદેશ જતા મજુરોના રક્ષણનાં કામ. (૮) ખાણોને લગતાં કામકાજ. આ સિવાય પ્રાંતિક સરકારની હકુમત ઉપર થએલી અપીલો પણ સાંભળે છે.

**ઇલાકેદાર કે પ્રાંતિક સરકાર**—વડી સરકારના હાથ નીચે જુદા જુદા પ્રાંતોમાં જે અધિકારી મંડળ કારભાર ચલાવે છે તેને પ્રાંતિક સરકાર કહે છે. તેમાં મુંબઇ અને મદ્રાસમાં ગવર્નર અમલ ચલાવે છે. તેને મદદ કરવા પણ વાઇસરોયની માફક કારભાર ચલાવનારી તથા કાયદા બાંધનારી બે સભા હોય છે. ૧ લી મંડળીમાં ગવર્નર અને બીજા ત્રણ મળી ૪ સભાસદ હોય છે. બીજીમાં ઉપરના ૪ ઉપરાંત કેટલાક સરકારે નીમેલા અને ૮ લોકોના ચુંટી કાઢેલા સભાસદો હોય છે. લેફ્ટેનન્ટ ગવર્નરોની નીમણુક વાઇસરોય કરે છે. તેમાં બંગાળા અને પૂર્વ બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નરને મદદ કરવા એક કારભારી મંડળી હોય છે અને બાકીના લે૦ ગ૦ ને મદદ કરવા એક કાયદા બાંધનારી મંડળી હોય છે. ચીફ કમિશનરો પાસે એક મંડળ હોતું નથી, તેથી બધું કામકાજ પોતેજ કરેછે અને વડી સરકારના હુકમો બજાવે છે.

**જીલ્લા**—પ્રાંતોના જીલ્લામાં વિભાગ પાડવામાં આવ્યા છે. જે જીલ્લામાં ઠરવેલા કાયદા કાનુન પ્રમાણે અમલ ચલાવવામાં આવે છે તે "રેગ્યુલેશન ડિસ્ટ્રીક્ટ" કહેવાય છે. એનો ઉપરી અમલદાર મેજીસ્ટ્રેટ અને કલેક્ટર છે. જે જીલ્લામાં લોકો પછાત હોવાથી

કાયદાને વળગી ન રહેતાં વિવેક બુદ્ધિથી વર્તવા છુટ હોય છે તેને "નોન રેગ્યુલેશન ડિસ્ટ્રિકટ" કહે છે. તેનો ઉપરી ડેપ્યુટી કમિશનર કહેવાય છે. સુલેહશાંતિ રાખવી, મહેસુલ એકઠું કરવું, કેળવણી આપવી તથા બાંધકામ, તીજોરી, પોલીસ અને મ્યુનિસિપાલિટિ વગેરે ખાતાંની દેખરેખ કલેકટર રાખે છે. આ સિવાય મેજીસ્ટ્રેટ તરીકે ચોરી, મારામારી વગેરેના કેસ પણ ચૂકવે છે. તેના હાથ નીચે આસિ૦ કલેકટર તથા ડેપ્યુટી કલેકટર તાલુકાની દેખરેખ રાખવા નીમેલા હોય છે. આ સિવાય જજ, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, વડો ઈજનેર અને સિવિલ સર્જન પણ મોટા અમલદારો છે.

**પ્રાંતો**—જીલ્લા ભેગા કરીને પ્રાંતો બનાવેલા છે. તેના ઉપરી અમલદારને કમિશનર કહે છે. તે કલેકટરના કામ ઉપર દેખરેખ રાખે છે. કમિશનરોને પ્રાંતિક સરકાર સાથે સંબંધ છે. મુંબઈ ઇલાકામાં સિંધ, ઉત્તર વિભાગ, મધ્ય વિભાગ અને દક્ષિણ વિભાગ એવા ચાર વિભાગ છે. તેમાં સિંધપ્રાંત "નોનરેગ્યુલેશન" પ્રાંત છે. ઉત્તર વિભાગમાં પંચમહાલ જીલ્લો અગાઉ થોડાં વર્ષ "નોનરેગ્યુલેશન ડિસ્ટ્રિકટ" હતો.

**તાલુકા**—જીલ્લાના પેટામાં તાલુકા છે. તેમાં મુખ્ય અમલદાર મામલતદાર હોય છે. તે મેજીસ્ટ્રેટ તથા મહેસુલનું કામ કરે છે. આ સિવાય મુન્સફ, ફોજદાર, ઓવરશીયર અને ડાકતર વગેરે તાલુકાના બીજા અમલદારો છે.

**લોકલ બોર્ડ**—જીલ્લાનાં બાંધકામ, નિશાળો વગેરેનાં કામ કરવા કલેકટરના પ્રમુખપણા નીચે જે સભા હોય છે તેને લોકલ બોર્ડ કહે છે. તેને મદદ કરવા દરેક તાલુકામાં લોકલ તાલુકા બોર્ડ

હોય છે તે મામલતદારના પ્રમુખપણા નીચે કામકાજ કરે છે.

મ્યુનિસિપાલિટિ—જીલ્લાનાં મોટાં શહેરોમાં બાંધકામ, નિશાળો, દવાખાનાં, હવા અજવાળુ વગેરેનાં કામકાજ કલેકટરની દેખરેખમાં એ પ્રેસિડેન્ટના પ્રમુખપણાથી મેમ્બરોની જે સભા કરે છે તેને મ્યુનિસિપાલિટિ કહે છે. તેને મદદ કરવા માટે બીજી સબ કમિટિઓ (સ્કૂલ બોર્ડ, મેનેજીંગ બોર્ડ, લીગલ બોર્ડ અને સેનેટરી બોર્ડ) હોય છે.

લોકલ બૉર્ડ ને મ્યુનિસિપાલિટિમાં ફેર—લોકલબોર્ડની ઉપજ ખેડુતો પાસેથી મહેસુલમાં રૂપીએ એક આનો લોકલફંડ લે છે તેમાંથી થાય છે અને મ્યુનિસિપાલની ઉપજ શહેરના લોકો પાસેથી ઘરવેરા, બાજરૂવેરા, પાણીવેરો, નાકાવેરા તથા બીજા ટેકસમાંથી થાય છે. લોકલબોર્ડ જીલ્લામાં એક હોય છે અને મ્યુનિસિપાલિટિ જીલ્લાનાં બધા મોટા શહેરોમાં હોય છે. લોકલબોર્ડ સભાનો પ્રેસિડેન્ટ કલેકટર છે ત્યારે મ્યુનિસિપાલિટિનો કલેકટર અથવા બીજો કોઇ હોઇ શકે છે.

ગામડું—ગામડામાં પોલીસ પટેલ (મુખી) અને તલાટી હોય છે. તેઓ મહેસુલ ઉઘરાવવા તથા ફોજદારી વગેરે બીજાં કામોમાં તાલુકાના અમલદારોને મદદ કરે છે.

આ પ્રમાણે અંગ્રેજ સરકારની ઉત્તમ રાજ્યનીતિથી એક નાના ગામડાનો બંધ ઠેઠ વડી સરકાર સુધી છે, તેથી રૈયત શાંતિમાં દિવસ નિર્ગમન કરે છે.

---

હિંદુસ્તાનની ઉપજ—બ્રિટિશ હિંદની ઉપજ આશરે ૬૨૭ ક્રોડ રૂપીઆની છે. તેમાં ચોથો ભાગ મહેસુલની, ચોથા ભાગ કરેતાં

વધારે રેલવેની અને બાગાની મહેસુલ, અફીણ, જકાત, આબકારી ખર્ચ, પોસ્ટઑફિસ, ટેલિગ્રાફ વગેરે ખાતાંમાંથી મળે છે.

ખર્ચ—ઉપજનો ચોથો ભાગ લશ્કરી ખાતામાં, ચોથો ભાગ રેલવેમાં, ચોથો ભાગ સરકારી અમલદારોના પગારમાં અને બાકીનો ચોથો ભાગ ઇરિગેશન, પબ્લિકવર્ક્સ, પોસ્ટઑફિસ, વ્યાજ વગેરેના સામાન્ય ખર્ચમાં જાય છે.

લશ્કર—હિંદમાં અંગ્રેજી તથા દેશી મળી આશરે ૨½ લાખ માણસનું લશ્કર છે. આ ઉપરાંત દેશી રાજ્યો પાસે ૧૭૦૦૦ માણસનું છે અને 13000 માણસ રાજીખુશીથી લશ્કરથી કેળવણી લે છે.

---

## સંક્ષિપ્ત જીવન ચરિત્રો.

**અહલ્યાબાઇ**—એ ખંડેરાવ હોલ્કરની વિધવા રાણી હતી. પોતે બાળ વિધવા છતાં પવિત્ર અને ધાર્મિક હતી. તેણે ઠામઠામ બંધાવેલાં પવિત્ર ધર્મ ક્ષેત્રો તેની પવિત્રતા દર્શાવે છે. તેણે ઇંદોરનું રાજ્ય હિંમત, ન્યાય અને નીતિથી ચલાવી રૈયતને ઘણું સુખ આપ્યું, તેથી તેણે રૈયતનો પ્રેમ સંપાદન કર્યો. તેણે પ્રજાને પુત્ર તરીકે પાળ્યાથી તેના મરણ પછી તે દેવી તરીકે પૂજાય છે. એણે પસંદ કરેલો સેનાપતિ તુકાજી પણ અનુભવી ને બહાદુર હતો. તે બાઇ ભણેલી, સદ્ગુણી, દયાળુ અને હિંમતવાન હતી. હાલનું સોમનાથનું દહેરું એણે બંધાવ્યું હતું. એ ૧૭૯૫ માં ૬૦ વરસની ઉંમરે દેવલોક પામી.

**મહાદજી સિંધીઆ**—જનકોજીના મરણ પામવાથી તેનો છોકરો મહાદજી ૧૭૬૧ માં ગાદીએ આવ્યો. તેણે સઘળા રજપૂત

સાળંખા પાસેથી ચોથ લીધી. ત્યાર પછી દિલ્હી જઇ શાહઆલમને દિલ્હીની ગાદીએ બેસાડયો અને તેને રાજકેદીની સ્થિતિમાં રાખી તેને નામે જુના દિલ્હીના રાજ્ય ઉપર અમલ કર્યો, પણ આ સિંધીઆને કેટલાંક કામ પ્રસંગે ગ્વાલીઅર જવું પડ્યું ત્યારે રોહીલખંડનો સરદાર કાદર દિલ્હી પર ચઢી આવ્યો અને મહેલ લુટી તેણે શાહઆલમની આંખો ફોડી નાખી. આ ખબર સાંભળી મહાદજીએ આવી કાદરને મારી નાખ્યો. સાલબાઈની સલાહ આ સિંધીઆના મધ્યસ્થપણાથી થઇ હતી. તે ચતુર, શૂરો અને પેશ્વાને ધિક્કારતો હતો. તેનું ૧૭૯૪ માં મરણ થવાથી પેશ્વાનો ભય શાંત થયો.

**નેપોલીઅન બોનાપાર્ટ**—એ ફ્રાન્સમાં એક મધ્યમ વર્ગનો પુરૂષ હતો. તેણે પોતાના પરાક્રમથી શહેનશાહની પદવી મેળવી અને આખા યૂરોપ ખંડને ધ્રુજાવી મૂકયો. તેની પાસે ઘણું લશ્કર હતું. ટીપુએ મ્હૈસુર ચોથા વિગ્રહમાં તેની મદદ માગી હતી. તેને અંગ્રેજ સરદાર આર્થર વેલેસ્લી તથા જર્મનોએ ૧૮૧૫ માં વૉટર્લુ આગળ હરાવી સેંટહેલીનામાં કેદ કર્યો. તે ત્યાં ૧૮૨૧ માં મરી ગયો અને તેનું મડદું ૧૮૪૦ માં ત્યાંથી પારિસ લઇ જવામાં આવ્યું હતું.

**નાદિરશાહ**—તે ઇરાનનો રાજા હતો. તેણે દિલ્હીના મહમદશાહ ઉપર ચઢાઈ કરી મયુરાસન વગેરે ૩૦–૩૨ કરોડનો માલ લઇ ગયો. આ પૈસામાંથી તેણે દરેક સિપાઇને ત્રણ માસનો પગાર બક્ષીસ કર્યો તથા ઇરાનના લોકો પાસેથી ૧ વર્ષ સુધી કર લીધો નહિ. આની સંપૂર્ણ હકીકત માટે પૃષ્ઠ ૧૨૨ મું વાંચો.

**નાના ફડનવીસ (જનાર્દન ભાનુ)**—તેનો જન્મ ૧૭૪૧ માં થયો હતો. તે ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાંથી મરતો મરતો

મહાંમુશીબતે બચ્યો હતો. તેને માધવરાવ પેશ્વાએ પોતાનો કામદાર બનાવ્યો હતો. નારણરાવ પેશ્વાને મારવાથી તે રાઘોબાની સામે થયો અને સવાઇ માધવરાવને ગાદી અપાવી. (મરેઠી ૧ લો વિગ્રહ) મરાઠી રાજ્યની પડતી અટકાવવા પ્રયત્ન કરનાર માત્ર આજ ચતુર પુરૂષ હતો. વળી રાજનીતિજ્ઞ તરીકે મરેઠામાં એ છેલ્લો પુરૂષ હતો. મરાઠી રાજ્યનું ઐક્ય અને સ્વતંત્રતા જાળવી રાખવા તેણે ઘણી મહેનત કરી. તેના હુકમને માન આપી મરાઠાઓએ ૧૭૯૫ માં નિઝામને કુર્દલા આગળ હરાવ્યો હતો. તેનું ૫૯ વર્ષની ઉંમરે ૧૮૦૦ માં મરણ થયું.

**અમીચંદ**—તે અંગ્રેજનો દલાલ હતો. ક્લાઇવે મીરજાફરને ગાદી અપાવવા કાવતરૂં રચ્યું. તે વાત અમીચંદના જાણવામાં આવી; તેથી તેને મીરજાફર જેટલી રકમ આપે તેના ઉપર ૫ ટકા દલાલીના આપવા એવી શરત કરી. આવી રીતે ગણતાં તેના ૩૦ લાખ રૂપીઆ થતા હતા, તેથી ક્લાઇવે એ રૂપીઆ આપવા ન પડે માટે બે લેખ બનાવ્યા. તેમાંનો એક લેખ ખોટો હતો, જેમાં અમીચંદને આપવાની રકમ લખી નહોતી. આ ખોટા લેખ ઉપર ક્લાઇવે વૅટસન રેસીડેન્ટની જુઠી સહી કરી. પછી જ્યારે મીરજાફરે નવાબ થઇ પૈસા વહેંચવા માંડયા ત્યારે અમીચંદે દલાલીના ૩૦ લાખ રૂપીઆ માગ્યા, પણ ક્લાઇવે ખોટો લેખ બતાવી આપ્યા નહિ માટે તે ગાંડો થઇ મરણ પામ્યો.

**મેગાસ્થિનિસ**—એણે મૌર્યવંશ વખતની ઇ. સ. પૂ. ૩૦૦ માં હિંદની હાલત લખી છે. જુઓ પૃષ્ઠ ૩૯.

**ચાંદબીબી**—એ બ્રાહ્મણી વંશના બિજાપુરના રાજા અલિ-આદિલની વિધવા રાણી અને અહમદ નગરના નિઝામશાહની કુંવરી હતી. જ્યારે તેના પિતાના અહમદનગરના રાજ્યને મુરાદે ઘેરો ઘાલ્યો ત્યારે ત્યાં કોઈ નહિ હોવાથી ચાંદબીબીએ આખી લશ્કરની આગેવાની લીધી તેણે જાતે બખ્તર પહેરી તરવાર લઇ દુશ્મનોને પાછા હઠાવ્યા અને કિલ્લામાં પડેલું બાકોરું પુરાવ્યું. પછી બિજાપુરનો રાજા મદદે આવે છે એમ સાંભળી મુરાદે વરાડ પ્રાંત લઈ સલાહ કરી. થોડા વખત પછી આ બહાદુર રાણીને કોઈ બળવાખોરે મારી નાખી. તેના જેવી બીજી કોઇ મુસલમાન સ્ત્રી બહાદુર થઇ નથી. પોતે જુવાનીમાં વિધવા થયા છતાં શીયળ સાચવી બહાદુરીથી પોતાના રાજ્યનું રક્ષણ કર્યું.

**આર્થર વેલેસ્લી**—માર્કવિસ વેલેસ્લીનો ભાઇ આર્થર વેલે-સ્લી ૧૭૯૭ માં ૨૮ વર્ષની ઉંમરે હિંદના લશ્કરી ખાતામાં આવ્યો હતો. તેણે ૮ વર્ષ રહીને સેનાપતિ તથા રાજકર્તા તરીકે અસાધારણ શક્તિ બતાવી અને અમર નામના મેળવી છે. તેણે મરાઠી બીજા વિગ્રહમાં અસાઇ આગળ સિંધીઆ તથા ભોંસલાને હરાવી તેમની ૯૮ તોપો લઇ લીધી. વળી ટીપુના મરણ પછી મહૈસુરની ગાદીએ કૃષ્ણ રાજાનો રક્ષક નીમાયો. તે વખતે તેણે લુટફાટ બંધ પાડી દેશને આબાદ કર્યો. તેનામાં ફરજ બજાવવાની તથા રૈયતને માટે ઘણી લાગણી હતી. તે ૧૮૦૫ માં ઇંગ્લાંડ ગયો અને ૧૮૧૫ માં વોટર્લુ આગળ નેપોલીઅનને હરાવી ઘણું માન પામ્યો. પછી ડ્યુક ઓફ વેલિંગ્ટનની પદવી પામી ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન થયો. તે ૧૮૫૪ માં ગુજરી ગયો.

**સર આયર કૂટ**—એ અંગ્રેજ સરદાર ૧૭૫૯ માં હિંદમાં આવ્યો હતો. તેણે ૧૭૬૦ માં વૉંડિવૉશ આગળ ફ્રેંચોને ભારે હાર ખવડાવી તથા પાંડિચેરી ૧૭૬૧ માં લીધું, વળી મ્હેસુર બીજા વિગ્રહમાં ૧૭૮૧ માં પોર્ટોનોવો, પોલીલોર બીજી અને સોલીંગર આગળ તથા ૧૭૮૨ માં આર્ની આગળ હૈદરને હરાવ્યો. એના પર દેશી લશ્કરની બહુ પ્રીતિ હતી.

**ડુપ્લે**—એ ફ્રેંચ સરદાર ૧૭૩૧ માં હિંદમાં આવ્યો હતો. તે સાહસિક અને ખટપટીઓ હતો. તથા ૧૭૪૨ માં પાંડિચેરીનો ગવર્નર બન્યો. તે અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકી પોતે રાજ્ય કરવા માગતો હતો. તેણે પ્રથમ અંગ્રેજોનું ૧૭૪૬ માં મદ્રાસ જીતી લીધું અને નિઝામ તથા આર્કોટના નવાબ ચંદા સાહેબને ગાદી અપાવી ઉત્તર સરકારનો મુલક મેળવ્યો. વળી ત્રણે જણાએ અન્વરૂદીનને મારી નાખ્યો, પણ અંગ્રેજ સરદાર ક્લાઇવે તેનું બળ નરમ પાડ્યું, તેથી ફ્રેંચ સરકારે તેને ૧૭૫૪ માં પાછો બોલાવી લીધો. દેશી લોકોને કવાયત શીખવવાની શરૂઆત એણે કરી, પણ તેનામાં યુદ્ધ કૌશલ્ય નહોતું.

**લાલી**—એ ફ્રેંચ સરદાર હતો. તે ૧૭૫૮ માં હિંદમાં આવ્યો હતો. તેને અંગ્રેજોને હિંદમાંથી કાઢી મૂકવાનો હુકમ મળ્યો હતો માટે આવીને તરત ફોર્ટ સેંટ ડેવિડ લઈ તેણે કિલ્લાનો નાશ કર્યો. વળી બુસીને નિઝામ પાસેથી બોલાવી મદ્રાસ પર હુમલો કર્યો, પણ કાંઈ વળ્યું નહિ. એવામાં કર્નલ કૂટે ૧૭૬૦ માં વૉંડિવૉશ આગળ તેને હરાવ્યો. અને ફ્રેંચ સત્તા નરમ પાડી. ૧૭૬૧ માં તેને ફ્રેંચ સરકારે પાછો બોલાવી લીધો. તે અવિચારી હતો.

બુસી—એ ફ્રેન્ચ સરદાર હતો. તેણે નિઝામ મુજફ્ફરજંગને ગાદી અપાવી અને ઉત્તર સરકાર પ્રાંત મેળવ્યા તથા નિઝામના રાજ્યમાં પોતાની સત્તા બેસાડી. એવામાં લાલીએ તેને બોલાવવાથી અંગ્રેજની સામે લડવા ગયો પણ ૧૭૬૦ માં વોંડિવૉશ આગળ હાર્યો અને ફ્રેન્ચ સત્તા નરમ થઈ.

બાજીરાવ બલ્લાળ—પહેલો બાજીરાવ.

લૉર્ડ ગૉફ (સફ હ્યુ ગૉફ)—એ બહાદુર અંગ્રેજ સરદાર હતો. તેણે ૧૮૦૪ માં ચીન વિગ્રહમાં ચીનના લશ્કરને હરાવ્યું હતું તથા ૧૮૪૩ માં સિંધીઆ વિગ્રહમાં મહારાજપુર અને પનીઆર આગળ જીત મેળવી હતી. વળી શીખ પહેલા વિગ્રહમાં ૧૮૪૫ માં મુડકી ને ફિરોજ શહેર આગળ તથા ૧૮૪૬ માં સોબ્રાઅન આગળ શીખ લશ્કરને હરાવ્યું હતું અને શીખ બીજા વિગ્રહમાં ૧૮૪૯ માં ચીલીયનવાલા અને ગુજરાત આગળ ઘણી બહાદુરી બતાવી હતી.

લૉર્ડ લેક—એ અંગ્રેજ સરદાર હતો. એણે ૧૮૦૩ માં બીજા મરાઠી વિગ્રહમાં દિલ્હી ને લાસવારી આગળ સિંધીઆને હરાવ્યો તથા મરાઠી ત્રીજા વિગ્રહમાં ૧૮૦૪ માં ડીગ આગળ હોલ્કરને હરાવ્યો હતો. પછી તેણે ૧૮૦૫ માં ભરતપુરને ઘેરો ઘાલ્યો પણ પાછળથી સલાહ કરી હતી.

જનરલ હૅવલૉક—એ બહાદુર અંગ્રેજ સરદાર હતો. એણે ૧૮૫૭ ના બળવામાં નાનાસાહેબને હરાવી કાનપુર તથા લખનોર લીધાં, તેથી મહારાણીએ તેને સર હેનરી હૅવલૉકનો ખિતાબ તથા હજાર પોંડના વર્ષાસનનો હુકમ મોકલ્યો; પણ એવામાં તેનું મરણ થયું.

નિકલસન—એ બહાદુર અંગ્રેજ સરદાર હતો. તેણે ૧૮૫૭

ના બળવામાં ઘણી બહાદુરી બતાવી છે. દિલ્હીના ઘેરા વખતે નિકલ્સન પંજાબમાંથી લશ્કર લઇને ગયો અને ભારે જંગ મચાવ્યો. નિકલ્સને ખાઇમાં સીડીઓ ગોઠવાવી અને પોતે પહેલો ચઢ્યો, એમ અદ્ભૂત શૌર્ય બતાવી કાશ્મીરી દરવાજો સુરંગથી તોડી તેનું લશ્કર અંદર પેઠું. એવામાં તે ગોળાથી ઘવાયો પણ દિલ્હી કબજામાં આવ્યાની વાત સાંભળી તેણે શાંતિથી પ્રાણ ત્યાગ કર્યો.

**સૈયદ ભાઇઓ**—એક સૈયદ હુસેન બહાર પ્રાંતનો સુબો હતો અને બીજો તેનો ભાઇ સૈયદ અબદુલ્લા અલ્લાહબાદનો સુબો હતો. તેમણે ફરૂખશીઅર વગેરે કેટલાક મોગલ બાદશાહોને ગાદી અપાવી માટે તે 'બાદશાહ બનાવનાર' કહેવાય છે. વળી તેમણે ફરૂખશીઅરને પણ મારી નાખી બીજા બે રફ્યુદ્જાત અને રફ્યુદ્દૌલાને ગાદી અપાવી હતી, આ બંને ભાઇઓનો મહમદશાહે નાશ કર્યો.

**ટીપુ**—એ હૈદરનો પુત્ર હતો. તેને મ્હૈસુરનો વાઘ કહેતા હતા. હૈદરના મરણ પછી તેણે અંગ્રેજો સાથે ૧૭૮૪ માં મેંગલોર આગળ સલાહ કરી હતી. વળી ઔરંગઝેબની માફક લોકોને જીતી પરાણે મુસલમાન કરતો અને ના પાડનારને મારી નાખતો. તે અંગ્રેજોને ધિક્કારતો હતો. તેણે અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર ચઢાઇ કરી માટે કોર્નવાલિસે તેને શીમોગા, અરિકેરા અને શ્રીરંગપટ્ટણ આગળ હરાવ્યો, તેથી ટીપુએ શ્રીરંગપટ્ટણ મુકામે સલાહ કરી હતી. વળી અંગ્રેજોને કાઢી મૂકવા નેપોલીઅનની મદદ માગવાથી મ્હૈસુરનો ચોથો વિગ્રહ શરૂ થયો. તેમાં હૅરિસ, સ્ટુઅર્ટ અને બેયર્ડ તેને સદાશીર, માલવેલી તથા શ્રીરંગપટ્ટણ આગળ હરાવ્યો આ છેલ્લી લડાઇમાં દરવાજા આગળ લડતાં ટીપુ મરાયો.

સર ચાર્લ્સ નેપિઅર—તે અંગ્રેજ સરદાર હતો. સિંધના અમીરોએ જ્યારે અંગ્રેજ રેસિડેન્ટ ઍાટ્રામ ઉપર હુમલો કર્યો ત્યારે નેપિઅરે ૩૦૦૦ માણસનું લશ્કર લઇ હૈદ્રાબાદ ને મિયાની આગળ ૧૮૪૩ માં અમીરોને હરાવ્યા હતા.

સર જૉન માલ્કમ—એ પ્રખ્યાત અંગ્રેજ અમલદાર હતો. તેણે ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણના ઘેરામાં પ્રથમ બહાદુરી બતાવી હતી અને ૧૮૦૩ માં બીજા મરાઠા વિગ્રહમાં મદદ કરી સિંધીઆ તથા ભોંસલા સાથે સલાહ કરી હતી. વળી ૧૮૧૭ માં માહિદપુર આગળ હોલ્કરના લશ્કરને હરાવ્યું તથા બાજીરાવ પેશ્વા ૧૮૧૮ માં એને શરણે ગયો ત્યારે માલ્કમે તેને ૮ લાખનું વર્ષાસન આપી બીઠુરમાં રાખ્યો હતો. તે ૧૮૨૭ માં મુંબઇનો ગવર્નર બની વિલાયતથી પાછો આવ્યો હતો. એ વિદ્વાન લેખક પણ હતો.

## કેટલીક જાણવા જોગ બીના.

ચોથ—એટલે ઉપજનો ચોથો ભાગ આપવાનો કરાર. દિલ્હીના બાદશાહ નબળા થવાથી સૈયદહુસેને (બાદશાહ બનાવનાર) બાલાજીરાવ પેશ્વાની મદદ માગી. એ મદદના બદલામાં સૈયદહુસેને મહમદશાહ પાસેથી પેશ્વાને દક્ષિણની ચોથ ઉઘરાવવાનો હક અપાવ્યો હતો. પાછળથી બાજીરાવે અહમદશાહ પાસેથી આખા હિંદમાંથી ચોથ ઉઘરાવવાની મંજુરી મેળવી હતી.

સરદેશમુખી—એટલે ઉપજનો દશમો ભાગ આપવાનો કરાર. આ કરાર પણ સૈયદહુસેને મદદ બદલ બાલાજીરાવ પેશ્વાને અપાવ્યો હતો.

**મરાઠાખાઈ**—રાધોબા મરાઠાના હુમલાથી બચવાને અલીવર્દીખાને અંગ્રેજોને કલકત્તાની આસપાસ આ ખાઈ ખોદવાની પરવાનગી આપી હતી. તે ખાઈ આજે પણ કલકત્તામાં ' મરાઠા ખાઈ ' નામે ઓળખાય છે.

**કલાઈવની જાગીર**—અંગ્રેજોએ મીરજાફરને ગાદી અપાવી તે બદલ તેણે કંપનીને ૨૪ પરગણાંનો મુલક આપ્યો હતો. આ મુલક બે વર્ષ પછી કંપનીએ કલાઈવને બક્ષીસ કર્યો તેથી તે કલાઈવની જાગીર કહેવાઈ. તેના જીવતા સુધી આ જાગીરનો હક તેને આપ્યો હતો.

**લીબરલ અને કોન્ઝરવેટિવ**—ઈંગ્લાંડની પાર્લામેન્ટમાં બે પક્ષ છે. તેમાં પ્રજા હિત માટે મથન કરનારને લીબરલ અને રાજ્યહિત સાચવનાર પક્ષને કોન્ઝરવેટિવ (ટોરી) કહે છે.

**જજીઆ**—આ કર જે લોકો મુસલમાનોને તાબે થઇ મુસલમાની ધર્મ સ્વીકારતા નહિ તેમની પાસેથી પહેલાંના આરબોએ લેવાની શરૂઆત કરી હતી. પછીના મુસલમાન રાજાઓએ તે લેવાનો જારી રાખ્યો અને ઉપજનું સાધન ગણવા લાગ્યા. એને અકબરે બંધ કર્યો હતો. વળી ઓરંગજેબના વખતથી ફરી ચાલુ કરવામાં આવ્યો હતો. આવેરો ફરૂખશીઅર પાદશાહના મરણ પછી બંધ કરવામાં આવ્યો.

**હિંદના ઇતિહાસની પ્રખ્યાત લડાઇઓ**—આર્કોટ, પ્લાસી, વાંડિવૉશ અને ચિલિયનવાલા. આ લડાઇઓનું પરિણામ જો વિપરીત આવ્યું હોત તો તેની અસર દેશના ઇતિહાસ ઉપર થાત.

**રોહિલા**—આ અફઘાન જાતના લોકો રોહિલખંડમાં રહેતા હતા. તેઓ ઘાતકી, જંગલી અને હિંદુઓ ઉપર જુલમ કરતા તથા

અયોધ્યાના નવાબને બહુ પજવતા હતા, માટે નવાબે હેસ્ટિંગ્સની મદદ માગી. હેસ્ટિંગ્સે મદદ બદલ ૪૦ લાખ રૂપીઆ લઇ રોહિલાને હરાવી નસાડયા અને માજી રાજકર્ત્તાના છોકરાને તે મુલકનો નવાબ બનાવ્યો. તેના વંશજો આજે રામપોરના નવાબ કહેવાય છે.

**હલદીઘાટની લડાઇ.** ૧૫૭૬—આંબેરના રાજા અને અકબરના સરદાર માનસિંહનો પ્રતાપસિંહે તિરસ્કાર કર્યો અને કહ્યું કે તુર્કને કન્યા આપનાર સાથે હું જમતો નથી. આ અપમાનથી ક્રોધે ભરાઇ અકબરે સલીમ તથા માનસિંહને લશ્કર આપી મેવાડપર મોકલ્યા. બંને સૈન્ય વચ્ચે હલદીઘાટના મેદાનમાં ભારે જંગ મચ્યો. પ્રતાપ પાસે ૨ હજાર રજપૂતો અને ભીલ હતા. આ ભીલો પાસે હથિઆરમાં તીરકામઠાં ને ગબડાવવાના મોટા પત્થર હતા. લડાઇમાં પ્રતાપે માનસિંહને બહુ ખોળ્યો પણ તે ન મળવાથી પોતાના ઘોડા ચેતકને લઈ સલીમના હાથી પાસે જઇ પહોંચ્યો. આ વખતે સલીમ હોદ્દાની વજ્રની પેટીમાં પેસી ગયો ન હોત તો અકબરનો વારસ નાશ પામ્યો હોત. માવત મરાયો અને હાથી સલીમને લઇને નાઠો. પ્રતાપે ઘણું પરાક્રમ જણાવ્યું તો પણ રજપૂત સેના હારી અને પ્રતાપ ચેતક ઉપર બેસી ડુંગરામાં જતો રહ્યો. ચેતકનો તંગ છોડતાં તે જમીન ઉપર પડી મરી ગયો. તેની યાદગીરી માટે પ્રતાપે ચેતકનો ચબુતરો બંધાવ્યો હતો.

**આઇન અકબરી**—અબુલફઝલે 'અકબરનામા' નામે પુસ્તક લખ્યું છે તેનો એક ભાગ આઇન અકબરી (અકબરના કાયદા) છે. તેમાં અકબરનો દરબાર, રાજ્યકારભાર, અને પાદશાહતનો પૂરો હેવાલ આપ્યો છે.

**દીવાની**—એટલે સઘળા કર (વસુલાત) ઉઘરાવવાનો હક. આ બંગાળા, બહાર ને ઓઢીઆની દીવાનીનો હક ૧૭૬૫ માં અલાહબાદના કોલકરારની રૂએ શાહઆલમ પાસેથી ક્લાઇવે કંપનીને અપાવ્યો હતો. તેમાંનો ઓઢીઆ પ્રાંત મરાઠાને કબજે હોવાથી લાંબી મુદ્દત સુધી તે લઇ શકયા નહિ.

**જમીનદારો**—કૉર્નવાલિસની વાત જુઓ.

**હિંદમાં બ્રિટિશ રાજ્યની ઇમારત ચણનાર**—લૉર્ડ ક્લાઇવ, માર્કવિસ વેલેસ્લી, લૉર્ડ હેસ્ટિંગ્સ અને છેલ્લો ડલહાઉસી હતો.

**હિંદનો નવો નકશો રચ્યો**—માર્કવિસ વેલેસ્લી, લૉર્ડ હેસ્ટિંગ્સ અને ડલહાઉસીએ હિંદનો નવો નકશો રચ્યો. તેમણે હિંદમાં અંગ્રેજ તાબે જે મુલક હતો તેમાં નવો મુલક (ખાલસા રાજ્યો) મેળવી વધારો કર્યો, એટલે હિંદના નકશામાં અંગ્રેજ તાબાના મુલકમાં વધારો થવાથી દેશનો નકશો બદલાઇ જઇ નવો નકશો થયો.

**ક્લાઇવ પછીનું બ્રિટિશ હિંદ**—મદ્રાસ, ફૉર્ટસેંટ ડેવિડ, મુંબઇ, કલકત્તા, ૨૪ પરગણાંનો મુલક (ક્લાઇવની જાગીર), ઉત્તર સરકાર, બરદ્વાન, ચિતાગાંગ, મેદનીપુર, બંગાળા, બહાર અને ઓઢીઆ અંગ્રેજોએ મેળવ્યાં.

**કૉર્નવાલિસના વખતનું બ્રિટિશ હિંદ. ૧૭૯૨**—ક્લાઇવ પછીના બ્રિટિશ હિંદ કરતાં સેલમ, મદુરા ને મલબાર વધ્યાં.

**માર્કવિસ વેલેસ્લીના સમયનું બ્રિટિશ હિંદ. ૧૭૯૯**—કૉર્નવાલિસના સમયના બ્રિટિશ હિંદ કરતાં વધારામાં—કાનડા, કાઇમ્બતુર, બલારી, કડપા, તાંજોર ને કર્ણાટક મળી મદ્રાસ ઇલાકો

પૂર્ણ સીમાએ પહોંચ્યો અને ગંગા ને જમનાનો દુઆબ મેળવી વાયવ્ય પ્રાંતોની શરૂઆત કરી તથા વસાઇની સલાહથી થોડો મુલક મેળવી મુંબઇ ઇલાકાની શરૂઆત કરી.

**લૉર્ડ હેસ્ટિંગ્સના સમયનું બ્રિટિશ હિંદ.** ૧૮૨૩—માર્કિસ વેલેસ્લીના સમયના બ્રિટિશ હિંદ કરતાં વધારામાં—કમાઉન (સીમલા, મસુરી ને નૈનિતાલ) તથા ગુજરાત અને મહારાષ્ટ્ર વગેરે મળવાથી મુંબઇ ઇલાકો પૂર્ણ સીમાએ પહોંચ્યો.

**લૉર્ડ ડલહાઉસીના સમયનું બ્રિટિશ હિંદ.** ૧૮૫૬—લૉર્ડ હેસ્ટિંગ્સના સમયના બ્રિટિશ હિંદ કરતાં વધારામાં—આમ્હર્સ્ટે આસામ, આરાકાન ને તિનાસરીમ પ્રાંતો અને બેન્ટિકે કુર્ગ ને વાયવ્ય પ્રાંતો બનાવ્યા તથા એલનબરોએ સિંધ અને હાર્ડિંજે પંજાબનો સતલજ ને રાવી વચ્ચેનો પ્રદેશ મેળવ્યો. આ ઉપરાંત ડલહાઉસે સતારા, પંજાબ, પેગુ, નાગપુર, ઝાંસી, વરાડ અને અયોધ્યાનો વધારો કર્યો.

**ડફરીનના સમયનું બ્રિટિશ હિંદ**—ડલહાઉસીના સમયના બ્રિટિશ હિંદ કરતાં વધારામાં ઉપલા બ્રહ્મદેશનો વધારો થવાથી એ રાજ્ય પૂર્ણ કળાએ પહોંચ્યું. એટલે છેવટનો નકશો એ પ્રમાણે બન્યો.

---

## વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાના સવાલો.

### સ્પષ્ટી કરણ સાથે.

### ૧૯૦૧

૧. મીરકાસમ, વિક્રમ, શંકરાચાર્ય અને નાના ફડનવીસ વિષે શું જાણો છો? પૃ૪—૧૫૨, ૪૩, ૪૭.

૨ હિંદની અંધારી હાલત વિષે મેધાસ્થીનીસે શું અભિપ્રાય આપ્યો છે? પૃષ્ઠ—૩૪.

૩ ધારેપો, ભરતપુર અને શ્રીરંગપટ્ટણનાં તહનામાંના કોલકરાર લખો. પૃ—૨૧૮, ૨૧૧ તથા ભરતપુર—૧૮૦૫. અંગ્રેજ અને ભરતપુરના રાજા વચ્ચે—(૧) ભરતપુરના રાજાએ ૨૦ લાખ રૂપીઆ અંગ્રેજને આપવા. (૨) હોલ્કર સાથે સંબંધ રાખવો નહિ. (૩) ભરતપુરનો રાજા અંગ્રેજનો મિત્ર થઇ રહે તો તેને દીગ પાછું સોંપવું.

૪ મોગલ અને મરાઠી રાજ્યની પડતીનાં કારણ લખો. પૃ—૨૩૦, ૨૩૨.

૫ પહેલો મરેઠી વિગ્રહ શી રીતે ઉત્પન્ન થયો અને તે વિગ્રહમાં બનેલા મુખ્ય બનાવોનું વર્ણન કરો, તથા જે સલાહ થઇ તે લખો અને એ વિગ્રહનો અંત આવ્યો તેની શરતો લખો. પૃષ્ઠ—૧૨૬.

૬ લૉર્ડ ડલહાઉસીના રાજ્યકારભારમાં કયા દેશો ખાલસા કરી જોડી દેવામાં આવ્યા અને કયા સામાજીક સુધારા થયા? પૃ—૧૮૪—૧૮૫.

૭ નીચેનાં યુદ્ધો કોની વચ્ચે કઇ સાલમાં અને શા પરિણામથી થયાં તે લખો. પોર્ટોનોવા, મીયાની, વાંડિવોસ, થાનેશ્વર, અસાઇ, શાહપુર, કંદહાર. પૃ—૨૦૨ થી ૨૦૬.

## ૧૯૦૨

૧ બૌદ્ધ ધર્મનો ફેલાવો શી રીતે થયો તથા પાછળથી તે ધર્મની પડતી થવાનાં શાં કારણ? પૃ—૨૯,૩૦.

૨ અકબરની રાજ્યનીતિ વિષે, કલકત્તાના કારાગૃહ વિષે, તથા મરાઠી રાજ્યનો અંત શી રીતે આવ્યો તે વિષે જે જાણતા હો તે લખો. પૃ—૧૦૫, ૧૪૮, ૧૩૧.

૩ લૉર્ડ ડેલહાઉસીની કારકીર્દીનું ટુંક વર્ણન કરો. પૃ–૧૯૩.
૪ પહેલો શીખ વિગ્રહ, ત્રીજો મરાઠી વિગ્રહ તથા ચોથા મ્હૈસુર વિગ્રહનાં શાં કારણુ હતાં તે લખો. પૃ–૨૧૪, ૨૧૦, ૨૦૫.
૫ નીચે લખેલા તહનામાં કઇ સાલમાં અને કોની કોની વચ્ચે થયાં તથા તેની મુખ્ય શરતો શી હતી ? વસાઇ, દેવગામ અને માન્દેસુ. પૃ–૨૧૬, ૨૧૮.

૬ અ નીચે લખેલી સાલમાં બનાવ બન્યા તે લખી જણાવો.
૧૦૨૪, ૧૫૧૦, ૧૬૭૪, ૧૭૬૩, ૧૮૪૩.
જ—૧૦૨૪ માં સોમનાથની લડાઇ, ૧૫૧૦ માં પોર્ટુગીઝ લોકાએ ગોવા જીતી રાજધાની કરી, ૧૬૭૪ માં શિવાજીનો ફરી રાજ્યાભિષેક, ૧૭૬૩ માં પટણાની કતલ અને ૧૮૪૩ માં હૈદ્રાબાદ, મિયાની, મહારાજપુર ને પનિઆરની લડાઇઓ.
બ નીચે લખેલા બનાવો કઇ સાલમાં બન્યા ?
(૧) આર્નીની લડાઇ, (૨) ઉદગીરની લડાઇ, (૩) વેલોરનું બંડ, (૪) રેગ્યુલેટીંગ એક્ટ, (૫) ટીપુ સુલતાનનું મોત.
જ—૧૭૮૨, ઉદગીર ૧૭૬૦ માં સદાશીવરાવે નિઝામને હરાવ્યો, ૧૮૦૬, ૧૭૭૩, ૧૭૯૯.

૧૯૦૩

૧ હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરનારનાં નામ અનુક્રમે લખો. તેઓ કયે કયે દેશથી અને કયે માર્ગે થઇ હિંદમાં કયાં સુધી અને ક્યારે ક્યારે આવ્યા અને શું કરી ગયા ? પૃ–૨૩૨.
૨ માર્કવિસ ઑફ હેસ્ટિંગ્સની કારકીર્દીનું વર્ણન કરો. પૃ–૧૬૦.

૩ મોગલાઈ તથા મરાઠી રાજ્યો પડી ભાગવાનાં શાં કારણો છે ?
પૃ—૨૩૦, ૨૩૨.
૪ બ્રાહ્મણોના જન્મારાના ચાર આશ્રમોનું અથવા ગૌતમ બુદ્ધની
જીંદગીનું વર્ણન કરો. પૃ—૨૪, ૨૫.
૫ નીચે જણાવેલાં તહનામાં ક્યારે અને કોની કોની વચ્ચે થયાં
તથા તેમાં શી શી સરતો હતી ? સાલબાઇ, ગંડામક, લાહોર,
સીરજીઅંજે અને મંદેસર પૃ—૨૧૫ થી ૨૧૮.
૬ નામદાર મહારાણી વિક્ટોરીઆના ઢંઢેરાનુ વર્ણન કરો. પૃ—૧૮૯.
૭ ૧ લી જાન્યુઆરી સને ૧૯૦૩ ના રોજ દિલ્હીમાં કયો મહાન
બનાવ બન્યો તેનું ટુંક વર્ણન કરો. પૃ—૧૯૬.

### ૧૯૦૪

૧ મુસલમાની રાજ્ય થતા પહેલાં હિંદ પર પરદેશી હુમલા કયા કયા
થયા તેનું ટુંકું વર્ણન કરો. પૃ—૨૩૨.
૨ રેગ્યુલેટિંગ એક્ટ, સરદેશ મુખી, મહારાણીનો ઢંઢેરો અને અકબ-
રની વસુલાત પદ્ધતિ બાબત જે જાણતા હો તે લખો. પૃ—૧૬૦,
૨૪૭, ૧૮૯, ૧૦૪.
૩ સૌથી મોટો પેશ્વા કોને ગણો છો ? તેના સમયનો ટુંક ઇતિહાસ
લખો. પહેલો બાજીરાવ પૃ—૧૩૨.
૪ લાસવારી, ગુજરાત, પ્લાસી, સીક્રી અને બકસરની લડાઇ કોની
કોની વચ્ચે અને કઇ સાલમાં થઇ તથા તેનું શું પરિણામ આ-
વ્યું ? પૃ—૨૦૨ થી ૨૦૬.
૫ હિંદુસ્તાનમાં ફ્રેંચ લોકોએ પોતાનું રાજ્ય સ્થાપવાને શા પ્રયત્નો
કર્યા અને તેઓ કેમ ન ફાવ્યા તે લખો. ફ્રેંચ નિગ્રહો તથા પૃ—૧૫૨.

૬ ચૈતન્ય, અહમદશાહ અબદલી, રણજીતસિંહ, અને નાનાફડનવીસ વીષે શું જાણો છો? પૃ—૪૯, ૧૫૬, ૧૮૧, ૨૪૧.

૭ હિંદમાં અંગ્રેજી રાજ્ય પદ્ધતિની સારી અસરો શી થઇ છે તે લખો. પૃ—૨૨૯

૧૯૦૫

૧ હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસનું ટુંક વર્ણન આપો. તથા ક્યા ક્યા પરદેશી વિજયી પુરૂષો આ દેશપર જુદે જુદે વખતે ચઢી આવ્યા તે લખો. પૃ-૧૮ થી ૨૫ તથા ૨૩૨.

૨ નીચે લખેલાં નામો વિષે તમે શું જાણોછો?
આઇનઅકબરી, જજીઆ, ચોથ, જમીનદારો, રૈયતવારી, સરદેશમુખી, રેગ્યુલેટીંગ એક્ટ, પીંઢારા. પૃ—૨૪૯, ૨૪૮, ૨૪૭, ૨૫૦, ૧૬૦, ૧૭૨.

૩ લૉર્ડ ડલહાઉસી તથા વિલિયમ બેન્ટિક એમણે શા શા સંસારિક તેમજ રાજકીય સુધારા કર્યા તે લખો. પૃ-૧૮૫, ૧૭૫.

૪ ચંદ્રગુપ્ત, વિક્રમ, કુમારિલભટ્ટ, લૉર્ડ ગોફ અને ચાંદબીબીનાં ટુંક વૃત્તાંત લખો. પૃ—૩૭, ૪૩, ૪૭, ૨૪૫, ૨૪૩.

૫ હલાકાની રાજ્યપદ્ધતિનું તંત્ર કયા ધોરણ પર ચાલે છે તેની ટુંક હકીકત લખો.પૃ—૨૩૭.

૬ હિંદ સાથે વેપાર કરવાને ઈંગ્લાંડમાં પ્રથમ કંપની કયારે સ્થપાઇ, કંપનીના મુખ્ય અધિકારીઓ કયા નામથી ઓળખાતા હતા, અને કંપની પાસેથી સત્તા પાર્લામેંટ પાસે કયારે અને શા કારણથી ગઇ? જ-૧૬૦૦ માં સ્થપાઇ. પૃ-૧૩૪, ૧૫૪ તથા સત્તા ૧૮૫૮ માં ગઇ જુઓ પૃ-૧૮૮.

## ૧૯૦૬

૧ આર્ય લોકો તથા તેમના ધર્મ વિષે જે જાણતા હો તે લખો.
પૂ—૮, ૯.

૨ અકબર તથા ઔરંગઝેબ, શિવાજી તથા હૈદર એઓની ચાલચલગત સરખાવો. પૃ-૨૨૪, ૨૨૫.

૩ "લૉર્ડ વેલેસ્લીએ હિંદુસ્તાનનો નકશો રચ્યો" આ વાક્યનું સ્પષ્ટીકરણ દાખલા સહિત કરો. પૃ—૧૬૯.

૪ હિંદુસ્તાનમાં પરદેશી પ્રજાઓ વેપાર અર્થે આવી તેનું ટુંકામાં વર્ણન કરો. તેમાંથી કઈ પ્રજાએ હિંદમાં રાજ્ય સ્થાપવાને હરિફાઈ કરી, અને તેમાંની કઇ પ્રજા નિષ્ફળ ગઇ તે કારણ સહિત લખો. જ— ૧૪૧, ૧૪૨ તથા રાજ્ય સ્થાપવાને અંગ્રેજ અને ફ્રેંચોએ હરિફાઇ કરી. તેમાં ફ્રેંચ પ્રજા નિષ્ફળ થઇ તેનું કારણ પૃ—૧૫૧.

૫ મોગલ રાજ્ય તથા મરાઠી રાજ્યનાં પડતીનાં કારણ લખો. પૃ—
૨૩૦—૨૩૨.

૬ ગુજરાતમાં અણુહિલપુર પાટણની ગાદીનો નાશ થયા પછી તે અંગ્રેજના હાથમાં આવ્યું તે વચગાળાના વખતમાં તેના ઇતિહાસની ટુંક નોંધ આપો.

જ—ગુજરાતમાં મૂળ રજપૂત રાજ્ય હતું. તે કરણઘેલા પાસેથી અલાઉદ્દીન ખીલજીએ જીતી લીધું. ત્યાર બાદ દિલ્હીથી સુબા નીમાતા. તે પાટણમાં રહીને રાજ્ય વહીવટ ચલાવતા પણ દિલ્હીના રાજાઓ નબળા પડયા ત્યારે આ સુબાઓએ સ્વતંત્ર સલ્તનત સ્થાપી અને અહમદશાહે અમદાવાદ વસાવી રાજધાની ઠરાવી.

કેટલાક વર્ષ આમ ચાલ્યા પછી અકબરે ૧૫૭૩ માં મુજફરશાહ ત્રીજા પાસેથી ગુજરાત જીતી લઈ દિલ્હીના રાજ્યમાં જોડી દીધું અને ફરીથી દિલ્હીથી સુબાઓ આવી રાજ્ય વહીવટ કરવા લાગ્યા, પણ દિલ્હીના રાજાઓ નબળા પડયા અને મરાઠી સત્તા જોર પર [illegible] ત્યારે ગાયકવાડે ગુજરાત તાબે કર્યું. આખરે અંગ્રેજે ૧૮[illegible] માં પેશ્વા પાસેથી જીતી લઇ કબજે કર્યું.

૯ નીચેના પુરૂષો તથા બનાવો વિષે ટુંક નોંધ લખો.
મરાઠી ચોથો વિગ્રહ; ડુપ્લે, અહલ્યાબાઈ, મહાદજી સિંધિયા, બીજો શીખ વિગ્રહ. પૃ—૨૧૦, ૨૪૪, ૨૪૦, ૨૧૨.

૧૯૦૭

૧ બુદ્ધ ધર્મનો સ્થાપનાર કોણ હતો તથા તેની ચડતી અને પડતી વિષે જે જાણતા હો તે લખો. જ—ગૌતમ બુદ્ધ તથા પૃ—૩૦.

૨ વિક્રમાદિત્ય, જયચંદ રાઠોડ, આર્થર વેલેસ્લી અને સર ચાર્લ્સ નેપીઅર એમનાં ટુંકાં જીવન ચરિત્રો આપો. પૃ—૪૩, ૬૦, ૨[illegible] ૨૪૭.

૩ અકબરના વખતની જમાબંધીની રીત વિષે જે જાણતા હો તે લખો, અને તેને હાલની જમાબંધી રીત સાથે સરખાવો. પૃ—૧૦૪.

૪ લૉર્ડ ક્લાઈવના સુધારા વિષે જે જાણતા હો તે લખો. લૉર્ડ વિલિયમ બેન્ટિંકે લોકોપયોગી કયા સુધારા કર્યા. પૃ—૧૫૬, ૧૯[illegible]

૫ હિંદમાં અંગ્રેજી રાજ્યપદ્ધતિની સારી અસરો શી થઇ છે તે લખો. પૃ—૨૨૯.

## ૧૯૦૮

૧ લૉર્ડ વેલેસ્લીએ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્ય દૃઢ કર્યું તે કઈ રાજ્યનીતિએ, તે વિસ્તારથી જણાવો. પૃ-૧૬૬.

૨ અશોક, મહાન સિકંદર અને બુદ્ધનાં ટુંકાં જીવન ચરિત્ર લખો. પૃ-૩૭, ૩૨, ૨૫

૩ અકબરે કેવી રીતે અને કયા હેતુથી રજપૂતોને મિત્ર અને મદદગાર બનાવ્યા. પૃ-૧૦૧

૪ હિંદુસ્તાનનો રૂપરેખા નકશો દોરી, તેમાં ઇસ્વીસનની ૧૭ મી સદીમાં અંગ્રેજ લોકો, ફ્રેંચ લોકો, તથા વલંદા લોકોએ કયે સ્થાને કોઠીઓ રાખી હતી તે બતાવો. પૃ-૧૪૪.

૫ લૉર્ડ ડલહાઉસીના વખતના બનાવોની ટુંક નોંધ આપો. પૃ-૧૮૩.

## ૧૯૦૯

૧ મોગલોના વખતમાં હિંદુસ્તાનની સ્થિતિ કેવી હતી તેનું વર્ણન આપો. પૃ-૧૨૨.

૨ પેશ્વાઈનું પડતીનું કારણ તથા તે વંશના છેલ્લા રાજાની જીંદગીનું ટુંક વર્ણન લખો. પૃ—૨૩૨, ૧૩૭.

૩ વૉરન હેસ્ટિંગ્સે અંગ્રેજી રાજ્યનો પાયો કેવી રીતે નાખ્યો અને તે કામમાં તેને શી શી અડચણો નડી તેનો ઇતિહાસ લખો. જ૦ તેણે આવીને તરતજ દ્વિરાજ સત્તા પદ્ધતિ બંધ કરી અને દેશી અમલદારોને બદલે અંગ્રેજ કલેક્ટરો રાખી મહેસૂલી ને મુલકી ખાતાં જુદાં પાડ્યાં તથા ઇન્સાફને માટે મોટી અદાલતો સ્થાપી. વળી

લુટફાટ નિર્મૂળ કરી ચાંચીઆનો નાશ કર્યો અને બંગાળી રૈયતને અંધાધુંધીમાંથી ઉગારી તથા મરાઠા અને હૈદરઅલીને (વિગ્રહો લખવા) હરાવી, કંપની સરકારને તેણે મોટી મુશ્કીબતોમાંથી પાર ઉતારીને અંગ્રેજી રાજ્યનો પાયો નાખી પાકો જમાવટ કરી. રાજ્યની અંદરના કારભારમાં મિ. ફ્રાન્સિસના સામા થવાથી તેને ઘણી આરામ્યો નહી. તેણે તેના ઉપર નંદકુમાર પાસે જુઠાં તહોમત મુકાવ્યાં તથા અયોગ્ય કામ કરવા બાબત પાર્લમેંટમાં ફ્રાન્સિસે તેના ઉપર ફરિઆદ કરી પણ ૭ વર્ષ કેસ ચાલ્યા પછી તે નિર્દોષ ઠર્યો.

૪ નાદિરશાહ, સિકંદર, અશોક અને નાના ફડનવીસનાં જીવન ચરિત્ર ટુંકામાં લખો. પૃ-૧૨૨, ૪૨, ૪૭, ૨૪૧.

૫ સૌથી સારો ગવર્નર જનરલ કોને ગણો છો અને તેણે જે જે કર્યું તેમાંના કયાં કયાં કામો ઉપરથી તમે તેવો અભિપ્રાય આપો છો. જ—ડેલહાઉસી. પૃ-૧૮૫ જુઓ.

## ૧૯૧૦

૧ બૌદ્ધ ધર્મની ઉત્પત્તિનાં કારણ તથા તેના સિદ્ધાંતની હકીકત લખો. બ્રાહ્મણ ધર્મ ઉપર તેની શી અસર થઈ તે પણ જણાવો. પૃ-૨૫, ૨૭, ૩૧.

૨ શિવાજી, નૂરજહાન, નાનક અને રણજીતસિંહનાં ટુંક જીવનચરિત્ર લખો. પૃ-૧૨૪, ૧૦૮, ૧૧૬, ૧૮૧.

૩ માગુલાઈની પડતીનાં કારણ વિસ્તાર લખો. પૃ-૨૩૦.

૪ માર્કવિસ વેલેસ્લીના વખતનું બ્રિટિશ હિંદ લૉર્ડ કોર્નવાલિસના વખત કરતાં કેટલું વધ્યું તેની હકીકત નકશા સહિત લખો. પૃ-૨૫૦

૫ લૉર્ડ વિલિયમ બેન્ટિના વખતમાં જે સુધારા થયા હોય તેનું ટુંક વર્ણન લખો. પૃ-૧૭૫

## ૧૯૧૧

૧ ગૌતમ, શીરશાહ, હૈદર, અશોક અને શંકરાચાર્યનાં જીવનચરિત્ર આપો. પૃ-૨૫, ૯૬, ૧૧૮, ૩૭, ૪૭.

૨ પિંઢારા, ઠગ અને શિખ વિષે જાણતા હો તે લખો. પૃ-૧૬૨, ૧૧૬, ૧૮૧.

૩ મહમદગીજની અને મહમદઘોરી, અકબર ને ઓરંગજેબનો મુકાબલો કરો. પૃ-૨૨૨,૨૨૩.

૪ ઇસ્ટઇંડિઆ કંપનીના રાજ્યવહિવટમાં ઇંગ્લિસ રાજ્ય તરફથી જે ફેરફાર કરવામાં આવ્યો હોય તેનું સવિસ્તર વર્ણન લખો પૃ-૧૮૮.

૫ લૉર્ડ રીપન તથા લૉર્ડ ડાલહાઉસીના વખતના બનાવોની ટુંક નોંધ કરો. પૃ-૧૯૩, ૧૮૩.

# પ્રાવેશિક પરીક્ષા.

## ૧૯૦૫

૧ બૌદ્ધ ધર્મની ઉત્પત્તિ તથા મુખ્ય ઉપદેશ વિષે શું જાણો છો? એ ધર્મ હાલ કયાં કયાં ચાલે છે, અને હિંદુસ્તાનમાં એનું જોર કેવી રીતે નરમ પડયું તે લખો. પૃ-૨૫, ૨૭, ૩૦.

૨ દક્ષિણમાં મરાઠી રાજ્ય સ્થાપનાર તથા મ્હૈસુરમાં મુસલ-માની રાજ્ય સ્થાપનાર પુરૂષોનાં ટુંકાણમાં જીવનચરિત્રો આપો; અને તે બેઉની સરખામણી કરો. ૪-૧૨૪, ૧૫૮, ૨૨૫

૩ નીચેનાં સ્થળો જે જે ઐતિહાસિક બનાવો માટે પ્રસિદ્ધ હોય તે સર્વે ટુંક હકિકત તથા વર્ષ આપી લખોઃ—

સુરત, આર્કાટ, વેલોર, ભરતપુર, કાનપુર.

જ—સુરતમાં ૧૬૧૨ માં અંગ્રેજોએ કોઠી ઘાલી. શિવાજીએ ૧૬૬૩-૬૪ અને ૧૬૭૦ માં લૂટયું અને છેવટે ૧૮૦૦ માં વેલેસ્લીએ ખાલસા કર્યું. તથા આર્કાટનો ઘેરો ૫-૧૪૬, વેલોરનું બંડ ૧૭૭, ભરતપુરનો ઘેરો ૨૬૯ તથા ૧૭૫ અને કાનપુર ૧૮૭ જુઓ.

૪ નીચેના પુરૂષો વિષે જાણવા જેવું હોય તે લખોઃ—

શીરશાહ, મહાદજી સિંધીઆ, સુરાજ-ઉદ-દૌલા, બાજીરાવ પહેલો, રણજીતસિંહ. પુ-૯૬, ૨૪૦, ૧૪૮, ૧૩૨, ૧૮૧.

૫ ઔરંગજેબ, વૉર્નહેસ્ટિંગ્સ અને લૉર્ડ ડલહાઉસીની રાજ્યનીતિ વિષે ટુંક વિવેચન કરો. જ-૧૧૫, ૧૬૩ તથા ડલહાઉસીની રાજ્યનીતિ કોઇપણ રાજા બીન વારસ મરણ પામે તો ગાદીનો હક દત્તકને નહિ આપતાં પ્રજાના કલ્યાણ તરફ વિચાર કરી ખાલસા કરવાની હતી. આ રાજ્યનીતિથી તેણે પંજાબ, પેગુ, અયોધ્યા, નાગપુર વગેરે ઘણા મુલક મેળવી બ્રિટિશ રાજ્યની ઈ-મારત પૂરી કરી. તેની મોટામાં મોટી ઇચ્છા લોકોની નીતિ સુધારી દેશનું દ્રવ્ય વધારવાની હતી. રાજ્યકારભારનું એક પણ ખાતું અને

હાથે સુધર્યો વગર રહ્યું નથી. તે ઘણા સુધારા કરી ગવર્નર જનરલોમાં શ્રેષ્ઠ ગણાયો પણ તેની ખાલસા રાજ્યનીતિથી લોકોને અસંતોષ પેદા થયો.

## ૧૯૦૬

૧ મૌર્યવંશ નામ શા ઉપરથી પડ્યું, અને એ વંશના રાજાઓએ ઇ. સ. ની કઈ સદીમાં રાજ્ય કર્યું ? એ રાજાઓનાં નામ લખો. અને તે વખતે હિંદુસ્તાની સ્થિતિ કેવી હતી તે પણ ટુંકમાં લખો. પૃ—૩૭, ૩૮.

૨ શાહબુદ્દીન ઘોરીના મરણ પછી દિલ્હીમાં કયા કયા પઠાણ વંશોએ ઇ. સ. ૧૫૩૦ સુધી રાજ્ય કર્યું અને તે દરેકના સ્થાપનાર કે શું હતા ? પૃ—૬૩ તથા સ્થાપનાર—ગુલામવંશ કુતબુદ્દીને, ખીલજી વંશ જલાલુદ્દીનને, તઘલખ વંશ ગ્યાસુદ્દીને, સૈયદ વંશ ખીજરખાને તથા લોદી વંશ બહિલોલખાને સ્થાપ્યો હતો.

૩ શીખ લોકો ક્યાંના રહેવાશી છે અને તેમને વિષે જે જાણતા હો તે લખો, શીખ લોકો અને મુસલમાન વચ્ચે અણબનાવ રહેવાનું કારણ શું ? એ બેની વચ્ચે પહેલી તકરાર કયા રાજાના વખતથી થઇ ? પૃ—૧૧૬,૧૮૧.

૪ લૉર્ડ આકલાંડે ક્યાંથી કયાં સુધી અમલ ચલાવ્યો ? એના વખતમાં કઇ મોટી બીના બની, અને તે બીના વિષે તમે શું જાણો છો ? પૃ—૧૫૮. (મોટી બીના અફઘાન પહેલો વિગ્રહ)

૫ આ ગુજરાતમાં મુસલમાન બહાદુરશાહ જે વખતમાં ગુજરાતમાં

રાજ્ય કરતો હતો તે વખતે દિલ્હીની ગાદી પર કયો રાજા હતો? બહાદુરશાહના મરણ વિષે શું જાણો?

જ—તે વખતે હુમાયુ હતો. બહાદુરશાહના મરણ વિષે પૃ—૯૭.

૫ લોકલબોર્ડ વિષે શું જાણો છો? એ અને મ્યુનિસિપાલિટી વચ્ચે કંઇ ફેર છે? અને ફેર છે તો શો છે?

૬ તાજમહેલ કોણે બંધાવ્યો અને તે ક્યારે? એ બંધાવવાનું કારણ શું? મસજીદ અને રોજા વચ્ચે શો તફાવત છે? પૃ-૧૧૨

મસજીદ અને રોજા વચ્ચેનો તફાવત—મસજીદ એ બંદગી કરવા માટે મુસલમાનોએ બંધાવેલું મકાન છે. તેની નીચે કબર હોતી નથી પણ કોઇ પ્રખ્યાત માણસે કબર ઉપર બંધાવેલા મકાનને રોજો કહે છે તેમાં બંદગી થતી નથી.

## ૧૯૦૭

૧ શંકરાચાર્ય બાદરાયણ વ્યાસ, ચૈતન્ય તથા કબીર વિષે જે જાણતા હો તે લખો. પૃ-૪૭, ૨૪, ૪૯, ૪૮.

૨ અકબરના વખતમાં રાજ્યવ્યવસ્થા કેવી રીતે કરવામાં આવી હતી અને લોકોની સ્થિતિ કેવી હતી તે સમજાવો. પૃ-૧૦૧, ૧૦૬.

૩ વૉરન હેસ્ટિંગ્સની કારકીર્દીમાં ઇસ્ટઇંડિઆ કંપનીના રાજ્ય વહીવટમાં કયા મોટા ફેરફારો થયા ને તેની શી અસર થઇ તે લખો.

જ—પૃ-૧૬૦ રેગ્યુલેટિંગ એક્ટ ને ૧૬૩. તથા અસર--જ્યાં સુધી હેસ્ટિંગ્સ ગવર્નર હતો ત્યાં સુધી સુલેહશાંતિથી કામ કરી શક્યો પણ રેગ્યુલેટિંગ ઍક્ટ થયા પછી કાઉન્સિલ નીમાઇ, એમાંના

ણ સભાસદો મિ. ફ્રાન્સિસની સલાહથી દરેક કામમાં તેની વિરૂદ્ધ પડયા વળી ફ્રાન્સિસે હેસ્ટિંગ્સ ઉપર કેટલાંક જૂઠાં તહોમત મૂક્યાં અને ઈગ્લાંડ ગયા પછી પણ કંપનીને ફરિઆદ કરી, આથી તે રાજીનામું આપી ઈગ્લાંડ ગયો અને તહોમતમાં નિર્દોષ ઠર્યો.

શેરશાહ, મીરજાફર, નાના ફડનવીસ, અને સર આયર કુટનાં ટુંક જીવન ચરિત્ર આપો. ૯૬, ૧૫૧, ૨૪૧, ૨૪૦.

કર્ણાટકમાં ફ્રેંચ અને અંગ્રેજો વચ્ચે લાંબા વખત સુધી જે વિગ્રહ ચાલ્યો તેનું ટુંકાણમાં વર્ણન કરો, અને ફ્રેંચ સત્તા આખરે શા કારણથી પડી ભાગી તે સમજાવો. ૯-૧૪૫, ૧૫૧.

૧૯૦૮

સરજોનશોર, માર્કવિસ વેલેસ્લી, તથા સરજ્યોર્જ બાર્લોની રાજ્યનીતિ સરખાવો, અને તે દરેકનાં શાં પરિણામ થયાં તે જણાવો.

ઉ—સરજાન શોરની રાજ્યનીતિ બધે સલાહશાંતિ રાખી દેશી રાજ્યોમાં હાથ ઘાલવાની નહોતી આથી મરાઠા અને ટીપુ નિરંકુશ થયા. વળી નિઝામને મરાઠાના સામે સહાય નહિ આપવાથી તેણે ફ્રેંચોને રાખવા માંડયા તથા ટીપુ લડવાની તૈયારી કરવા લાગ્યો, પણ વેલેસ્લીની રાજ્યનીતિ આથી તદ્દન ઉલટી હતી. તેનો વિચાર દેશી રાજ્યોને અંગ્રેજી સૈન્યની સહાય આપી કંપનીના રક્ષણ નીચે મૂકવાં તથા હિંદમાં અંગ્રેજી સત્તા સર્વોપરિ કરવી. આમ કરવા તેણે સહાયકારી લશ્કરની યોજના કરી, આથી રૈયતની પાયમાલી થતી અટકી અને જાનમાલનું રક્ષણ થયું. સર જ્યોર્જ બાર્લોની રાજ્યનીતિ શોરને મળતી અને વેલેસ્લીથી જુદા પ્રકારની હતી,

તેની ઢીલી રાજ્યનીતિથી સિંધીઆ તથા હોલ્કર રજપૂતાનામાં લુંટ કરી ત્રાસ વર્તાવવા લાગ્યા.

૨ પૃથુરાજ, રણજીતસિંહ તથા નાનાફડનવીસનાં જીવનચરિત્ર લખો. પૃ-૬૦, ૧૮૧, ૨૪૧.

૩ ફ્રેંચ લોકો હિંદુસ્તાનમાં કાયમ રાજસત્તા શા માટે કરી શકયા નહિ તે સમજાવો. પૃ-૧૫૧.

૪ ઔરંગઝેબના ગુણ દોષ (લક્ષણ) તથા રાજ્યનીતિ અને તેમના પરિણામનું વર્ણન કરો. પૃ-૧૧૭, ૧૧૫ તથા પરિણામ—ઔરંગઝેબનાં લક્ષણથી હિંદુઓના મન ઉઠયાં થઇ ગયાં તથા તેની જુલમી અને ધર્માંધ રાજ્યનીતિથી ઠેકાણે ઠેકાણે જોરાવાર દુશ્મનો ઉભા થયા અને શીખ, રજપૂત તથા મરાઠાએ બંડ કર્યાં તથા પ્રાંતોના સુબાઓ સ્વતંત્ર થયા અને રાજ્યની પડતી આવી. તેની રાજ્યનીતિમાં મુખ્ય ખામી એ હતી કે દખ્ખણનાં પઠાણ રાજ્યો લેવાને બદલે તેમને મદદમાં લઇ મરાઠા બળ તોડયું હોત તો મોગલાઇ રાજ્યના ટુકડા થઇ જાત નહિ.

૫ મરેઠા લોકોની સત્તાનો ઉદય શી રીતે થયો, તે શી રીતે વધતી ગઈ; અને તેનો અંત શી રીતે આવ્યો તે ટુંકામાં સમજાવો. પૃ-૧૩૦

૧૯૦૯

૧ વસાઇના તહનામાની મુખ્ય કલમો લખો. એ તહનામાથી મરેઠી રાજ્યો ઉપર તથા ઇસ્ટઇંડિઆ કંપનીના રાજ્ય ઉપર શી અસર

થઈ ? હિંદના ઇતિહાસમાં એવી કઈ કઈ લડાઈઓ થઈ છે કે તેમનું પરિણામ જે આવ્યું તેથી વિપરીત આવ્યું હોત તો તેની અસર દેશના ઇતિહાસ ઉપર થાત. પૃ—૨૧૬, ૧૩૭, ૨૪૮.

૨. નીચેના હિંદના ઇતિહાસમાં શા માટે પ્રસિદ્ધ છે તે જણાવો. શંકરાચાર્ય, ચાંદબીબી, અહલ્યાબાઈ, અમીચંદ. પૃ—૪૭, ૨૪૯, ૨૪૦, ૨૪૨.

૩. ક્લાઈવની દ્વિરાજ્ય પદ્ધતિ, અલાઉદ્દીન ખીલજીએ હિંદુ ધર્મ ઉપર કરેલી અસર, ડુપ્લે અને ક્લાઈવનો મુકાબલો, કૉર્નવાલિસની સ્થાયી જમાબંધી, અકબરની વસુલાત પદ્ધતિ એ વિષે જાણતા હો તે લખો. પૃ—૧૫૫, ૭૫, ૨૨૫, ૧૬૪, ૧૦૪.

૪. ઇ૦ સ૦ ૧૭૬૧ માં હિંદમાં જુદાં જુદાં રાજ્યો ક્યાં હતાં ? દરેક રાજ્ય અંગ્રેજ સરકારે ક્યારે ખંડીયું અથવા ખાલસા કર્યું તે લખો. જ—પૃ—૧૫૭ તથા એ રાજ્યોમાંથી મરાઠાનું સતારા ૧૮૪૮માં ખાલસા કર્યું. (૨) પેશ્વાનું ગુજરાત ૧૮૧૮માં કબજે કર્યું. (૩) મૈસુર ૧૭૯૯ માં ટીપુ પાસેથી જીતી લઈ પ્રથમના વંશજ કૃષ્ણરાજને આપ્યું. (૪) બંગાળા ને બહાર ૧૭૬૫ માં તથા ઓરીસા ૧૮૦૩ માં મળ્યું. (૫) અયોધ્યા ૧૮૫૬ માં ખાલસા કર્યું. (૬) દિલ્હી ને આગ્રા ૧૮૦૩ માં જીતી લઈ શાહઆલમને પેન્શન બાંધી આપ્યું. (૭) આ બધામાં ફક્ત નિઝામે સહાયકારી કરાર પ્રથમથી રાખી ૧૮૫૩ માં વરાડ પ્રાંત આપ્યો માટે તે નિર્ભયપણે રાજ્ય કરે છે.

## ૧૯૧૦

૧. અકબરની વસુલાત પદ્ધતિ, લૉર્ડ કોર્નવાલિસની જમાબંધી અને સહાયકારી લશ્કરની યોજના વિષે જે જાણતા હો તે લખો. પૃ—૧૦૪, ૧૬૪, ૧૬૬.

૨. પેશ્વાઓ સ્વતંત્ર રાજ્ય કેવી રીતે મેળવી શક્યા તેનું સવિસ્તર વર્ણન કરો. પૃ—૧૩૪, ને ૧૨૯.

૩. નીચેના શખ્સોની જીંદગીનું ટુંક વર્ણન કરો.

નાનાફડનવીસ, મહોબતખાન, મલીકંબર, અહલ્યાબાઈ, રણજીતસિંહ અને લૉર્ડ લેક. પુ—૨૪૧, ૧૦૯, ૮૬, ૨૪૦, ૧૯૧, ૨૪૫.

## ૧૯૧૧

૧. લૉર્ડ વેલેસ્લીએ હિંદમાં અંગ્રેજી રાજ્ય દૃઢ કર્યું તે કઇ રાજ્ય નીતિએ, તે વિસ્તારથી જણાવો. પૃ—૧૬૬.

૨ મરાઠા લોકોની સત્તા ચઢતી શી રીતે થઇ અને તેનો અંત શી રીતે આવ્યો તે ટુંકામાં સમજાવો. પૃ—૧૩૦.

૩ મોગલ વંશમાં સૌથી પ્રતાપી અને પ્રજાનું હિત કરનાર રાજા કોણ ? કારણ આપો.

૭. પ્રતાપી અને હિત કરનાર રાજા અકબર થયો. તે ગાદીએ આવ્યો ત્યારે તેનું રાજ્ય માત્ર નામનુંજ હતું, દેશમાં ઠેર ઠેર બંડ જાગ્યાં હતાં અને પઠાણો, રજપૂતો તથા મોગલ સરદારોને તેણે વશ કરવાના હતા. આ બધું કામ પાર પાડી તેણે પોતાનું રાજ્ય પરાક્રમી અને કીર્તિવંત બનાવ્યું તથા ચારે તરફ ફેલાવી હિંદનો ખરેખરો પાદશાહ થયો. વળી તેણે પ્રજાના હિતને માટે કરેલા સુધારા, જમાબંધી, રાજ્યવહિવટ, યુદ્ધનીતિ (અકબરની વાત જુઓ.) તથા રૈયતના સુખને માટે રાખેલી કાળજી ઉત્તમ હતી. એમ તેની રાજ્યનીતિથી દેશમાં આબાદી અને વ્યવસ્થા થઇ રાજ્યનું કામ ચાલે પડ્યું, માટે તે અનુપમ થઇ ગયો.

૪. ઇતિહાસ અને ભૂગોળના જ્ઞાનને કોઇ સંબંધ છે? આ બંને વિષયો શીખવતી વખતે એક બીજાની સહાયતા કેટલે અંશે મળી શકે છે? દાખલા આપો. પૃ—૪.

---



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪૦ | ૧૦ | કુલપિવસ્તુ, | કપિલવસ્તુ, |
| ૪૨ | ૨૧ | ૪૭૬ | ૬૦૦ |
| ૫૧ | ૨ | ૧૨૩૨ | ૧૧૩૨ |
| ૮૯ | ૩ | દારા<br>\| | ઔરંગજેબ<br>\| |
| ૧૦૭ | ૧૬ | જસી | જાતી |
| ૧૮૫ | ૨૩ | ૧૮૭૫ | ૧૮૫૭ |
| ૧૮૮ | ૨૦ | ૧૮૧૮ | ૧૮૫૮ |
| ૧૯૦ | ૧૦ | વશેપ | વિશેપ |

# જાહેર ખબર

અમારી દુકાનેથી તમામ જાતની અંગ્રેજી તથા ગુજરાતી ચો.પુ-

સ્તકો અને હરેક જાતનાં ઘડીઆળો મળશે.

છોટાલાલ ત્રીકમલાલ બુકસેલર એન્ડ ઘડીઆળી,

નડીઆદ—સાંઘપાપળી.

# મળવાનાં ઠેકાણાં.

૧. બુકસેલર અને ઘડિઆળી. છોટાલાલ ભીકાભાઈ. નડિઆદ—સાંથની પીપળી.

૨. પટેલ જેઠાભાઈ વહેરીભાઈ. નડિઆદ—ડાકરખાડ વહેરાઈ માતા આગળ.

૩. બીજા બુકસેલરોને ત્યાંથી.

